# અનુક્રમણિકા



# મિરાતે અહમદી

## ભાગ બીજો

### જોધપૂરના જમીનદાર, મહારાજા રાજરાજેશ્વર, હિંદુસ્તાનના રાજાઓમાં શ્રેષ્ઠ, મહારાજા અજીતસિંહની સૂબેદારી, અને મહોતરમખાન તથા હૈદર કુલીખાનની દીવાની

દાઉદખાન પન્નીની કારકીર્દીમા ખિલાફત અને પૃથ્વીના રક્ષક (પાદશાહ) ની કચેરીમાથી અમદાવાદના સૂબાના ઓહદાપર મહારાજા રાજરાજેશ્વર, જોધપૂરના રાજા અજીતસિંહ કે જેને ૭ હજાર જાતી અને ૭ હજાર સવારની મનસબદારીનુ માન મળેલુ હતું તેને નીમવામા આવ્યા. તેમને માટે ખાસ ખીલ્લત (પોશાક) મોકલી તથા ફરમાન કાઢી તેમને સન્માનિત અને કીર્ત્તિવંત બનાવવામા આવ્યા. ચાલુ રિવાજ મુજબ સોરઠની ફોજદારી પર કુંવર અભેસિંહને બહાલ કરવામા આવ્યો. મહારાજાએ પોતાના તરફથી વિજયરાજ ભંડારીને નાયબ સૂબો અને ફતેસિંહ કાયસ્થને સોરઠનો નાયબ ફોજદાર નીમી રવાના કર્યા. તેઓ રસ્તે પડયા અને હિ. સ. ૧૧૨૭ના શાબાન માસની સાતમી તારીખે વિજયરાજ અમદાવાદમા દાખલ થયો અને ફતેસિંહ સોરઠ તરફ ગયો. અબદુલ હમીદખાન શહેરમા (અમદાવાદ)આવ્યો અને હઝરત અહમદ ખટ્ટૂગંજબક્ષના રોજાના મુતવલ્લીની જગા ઉપરાંત તેને બક્ષી તથા ખબરપત્રી (વાકે નિગાર) નીમવામા આવ્યો.[1] નિઝામત જોડે તાલુકો રાખતા ફોજદારો અને થાણદારોની નીમણુકો કરવામા તથા મુલ્કી અને ફોજી કાર્યોનો નીકાલ કરવામા ભંડારી વળગી ગયો. ઈનાયત્ ઉલ્લાખાન કે જે હઝરત ખુલ્દ મકાન (ઔરંગઝેબ પાદશાહ) ના વખતમા ઉચ્ચ ખાલસા કચેરીનો દીવાન,

---

૧. આ અબદુલહમીદખાન, દાઉદખાન પન્નીના વખતમા નાયબસૂબો પણ હતો. તેને આ બે ઓહદા વધારામા આપવામા આવ્યા હતા.

તેમના વિશ્વાસનું સ્થાન અને તેમના મહાન ઉમરાવ વર્ગમાંનો એક હતો, અને જે પાદશાહની પવિત્ર કચેરીમાથી હિન્નઝની સફરે જવાની તથા પવિત્ર કાબાની હજ કરવાની પરવાનગી મેળવી નીકળ્યો હતો તે આ અરસામાં આવી પહોંચ્યો અને થોડા દહાડા રોકાઇ, મુસાફરીનો થાક ઉતારી, સુરત તરફ રવાના થયો અને મોસમ આવતાં વહાણમાં બેસી ધારેલે ઠેકાણે જવા રવાના થયો. મોહતરમખાનની બદલીને લીધે સૂબાની દીવાની પર, મોમિનખાનની બદલીને લીધે સુરતની તેમજ ઉચ્ચ ખાલસા મહાલોની મુતસદ્દીગીરીપર, સૈયદ અકીલખાનની બદલીને લીધે ખંભાત બંદરની મુતસદ્દીગીરીપર, બંસીધરની બદલીને લીધે વડોદરા, નાંદાદ, અમદાવાદના હવેલી પરગણાની આસપાસની તથા અરહર માતરની ફોજદારી પર, નામવર પાદશાહ તરફથી હૈદરકુલીખાન કે જે જાતી બે હજારી મનસબદારનો તથા વગર શરતી એક હજાર સવાર સાથનો ઓદ્દો ભોગવતો હતો તેને કવીઇલસાલની પાનખર ઋતુની શરૂઆતથી એટલે નામદાર પાદશાહને ગાદીએ બેઠાના પાચમા વરસમા નીમવામાં અને કીમતી પોશાક તથા રત્નજડીત સિરપેચથી વિભૂષિત કરવામા આવ્યો એટલે તે પોતાને રસ્તે પડયો, અને પવિત્ર ઝિલહજ માસની ઓગણીસમી તારીખે શાહ ભીખનની દરગાહ (ઇશ્વર તેને પવિત્ર રાખો) ની પાસે અમદાવાદની હદમા આવી મુકામ નાખી તેણે પોતાના નાયબોની નીમણુક કરવા માંડી. શેખ ઈસલામખાનના પુત્ર નાસિરઉદ્દીન અહમદખાનને સૂબાના દીવાનનો નાયબ અને પોતાના સાથીઓમાથી મહમદ શરી નામના એક માણસને કાપડ (મહેસૂલ) ખાતાનો મહાલ કે જે દીવાની સાથે જોડી દેવામા આવ્યો હતો તેનો કરોડી નીમ્યો. સૈયદ અકીલખાનને ધોળકાનો ફોજદાર તથા અમીન નીમી પોતાના તરફથી ખંભાતનું બંદર તેને સોપી પોતે સુરત તરફ કૂચ કરી. (રસ્તામા જતાં જતા) પેટલાદમા અર્જમંદખાનને વડોદરાની ફોજદારી પર કાઝેમબેગને અને ભરૂચમા અબદુલ મોમિનખાનને નીમી પોતે સુરત બંદર આવી પહોંચ્યો અને કામોનો નીકાલ કરવા મંડી ગયો. આ લેખકના પિતા કે જે બદલીને લીધે ખંભાતથી આવ્યા હતા, તેમને આ અરસામા કે જ્યારે સૈયદ અકીલ ધોળકે જતો હતો ત્યારે, આગલા રિવાજ મુજબ ખંભાતની નાયબગીરીપર નીમી તેણે પોતાની જોડે લીધા. કામદારોની બરતરફી અને નીમણુકોને સબબે પરગણાનો કારભાર ગુંચાઇ ગયો હતો અને લોકો ન્હાસી છૂટયા હતા, તે સઘળું લગભગ એક મહીનાની તેમની ઉત્તમ કાર્યશક્તિથી ઠેકાણે પડી ગયું અને ત્યાથી તેઓ ખંભાત ગયા અને ત્યાં થોડો વખત

રોકાઇ આ લેખકને પોતાના નાયબ (પ્રતિનિધિ) તરીકે મૂકી સૈયદ અલી-લખાનના બોલાવ્યાથી પાછા ધોળકે જઈ ત્યાનું કામકાજ સરંજામ પહોંચાડવામા રોકાઇ ગયા.

## મહારાજા અજીતસિંહનું સૂબામાં આવવું

જોધપૂરથી એક મ્હોટું લશ્કર લઇ મહારાજા અજીતસિંહ પોતાના સૂબામાં આવવા નીકળી પડ્યા ને હી.સ.૧૧૨૮ ના પહેલા રબી માસની દસમી તારીખને ગુરૂવારે શાહીબાગમા આવી પહોંચ્યા. પદાવતો તથા મહેરઅલીખાન, સફદરખાન બાબી, સદર તથા સૂબાના નાયબ દીવાન નાસિરઉદ્દીન અહમદખાન, કાઝીખેરઉલ્લાખાન, ખબરપત્રી અબદુલ હમીદખાન, સમાચારપત્રી મહમદ મુનઅમ,[1] મોહતસબ[2] મીર હિસામ ઉદ્દીનખાન, કોટવાળ મીર અબુતાલેબ, મુફતી મહમદ અકબર, મનસબદારો, જાણીતા માણસો, મુખીઓ, અમદાવાદમા રહેતા હિંદુ મુસલમાન નાણાવટીઓ અને વેપારીઓના મહાજનોના શેઠોને સાથે લઈ ભંડારીએ તેમની મુલાકાત લીધી. નાહરખાન કે જે વગર શરતી પંદરસોની મનસબદારીથી વિભૂષિત હતો અને અમીર ઉલઉમરાએ જ્યારે જોધપૂરપર લશ્કર લઇ જઇ ચઢાઇ કરી હતી ત્યારે મહારાજા અને તેની વચ્ચે મ્હેશા લાગ લઇજા કરતો હતો ને જેણે મહારાજાના મામલાને સુધારી આપ્યો હતો અને તે તાબેદારી અને ફરમાન બરદારીને રસ્તેથી ચળે નહિ તેટલા માટે તેના વાલી તરીકે જેને ગોડીઆના ખેતાબનું ભૂષણ પ્રાપ્ત થયુ હતું, તેને દીવાનના ઓદ્ધા પરથી દૂર થએલા મોહતરમખાનની કેરફારીમા કાપડ (મહેસૂલ) ખાતાના મહાલનો તથા શહેરના સાયર મહાલનો દારોગો બનાવવામા આવ્યો હતો, તે પણ સાથે આવ્યો હતો. ઇરાનના હાકેમે ઇરાકી તોખમના ઘોડા જે મીર મુર્તઝા એલચીજોડે ભેટ તરીકે મોકલ્યા હતા તે આ અરસામા સુરત આવી પહોંચ્યા, કારણ જે વહાણમા એલચી આવતો હતો તે વહાણ તોફાન

---

૧. વાકે નિગાર; ખબરપત્રી Recorder દરેક સૂબામા એકેક હતો સવાને નવીસ; સમાચાર પત્રી: News writer, Reporter of the secret service આ બનેની ફરજો માટે જુઓ. Mirat Supp P 150

૨ He executes the commandments and prohibitions of the law. He also supervises weights, measures &c. Mirat. Supp. P. 149.

થવાથી બંગાળા તરફ ખેંચાઇ ગયું ને જે વહાણમાં ઘોડા ચઢાવ્યા હતા તે સુરત બંદરે આવી પહોંચ્યું. આ વાતનું જ્યારે પવિત્ર પાદશાહને નિવેદન કરવામાં આવ્યું ત્યારે ગુજરાતના મુતસદ્દી મોમિનખાનપર તાકીદનો હુકમ કાઢવામાં આવ્યો કે એ ઘોડાઓને લઇ તે દેશથી જે ઘોડાઓનો ઉપરી આવેલો હતો તેને માટે એક ભોમીઆ (રખેવાળ) નો તથા વાટ ખરચીનો તથા પોતાના તરફથી તેની સરભરા કરનારા એક માણસનો બંદોબસ્ત કરી, તેને નામદાર પાદશાહના દરબારમા પહોંચતો કરવો. તેણે પોતાની બરતરફી થતા પહેલા પોતાના ભાઈ મહમદ અબદુલ્લાને એ કામપર નીમી તેની જોડે અમદાવાદને રસ્તે તેને ઘોડા સાથે રવાના કર્યો આગલો દીવાન મોહતરમખાન પણ એ જ સથવારો પસંદ કરી ચાલી નીકળ્યો. અને મોમિનખાન પણ તેમની પછી રસ્તે પડ્યો. જોશીઓએ આપેલા શુભ મુહૂર્ત સુધી વાટ જોઈ મહારાજાએ ભદ્રના કિલ્લામા પ્રવેશ કર્યો. તે જ વખતે પોતપોતાની નીમણુકના બાદશાહી હુકમ મુજબ સઘળા ફોજદારો ને થાણદારો નીચે દર્શાવેલી વિગત પ્રમાણે પોતપોતાના ઓહ્દાની જગાએ પહોચી જઇ ત્યા રીતસર બંદોબસ્ત કરવાના કામમા રોકાઇ ગયા હજારી જાતી મનસબ ને વગર શરતી બસેં સવારવાળો ફૈઝઉલ્લાખાન અઝમાબાદ, મામૂરાબાદ, વહીઆલ અને ઇસ્લામાબાદ ( નડીઆદ ) ની ફોજદારીપર, હજારી જાતી મનસબ વગર શરતી એકસો સવારવાળો અબુતાલેબખાન ગોધરા, જિરકાલ ને દોહદના શરીઆમ રસ્તાની ફોજદારીપર, ત્રણસો જાતી મનસબદાર ગઝનીખાન પાલણપોર અને દાંતીવાડાની ફોજદારી પર, હજારી જાતી મનસબ બસો સવારવાળો ગઝમફરખાન વિજાપોર ને ખેરાદના થાણાની ફોજદારીપર, પાચસો જાતી મનસબ અઢીસો સવારવાળો સલાબત મહમદખાન બાબી વાડાસીનોરની ફોજદારીપર, પાચસો જાતી ને એકસો સવારવાળો જવાન મર્દખાન રાધણપોરની ફોજદારી પર, ત્રણસો જાતી મનસબદાર[1] મહમદઅલીવલદે નઝરઅલીખાન હીરપુર ને

1 Officials were usual; Mansabdars A Mansab implied a grant of land and from the income of which the Mansabdar had to maintain himself and to provide a certain number of mounted men. This force was either personal (જાતિ) or conditional ( શરતી ) on his holding a certain appointment. Naturally enough these horsemen were not always forthcoming..... and an office was constituted for the special purpose of......registering the troopers. Mirat, Supp P. 215.

બાણુવરાની થાણુદારી[1] પર, દોઢસો જાતી મનસબદાર મીર અબદુલખાલેક અહમદ સીસોરની થાણુદારીપર, મીર શમ્સુદ્દીન સંદનપૂર ને ખાનપૂરની થાણદારીપર, પાચસો જાતી મનસબ ત્રીસ સવારવાળો મહમદ ખલીલ સાનોદાની થાણુદારીપર, સોની જાતી મનસબવાળો મહમદ રહીમ બાણમોલની થાણુદારીપર, સો જાતી મનસબદાર વાગેલ બેગ પીંડવારાની થાણુદારીપર, મહમદ લતીફઉ'ના પખાણીઆની થાણુદારીપર, સાતસો જાતી મનસબ એક સો સવારવાળો મીર ભૂરા, અહમદનગરની થાણુદારી પર, બસો જાતી મનસબવાળો મહમદ અશરફ બાજવર ( ? દહેજબારા ) ને લુવારાની થાણુદારીપર, પાચસો જાતી મનસબવાળો મીર અબદુલ્લા વડનગરની થાણુદારીપર, મહમદબાલી ખેડાની થાણુદારીપર, પાચસે જાતી મનસબ પચાસ સવારવાળો અસગર અલીખાન પીપલોદની થાણુદારી પર, દોઢસોની જાતી મનસબવાળો રઝાકુલીવલદે કાઝીમબેગ વીજવાડા (મહી નદીને પેલે પાર)ની થાણુદારી પર, રહેમાનખાન ઈસ્લામનગર (નવાનગર)ની ટંકશાળનો દારોગો, અઢીસોની જાતી મનસબવાળો મહમદફાયેઝ, સીબદી તોપખાનાનો (તોપખાનાના Stores=ભંડારનો) દારોગો, વગેરે વગેરે મ્હોટા દરજ્જાના ફોજદારો, સૂબાના નોકરો અને જાગીરદારો ઉપરાત, દારોગાઓ[2] મુશરફો અને તહેવીલદારોમાથી એકે એકને જ્યા હતા ત્યા કાયમ કર્યા. આ અરસામા એક ગુર્ઝબરદાર (બાદશાહી ચોબદાર) રૈઝાયારખાન, નાગોરની જમીનદારી બાબતમા ખિલાફત ને પૃથ્વિપતીની દરબારમાથી ભેટ આપવાને કીમતી પોશાક તથા રત્નજડીત સિરપેચ સાથે તથા અમદાવાદની સૂબેદારી

---

આ ઉપરથી જાતી મનસબદાર કોણ અને તેને કેટલા સવાર તૈયાર રાખવા પડતા તે સમજાશે મિરાતના છેલ્લા ભાગમા દરેક પરગણામા કેટલા થાણા હતા ને તે દરેક થાણાના થાણદારને કેટલા સવાર નોકરી માટે તૈયાર રાખવા પડતા તેની સખ્યા આપેલી છે મનસબદારો, ફોજદારો અને થાણુદારોને તેમને નીમી આપેલી સંખ્યામાથી અડધી સખ્યા સ્થાનક બદોબસ્ત માટે રાખવી પડતી બાકીની અડધી લઈને લડાઈમા ઉતરવું પડતું સ્વરતી એટલે તહેનાતી અને જાતી એટલે જાતની નીમણુક એવુ ભાષાતર મહમદ નિઝામુદ્દીને કર્યું છે

૧ થાણું એટલે ચારે તરફથી ઘેરી લીધેલી જગા કે જ્યા બંદોબસ્ત જાળવવા તથા રૈયત અને મુસાફરોનું રક્ષણ કરવા ઘોડેસ્વાર તથા બદૂક અને તીરકામઠાવાળું પાયદળ રાખવામા આવતું હતુ Mirat: Supp P 146

૨ દારોગાની નીમણુક દીવાનને હાથે થતી. મુશરફ (Inspector)ને પણ દીવાન નીમતો તહેવીલદાર એટલે ફોતેદાર ( Cashier )ની પણ દીવાન તરફથી નીમણુક થતી. એ નીમણુકો સબધી વિગત Mirat Supp માં આપી છે

સોંપવાના ઉચ્ચ ફરમાન સાથે ગુર્જબરદાર મહમદઝમાન આવી પહોંચ્યા. મહારાજાએ તેને યોગ્ય આવકાર આપી તેને છાજતા માન અકરામથી વધાવી લીધા હેદર કુલીખાનના નામપર એવુ ફરમાન કાઢવામા આવ્યુ કે જાનવરોના ખોરાક બદલ બત્રીસ લાખ આઠ હજાર દામ[1]ની જુમ્મેદારી પાદશાહી દરબારમા મહારાજાને માથે મુકરર કરવામા આવી છે, તે રકમ તેમની મકાને જીદસીરની શરતી જાગીરની આવકમાથી વસૂલ કરી લેવાની જવાબદારી તેણે પોતાને માથે લઇ લેવી વળી રાજ્યાભિષેકને શુભ પ્રસગે નજ રાણાના ઝવેરાતની કીમતના રૂા બત્રીસ હજાર એક્યાસી મહારાજાની જુમ્મેદારી પર છે તે જો રોકડા ન ભરી દે તો તેમના જાગીરના મહાલમાથી લઇ લેવા ભરૂચ પરગણાના બાબતરફ થએલા આમિલ[2] જીવણદાસ કે જેણે નવ લાખ ચોરાણુ હજાર રૂપીઆની ત્યાની ઉપજની જવાબદારી માથે લઇ હજૂરથી પાસે ભરી દીધા હતા તેને સબબે કાઢેલા પ્રતિબધ દૂર કરવાનો હુકમ સૂબાના દીવાનને મળ્યો. વળી ખજાનામાનુ હાજર (રોકડ) નાણુ, તથા સૂબાને અગે નીમાયલા મનસબદારો તથા નોકરોના હિસાબીપત્રકો, ગુલામમહમદખાન બક્ષીની સંમતીથી પોતાની મહોર સાથે હજૂરમા મોકલવા સૂબાના દીવાનને હુકમ મળ્યો તેમ ખબરપત્રી તથા સમાચારપત્રીના માણસો તથા હલકારાના[3] નીમાવ માટે હજરત ખુલ્દમકાન[4]ના સમયમા શરીઅત પ્રમાણે વસૂલ કરવામા આવતા જઝીયાકરની કચેરીમાથી કશુ લેવામા આવતુ ન હતુ તેમ ન લેવાનો પાદશાહી હુકમ મળ્યો પુષ્કળ માન તથા અસબાબ અને ઘણા વહાણોનો માલિક, સુરત બંદરના તો શુ પણ આખા સૂબાના વેપારીઓ અને ધનાઢ્યોમા શ્રેષ્ઠ એવા ઉમદત-ઉલ-તુજ્જાર, વેપારીઓમા વડા, મુલ્લા અબદુલગફૂરે આ સાલમા ઇશ્વરની આજ્ઞાથી પોતાની હસ્તીરૂપી માલમતા સંકેલી લીધી (ગુજરી ગયો) એ નાવારસ ગુજરી ગયો છે એવુ જણાવી હેદર કુલીખાને તેની માલમતા ને ઇસ્તકયામત જપ્ત કર્યા, અને તેની કીમત પચ્યાસી લાખ રૂપીઆ આકી સઘળી હકીકત ખિતાહતયુક્ત તખ્ત-હજૂરશ્રી-ને નિવેદન કરી અબદુલ ગફૂરનો પુત્ર મુલ્લા અબદુલ હઈ તે ઇનસાફના રક્ષકની કચેરીમા હાજર થઇ ગયો અને પોતે તેનો પુત્ર-વારસ-હતો તે વાત સાબિત કરી બાદ શાહની દયાવૃત્તિ તેની મદદગાર થઇ અને દરબારી નવાજેશ તરીકે કીમતી

૧ ૪૦ દામ-૧ રૂપીઓ ૨ વસૂલાતી અધિકારી=અમલદાર ૩ આ બે જાતના ખબરપત્રીઓની તથા હલકારાની ફરજ વિષે જુઓ Mirat Supp P 150 ૪ સ્વર્ગ જેવા સ્થાનમાં વસનાર=ઔરંગઝેબ

પોશાક, એક હાથી અને ઉમદ્દત ઉલ-તુજ્જાર (વેપારીઓમાં વડો) નો ખેતાબ તેને બક્ષવામાં આવ્યાં, અને તેના બાપની મિલ્કત સંબંધે જે અટકાવ કરવામાં આવ્યો હતો તે દૂર કરવાનું ઉચ્ચ ફરમાન મેળવી તે પોતાની સાથે લાવ્યો. સુરત બંદરની ટંકશાળમાં કામ કરતા અમલદારો ને કારીગરોની લુચ્ચાઇથી ત્યા પડાતા સિક્કાનાં સોના ચાંદીમાં બહુ ભેળસેળ થતી હતી તેથી હૈદર કુલીખાને તે બાબતમાં સાચી હકીકત પકડી કાઢવા અને સિક્કાઓને પૂરેપૂરા ટચના બનાવવા પગલાં લઇ ખંભાત બંદરની ટંકશાળના ટચ લેનાર (ચોકસી) તથા ધાતુ ગાળનારને (સુરત) બોલાવ્યા; અને તેમને મોકલવા માટે આ લેખકના પિતાને કાગળ મોકલ્યો. પરંતુ એ વખતે તેઓ ધોળકે ગયા હતા તેથી લેખક પોતે જે તેમના નાયબ તરીકે તેમના ઓહ્દાનું કામ કરતો હતો, તેણે તે કાગળના મજકૂરથી વાકેફ થઇ તે માણસોને સુરત મોકલ્યાં. હૈદરકુલીખાને પોતાની હાજરીમાં સુરતમા તથા ખંભાતમા પાડેલા અશરફી તથા રૂપીઆના સિક્કાઓનો કસ (ટચ) કઢાવી તેબે વચ્ચે શું તફાવત હતો તે નક્કી કર્યો; અને સુરતના અમલદાર અને કારીગરોનો દંડ કરી લગભગ એક લાખ રૂપીઆ ભરી દેવાનું તેમને ફરમાવ્યુ અને ખંભાતના ચોકસી તથા ગાળનારને પોશાક આપી પાછા મોકલ્યા.

---

## બકરીઇદને ટાંકણે એક ગાયને માટે થએલું રમખાણ

આ સાલની બકરીઈદ આવી પહોચતા મુસલમાનોએ કુરબાની કરવા માટે બકરા, ઘેટા, ગાય, ભેંસ, ખરીદવા માડયા. આ કાર્ય માટે વ્હોરા કોમમાં ગાય ભેંસ વધારે સંખ્યામા વપરાય છે. એ કોમ કાળુપરમા વસે છે. તે રસ્તાપરના એક હવાલદારે, સંજોગવશાત્, પોતાની માન્યતા મુજબ પોતે પુણ્યનુ કામ કરે છે એમ સમજી તથા આ અરસામા સુબેદારી ને હકુમત મહારાજા (એટલે એક હિંદુ હાકેમ) ભોગવતા હતા એ વાત ધ્યાનમા રાખી, એવી એક (કુરબાની માટેની) ગાય તેની નજરે પડતા જોરજુલમથી તેમના (વ્હોરા)માના એકના હાથમાથી છોડાવી લીધી. આથી આખી વ્હોરા કોમ ભેગી થઇ ગઈ અને કાજી ખૈરુલ્લાખાન પાસે જઈ જે બન્યું હતું તે તેને કહી સંભળાવ્યું. તેણે મહારાજાના કારભારીઓને એ બાબતનો સંદેશો કહેવડાવી મોકલ્યો પરંતુ એ રમખાણ શમે એવો સંતોષકારક જવાબ ફરી વળ્યો નહિ, તેથી શહેર તથા પરામા વસતા મુસલમાનો ભેગા થઇ ગયા ને હુલ્લડ ને રમખાણનું મૂળ થઇ પડયા, અને તેનું પરિણામ લૂંટફાટ ને ખૂનમાં

આવવાનો સંભવ હતો: એટલામાં કેટલાક દીર્ઘદૃષ્ટિવાળા માણસોએ મહારાજાને સમજાવી કાજી સાહેબને તેમના તરફથી સંદેશો મોકલાવ્યો કે મુસલમાનો પોતાના દીન આઇન મુજબ વર્તવાને મુખત્યાર છે, કોઇ તેમને તેમ કરતાં અટકાવી કે રોકી શકે નહિ. આ ઉપરથી એ ધર્મરક્ષક (કાજી) એક ગાયને ઈદને દીવસે નિમાઝ પડવાની જગાએ પોતાની જોડે લઇ ગયા ને નિમાઝના કાર્યથી ફારેગ થઈ જાહેર રીતે (સૌ કોઇ જોઇ શકે તેવી રીતે) તેની કુરબાની કરી.

---

## ધોળકાની નાયબ ફોજદારી તથા ખંભાત બંદરની મુતસદ્દીગીરીના ઓદ્ધાપરથી સૈયદ અકીલખાનની બદલી: હૈદરકુલીખાનની માગણી મુજબ તેનું રવાના થવું: સુરતના આલમપનાહ કિલ્લાનો પાયો નંખાવો: હૈદરકુલીખાન તરફથી સોરઠના નાયબ ફોજદારના ઓદ્ધા પર તેનું નીમાવું: અને સોરઠને રસ્તેથી વચમાંથી તેનું પાછું ફરવું

---

ધોળકાના અમીન તથા નાયબ ફોજદાર અને ખંભાતના મુતસદ્દા તરીકે હૈદરકુલીખાને સૈયદ અકીલખાનને નીમેલો તે આગળ જણાવેલું છે. આ વખતે કે જ્યારે મોસમ આખર થવા આવી હતી ત્યારે ઝામેતબેગખાનને ધોળકાના નાયબની જગાએ અને શુકુલ્લાબેગને ખંભાત બંદરનો મુતસદ્દી[1] નીમી તેમને પોતપોતાને ઠેકાણે જવાની પરવાનગી આપવામાં આવી. સૈયદ અકીલખાનને કાગળ મળ્યો કે તેને પાછો બોલાવવામાં આવ્યો છે. શુકુલ્લાબેગ સુરત બંદરથી ચાલી નીકળ્યો ને પેટલાદ કસબો કે જે ખંભાતથી દસ કોસ દૂર આવેલો છે ત્યાં આવી પહોચ્યો ને ત્યાં મુકામ રાખી, પોતાના આવી પહોંચવાની ખબર આપવા તથા મુતસદ્દીને રહેવાનું મકાન ખાલી કરાવવા *અબ્દુલ્લ નબી બેગ નામના માણસને આગળથી (ખંભાત) રવાના કર્યો.* તે આ લેખકના પિતાને મળ્યો. હમારા કુટુંબનાં માણસો તેમાં રહેતાં હતાં

---

૧ મુતસદ્દી, જવાબદારીવાળો ઓદ્ધો, બીજા શબ્દોમાં દીવાની (Civil) અમલદાર: ખંભાત ને સુરત એ બે બંદરે નીમાતા દીવાની અમલદારને મુતસદ્દી કહેતા.

અને વરસાદની મોસમ હોવાથી હમારો સરસામાન તથા જરૂરી ચીજો ખમેડવા માટે ભારબરદારી જાનવરોની મમવડ કરવા માટે ત્રણ ચાર દિવસની મહેનત માગી લીધી. તેણે શુકુલ્લાબેગને તે મુજબ લખી જણાવ્યું ને તેનો જવાબ ફરી વળ્યો કે ખૂશીથી, નિરાંતે પોતાની તૈયારી કરે, ગભરાવાની જરૂર નથી. આ લેખક તે વખત મંધરાડીના મરજથી પીડાતો હતો. ટૂંકામાં, બે ત્રણ દિવસ પછી જે દિવસે હમારે ઉપડવાનો વિચાર હતો તે દિવસે, જોશીઓના અભિપ્રાય મુજબ સફર કરવી એ મવાદભરેલું હતુ નહિ, અને તેમણે નીકળવાનો સમય પાછલી રાતનો આપ્યો, પણ આ લેખકના પિતાને તે વાત રૂચતી આવી નહિઃ કારણ રાત્રે નીકળીને જવું એ એક જાતની આબરૂને હાનિ કહેવાય. છતા, સ્રીઓને, માણસોને તથા માલ અસબાબને પાછલી રાત્રે રવાના કરી પોતે દોઢ પહોર દહાડો ચઢયા બાદ નીકળ્યા, અને તે વખતે ન્હાના મ્હોટા, વેપારીઓ, ખેડુતો અને ગામલેકોની હાજરીમા સવાર થયા. અબદુલ નબીબેગ તેમને વળાવવા તેમની સાથે ચાલ્યો, અને ગલીએ ગલીએ ને બજારે બજારે, ન્હાના મ્હોટા, જુવાન ને વૃદ્ધ સૌ ભેગા મળી શોક ને દિલગીરી બતાવતા હતા, તે તેણે પોતાની નજરે જોયુ તેઓ સર્વે નાળીએર,મીઠાઇ,ફુલપાન વગેરેની ભેટ લાવવામા એકબીજાની હરીફાઇ કરતા હતા અને ભેટ ધર્યાબાદ તેમની હજૂરમાથી રવાના થવાની પરવાનગી મેળવતા. આવી રીતે બે ગાઉ, મોજે કસારી, સુધી તેઓ આવી પહોચ્યા. ખંભાતના વેપારીઓ તથા રહેવાસીઓની મ્હોટી સખ્યા કે જેની પાસે સવારીના સાધન હતા તથા જેમનામા પગે ચાલવાની તાકાત હતી તેઓ ત્યા સુધી સાથે સાથે આવ્યા. આ સઘળાઓને રૂખસત આપવાને માટે કેટલાએક કલાક સુધી, ફારેગ થએલા ને નવાનીમાએલા નાયબો, બંને જણા એક બીજાની પાસે એક ઝાડની છાયા નીચે ભાઇઓની માફક બેઠા એ લોકો જે ત્યા આવ્યા હતા તેમણે યથાશક્તિ તથા મળી શકે તેટલુ નાણા તથા કાપડનુ નજરાણુ કરી અબદુલ નબી બેગને તેમની ભલામણ કરતા જવાની દરખાસ્ત કરી, અને તેઓ (લેખકના પિતા) પણ એકેએક જણની અગત ઓળખાણુ કરાવી, તેની તરફ સદ્ભાવ રાખવો એવી ભલામણ કરી, દરેકનો હાથ લઇ અબદુલનબીના હાથમા સોપી આપતા. તેમાનો એક જણ ચાદીના ફુલ બનાવીને લાવ્યો હતો તેણે તે ફુલ બંનેના માથા પર વેર્યા. પ્રજાનો આવો સદ્ભાવ જોઇ અબદુલનબીબેગને પણ ઘણુ લાગી આવ્યુ અને તેણે કહ્યુ કે અત્યાર સુધી ઓહ્દા પરથી ફારેગ થએલા અમલદાર તરફ લોકોની આવી સારી લાગણી

મારા જોવામા કદી આવી નથી' તમે તો હાકેમપણું ભોગવ્યુંજ લાગતું નથી (પ્રજાને રાજી રાખ્યા કરી છે). લેખકના પિતાએ જવાબ આપ્યો કે, કોઇ પાસેથી વસૂલ કરવા લાયક વાજબી પૈસો મેં તેની પાસે રહેવા દીધો નથી અને વગર કારણે એક પણ માણસને ઇજા કે નુકસાન કરવાનું વાજબી ધાર્યું નથી

મોતની સામે બધી ઢાલો નકામી છે,
તેમજ આ વૈભવ, ચાદી ને સોનાની પણ કશી
કીમત છે નહિ.

જેમ જેમ વસ્તુ સ્થિતિ જોતો જાઉં છુ,
તેમ તેમ ( મને જણાય છે કે ) ભલું છે તે ભલું ને
( તે સિવાય ) બીજુ બધુ
કીમત વગરનું છે.

ટૂંકામા, તે માણસોને નવા નીમાએલા નાયબ જોડે રવાના કરી પોતે આગળ ચાલ્યા. નીકળતી વખતે અને લોકોની વિદાયગીરીને લીધે મોડું થવાથી દિવસને છેડે પેટલાદ તાબે મોજે નારમાં મુકામ કર્યો. તે રાત્રે આ લેખકના રોગે એટલું બધુ જોર કર્યું કે સવાર પડતા સુધી એની જીદગીની જ્યોત બળતી રહેશે કે કેમ તેની ખાત્રી ન હતી. છતા હજુ એને માટે નિર્માણ થએની ઘડી આવી પહોચી નહતી તેથી પરોઢ ફાટવા બાદ પોતે તદ્દન સાજો થઇ ગયો,એટલે ત્યાથી કુચ કરી કસબે અરદહ માતર આવી પહોચ્યા. ત્યા વરસાદ નડયો. તેથી ન છુટકે ત્યાના ફોજદારના મકાનમા આશરો લેવો પડયો. એ ફોજદાર મહમદ બાબીએ એ સમયે બની શકે તેટલી વસ્તુઓ તૈયાર કરાવી હમારી પરોણાગત કરી. ત્રણ રાત ને દિવસ વરસાદ એવા જોરથી પડયો કે માણસને પોતાના ઘરમાથી બહાર નીકળવુ કે જવુ આવવુ શકય ન હતું ચોથે દિવસે પૂર્વના રાજાએ (સૂર્યે) પોતાની ફતેહનો વાવટો ચઢાવ્યો અને વાદળના લશ્કરને વીખેરી નાખ્યુ, ને હાથીની પેઠે ગડગડાટ કરતા વાદળનો ગડગડાટ શમી ગયો અને દરેક જગાએ રોશનીની પથરાઇ ગઇ. વાત એવી બની કે એ વખતે થોડા ખારા લીંબુ કે જે તે જગાએ ઘણી મ્હોંઘી ગંજમાંમા થાય છે ને મળી આવે છે તે આણવામા આ'યા હતા અને આવી તંગીએલ છતા લેખકને એ

લીંબુ ખાવાની ઇચ્છા થઇ આવી. એ ઈશ્વરી એવી આશા હતી નહિ તેથી તેમ કરવા દેવામાં કોઇએ વાંધો લીધો નહિ, અને તેણે તેમાંનાં થોડાં લીંબુ મીઠા સાથે ખાધાં ને તરતજ તેને સારૂં લાગવા માંડયું. બે દિવસ સુધી એ ખાવાનું પોતે ચાલુ રાખ્યું અને તેથી આબેહયાત (અમૃત)ની અસર થતી તેને જણાઇ અને લાકડીનો ટેકો લઇ પોતે થોડાં ડગલાં ચાલી બહાર નીકળવા માંડયું. લેખકની તબીએત સુધરવાની શરૂઆત અહિંથીજ થઇ. ટૂંકામાં, હમે ત્યાંથી નીકળી કૂચ કરતા હતા એટલામાં સૈયદ અકીલખાનનો કાગળ આવ્યો કે લેખકના પિતાએ ધોળકે જવું અને ત્યાંથી તેની સાથે સુરત જવું. સમયને અનુસરી–કારણ મહારાજાને હૈદર કુલીખાન વચ્ચે બનાવ નહતો તેથી–લેખકને તેના પિતાએ પોતાના કુટુંબનાં માણસો સાથે પાછો ખંભાત તરફ રવાના કર્યો ને પોતે ધોળકે જવા નીકળ્યા. લેખક ખંભાત પહોંચી જઈ મહમદ ઝમાન નામના વેપારીના એક ઘરમાં ઉતર્યો. શુકુલ્લાબેગ લેખક જોડે સારી રીતે ને સમભાવથી વર્ત્યો. સૈયદ અકીલખાન ધોળકેથી સુરત બંદર તરફ રવાના થયો અને ત્યાં પહોંચી ગયો. તે વખતે સંજોગ એવો બન્યો કે હૈદર કુલીખાન આલમપનાહ નામના કોટનો પાયો નાંખવાનો ઇરાદો કરતો હતો. તેણે તે કોટના પાયાની ઈંટ સૈયદ અકીલખાનને હાથે ગોઠવાય તો ઘણું શુભ થાય, કારણ તે પવિત્ર સૈયદ કોમનો હતો, એવી ઇચ્છા બતાવી તેને હાથે ઈંટ ગોઠવાવી. તે થોડા દિવસ ત્યાં રોકાયો, એટલામા ખિલાફતને પૃથ્વીપતિ–શહેનશાહની દરબારમાંથી હુકમ આવ્યો કે મહારાજાના કુંવર અભેસિંહની બદલીને લીધે સોરઠની અને ગોહેલવાડ પરગણાની ફોજદારી હૈદર કુલીખાનને સોંપવામાં આવી છે,અને તે હુકમમાં ત્યાના નાયબની જગા સૈયદ અકીલખાનને આપવાનો આગ્રહ કર્યો હોવાથી તેણે તે જગા સ્વીકારી. લેખકના પિતાએ દીર્ઘ દૃષ્ટિ વાપરી આ ઓધ્ધો સ્વીકારવાની તેને ના કહી, કારણ એમ કહેવામાં આવ્યું છે કે અમુક માણસ અમુક કામને માટે જ લાયક હોય છે; તેથી પોતે તેને સમજણ પાડી કે સોરઠની ફોજદારીને અંગે રાતદહાડો લાંબી મુસાફરીઓ કરવી પડશે અને એ દોડાદોડી તમારાથી કરી શકાશે નહિ, તેથી એ કામમાંથી તમને મુક્ત કરવામાં આવે તો બહેતર. પરંતુ પોતે રાજી હોવારૂપ માથું હલાવ્યું હતું (હા કહી હતી) તેથી તે એકનો બે ન થયો, અને તેણી તરફ જવા રૂખસત લઇ રસ્તે પડયો. આ લેખકના પિતાને વાટે જતાં જંબુસર પાસે આવી પહોંચતાં વિચાર આવ્યો કે લેખકને બીમાર છોડી તેને જવું પડયું હતું, અને કાંઇક અંશે સોરઠ જવું તેમના સ્વભાવને

ગોઠવું ન હતું, તેથી મોજે કાવી કે જે ખંભાત બંદરને સામે કિનારે આવેલું છે ત્યા આવી હોડીમાં બેસી ખંભાત આવ્યા. શુક્રુનાખેએમને એમના આવવાની ખબર પડતા એમને આવકાર આપવા એક સવાર સામે મોકલ્યો, અને રાતનો વખત હતો તેથી જાતે મળવાનું તથા સામા આવવાનું નથી બની શક્યું એવો સબબ બતાવી બીજે દહાડે પોતે જે મીજબાની આપવાનો હતો તેમા હાજર રહેવાનું તેમની પાસેથી વચન લીધુ બીજે દહાડે તેઓ સૌને મળ્યા અને જ્યા સુધી તેઓ ત્યા રોકાયા ત્યા સુધી તેઓ બને એકબીજાને મળતા રહ્યા ધોળકે પહોચી જઇ સૈયદ અબ્દુલખાને સલામત મહમદખાન બાબી, મહમદ યહ્યા બાબી અને બીજા બધા જમાદારો પર સિપાઇઓની માગણી કરવાના કાગળ મોકલ્યા સિપાઇઓ ટૂકડીબધ ને રોજબધ આવી તેની નોકરીમા દાખલ થયા વળી લેખકના પિતાને ત્યા બોલાવવા વારવાર ઘણા આગ્રહપૂર્વક કાગળો લખ્યા, પરતુ તેમણે આખ આડા કાન કરી, આવીશુ, આવીશુ, એમ કહી, ઉડાવ્યા કર્યું આમ આવવા જવામાં મુસાફરીનો વખત હદથી બેહદ વધારે થઈ જવાથી ન છૂટકે તેઓ ત્યાથી ઝટ ચાલી નીકળ્યા આશરે ત્રણેક હજાર સિપાઇ જમા થઇ ગએલા હોવાથી પોતે કૂચ કરીને લોલીયાના (ગોલીયાના, ધધુકા પાસે) પહોચી ગયો. સોરઠ પ્રાતની સરહદ અહિંથી શરૂ થાય છે તેથી સૈયદ અબ્દુલખાને મોજે પાલીતાણા પર લશ્કર લઇ જઇ પહેલો તેના પર હુમલો કરી તે સર કર્યું અને સિપાઈઓના હાથમા ઘણો લૂટનો માલ આવ્યો. સૈયદ અફઝલખાનને ખ્યાલ પણ ન હતો કે આમનો આવો નીવડશે અને તેથી લૂટાએલો માલ સિપાઇઓ પાસેથી તે પાછો મેળવી શક્યો નહિ પરતુ લૂટાએલા ઢોર પાછાં આપી મધરાને તે પોતાની છાવણીએ પાછો ફર્યો નરામા લાંબો પથ કાપેલો હોવાથી લાગેલો શારીરિક થાક અને તે ઉપરાંત લૂટાએલો માલ તે પાછો ભેળો ન કરી શક્યો ( તેની નાસિપાસી) તેના સોરઠ તરફ રવાના થયાના સમાચાર સાભળતા જે જે જમાદાર એની નોકરીમા દાખલ થયા હતા તેમને ઘેર મહારાજાએ ધમકી આપી કહેવડાવી મોકલ્યુ કે જો સોરઠ પ્રાંતમા કોઈ રીતની ખરાબ થશે અથવા ત્યાના નાગબનો વાળ સરખો પણ વાકો થશે તો તે કાર્યોની જવાબદારી તેમના કુટુંબીઓ અને બૈરાછોકરા પર પડશે અને એ સંદેશાના કાગળો તેમને દરેકને ઘેરથી જમાદારોને પહોચી ગયા અને તેથી બ્હીકના માર્યા તેમણે બીજા દરેક કામો આગળ ઠેલી દીનમા નાખી પોતાના મુશારા (પગાર) ની વાત આગળ કરી એટલે તેમની માગણીનો અર્થ પણ ખુલ્લો થઈ ગયો હતો

પૂર્વેના વખતથી ગુજરાતને સંબંધે એ ધારો ચાલતો આવે છે કે સોરઠના ફોજદારોના હાથ તળેના સિપાઈઓનો પગાર તેઓ લોલીઆના (ગોલીઆના) ગામે પહોંચે ત્યારથી ચઢતો ગણાય, તેથી ત્યાં મુકામ કર્યા બાદ થોડા દીવસે તથા પાલીતાણાની ચઢાઈ બાદ તેમનો પગાર ચૂકવવો આવશ્યક થયો. સૈયદ અકીલખાને આ લેખકના પિતા પાસે આ મુસ્કેલીમાંથી છૂટવા તથા આ આફતમાંથી મુક્ત થવાનો રસ્તો બતાવવા સલાહ માગી. તેમણે ગોહેલવાડના નાયબ ફોજદાર સલાબત મહમદખાન બાબી કે જે એ જગા લેવાની ઇચ્છા ધરાવતો હતો તેને મુકરર કરી, સિપાઈઓને પગારની રકમ માટે તેનો હવાલો આપી, તેમની રસીદો લઈ લીધી. જેઓ તેના હાથ નીચે નોકરી કરવામા માનહાની સમજતા હતા તેમને થોડું ઘણું તેમનું નીકળતું હતું તે આપી દઇ ધોળકે આવ્યા અને ત્યાંથી પાછા ખંભાત આવી પહોચ્યા.

---

## વડોદરા તાબે મોજે મુંજપુર પર હેદર કુલીખાનનો લશ્કર સાથે હુમલો, કાઝમબેગખાનનું ખપી જવું, અને સોરઠની નાયબ ફોજદારી પર તેના ભાઈ માસૂમકુલીનું નીમાવું

હૈદર કુલીખાન આજ સાલમા પોતાના તાલુકાના પરગણાનો બંદોબસ્ત કરવા એક લશ્કર તૈયાર કરી તોપખાનુ સાથે લઇ સુરત બંદરથી નીકળ્યો અને પોતાની મદદમા અમદાવાદથી સફદરખાન બાબીને એક ટૂકડી લઈ આવવાનું કહેણ મોકલ્યું ને પોતે આગળ વધ્યો. વડોદરાનો નાયબ ફોજદાર કાઝમબેગખાન તેને આવી મળ્યો અને લશ્કરને મોખરે રહેવાનું તથા બંડખોરોને શિક્ષા કરવાનુ કામ તેને સોપવામા આવ્યુ. પોતાની પાસે કોળીઓની મ્હોટી સંખ્યા હોવાને લીધે મુંજપુરનો જમીનદાર ગર્વિત થઈગયો હતો ને તેના તરફથી મળવી જોઇતી વાજબી મહેસૂલ તથા પેશકશ સંબંધે સીધો જવાબ આપનો ન હતો, તેથી તેને ઉખેડી નાખી તારાજ

કરવા માટે હિંમતથી પોતે કમર કસી. જમીનદારે સામા થવા રૂપી ઢાલ માથા પર ધરી તેને મારી હઠાવવા રૂપ હાથ આગળ કરી લડાઈ માંડી, અને યુદ્ધ રૂપી ભઠ્ઠી તોપ ને બંદૂકના આતશથી ગરમ થઈ. બંને બાજુનાં થોડાં માણસો મુઆં ને ઘવાયાં. કાઝમબેગખાન કે જે આ હિંમતભરેલા પ્રયાસોનું મૂળ હતો ને જે એક તોપ આગળ કાઢી મોરચાઓ દુશ્મનની નજદીક લઈ આવ્યો હતો, તેને અકસ્માત એક બંદૂકની ગોળી કપાળના લમણા પર વાગવાથી શહીદ થયો (મરી ગયો), પણ તેના ન્હાના ભાઈ રઝાકુલીએ પોતાના આગ્રહરૂપી કપાળને નિરાશાની ધૂળથી મલીન ન થવા દેતાં હિંમત અને બહાદુરીથી તે મોરચાનો બચાવ કરવાનું કાયમ રાખ્યું. બીજા થોડા દિવસ સુધી ઝપાઝપીનો આ મામલો લંબાયો. છેવટ એ જમીનદાર રાતને વખતે પોતાનું મકાન ખાલી કરી નાસી ગયો. હૈદર કુલીખાને પોતાના ગુસ્સાના આતશથી તે મકાનને આગ લગાડી અને બીજાં મકાનોને તોડી પાડવાનો હુકમ કરી તેને રસ્તાની ધૂળમાં મેળવી દીધાં. આમ કરી તે બીજી બાજુ તરફ જવા નીકળ્યો, એટલામાં રસ્તામાં સોરઠ જીલ્લામાંથી સૈયદ અકીલખાનના પાછા ફરવાના સમાચાર મળ્યા. તે સાંભળી એને ઘણું ખોટું લાગ્યું અને તેથી નાયબ ફોજદારીનો એ ઓદ્ધો લેવા તેણે શફદરખાન બાબીને આગ્રહ કર્યો, પણ તેણે વધારે ફોજ તથા ખરચનાં નાણાંની માગણી કરી. આ ઉપરથી તેણે કાઝમબેગના ભાઇ રઝાકુલીને એ બાબત વિશે કહ્યું. તેણે કોઈ પણ જાતનું બ્હાનું ન બતાવતાં હૈદર કુલીખાનની મરજી તથા ઇચ્છાને તાબે થવાનું સ્વીકાર્યું અને સનદ (નીમણુકની લેખી આજ્ઞા) પોતાનો મ્હોટો ભાઇ માસૂમઅલી જે અમદાવાદમાં હતો તેના નામની કાઢવાની વિનતી કરીઃ તે અરજ કબૂલ થઈને એ ધોળકે આવ્યો ને ત્યાંથી બંને ભાઈઓ સાથે સોરઠ તરફ રવાના થયા. જેવા એઓ અમરેલી કસબા સુધી આવી પહોંચ્યા કે મહારાજાએ નીમેલા ફતેહસિંહ મારવાડીએ બીકના માર્યાં જૂનાગઢ ખાલી કરી દીધું અને તેમણે પોતાનો કારભાર શરૂ કરી દીધો. આ ઉપરથી માસૂમઅલી અને તેના ભાઈની હિંમત ને બહાદૂરીની છબી હૈદર કુલીખાનના મન પર ચિતરાઈ ગઈ. આ સાલમાં ઈનાયતુલ્લાખાન કે જે આગલે વરસે બે પવિત્ર ને શ્રેષ્ઠ શહેરો (મક્કા મદીના)ની યાત્રાએ ગયો હતો તે હજ્જની સઘળી ક્રિયાઓ પૂરી કરી સુરત બંદરે આવી પહોંચ્યો ને ત્યાંથી અમદાવાદ આવી મારવાડને રસ્તે તેજસ્વી હજુરગીના દરબારમાં જવા નીકળ્યો. બંદોબસ્ત સાચવવાનાં પગલાં લેવા તથા જમીનદારો પાસે પેશકશ ઉઘરાવવા માટે

સોરઠ તરફ જવા મહારાજા જમાબંદી કરતા તથા મહેસૂલ ઉઘરાવતા ચાલ્યા અને નવાનગર પહોંચી ત્યાં આગળ પેશકશની રકમ વધારે માગવાથી તેમને થોડા દહાડા તોપ ને બંદૂકથી ચાલતી લડાઈમાં ગુજારવા પડ્યા. ત્યારપછી સાનો મામલો પતાવી દ્વારકા ઉર્ફે જગત્ જે હિંદુઓના મોટા તીર્થનું જાણીતું પવિત્ર ધામ છે ત્યાંની યાત્રાએ જવાને ઈરાદે ખંડણી ઉઘરાવતા ઉઘરાવતા રવાના થયા. સૈયદ અકીલખાન કે જે (સોરઠથી) પાછા આવ્યા બાદ શારીરિક વ્યાધીને લીધે ધોળકામાં થોભ્યો હતો તે (ત્યાંથી) અને લેખકના પિતા ખંભાત બંદરેથી અમદાવાદ આવ્યા, અને મહમદ મોઆઝની બદલીમાં તેયબખાન જેને શહેરના નાવારસી માલખાતાની નોકરી પર નીમાવાનું માન મળ્યું હતું તે પણ આવી પહોંચ્યો. મહારાજાના નાયબો ઘણાખરા કામોમા સિતમ વાપરી લોકોનો માલ જોરજુલમથી લઈ લેવા ને લૂંટવા મંડી પડયા હતા. કોઈ એક અમુક કામમાં તેમને અબદુલ હમીદખાનના સંબંધીઓમાંથી એકની જોડે ટંટો થયો. આ અરસામા મનસબદારો તથા લશ્કરી અમલદારોથી શહેર ભરેલું હતું ને તેઓ આ ખાનાજંગીમાં ભાગ લેવા બહાર પડયા, એટલે મારવાડીઓએ જોયું કે આપણું ધાર્યું થશે નહિ તેથી તેમની જોડે સલાહ કરી એ વાત જતી કરી. આવા આવા ઘણા બનાવો તથા નવા નવા રિવાજ (ના ત્રાસ) ની ફરીઆદ ખિલાફત-ને પૃથ્વીપતિના દરબારમા પહોચવાથી તેમણે સૂબાની બદલી કરી.

---

## સમસામઉદ્દૌલા ખાન દૌરાનની સૂબેદારી, અબદુલ હમીદખાનની નાયબગીરી અને હૈદર કુલીખાનની દીવાની

મહારાજા અજીતસિંહની બદલીમા ખિલાફત ને પૃથ્વીપતિની દરબારમાથી સાત હજારી જાતી મનસબ ને સાત હજાર સ્વારવાળા સમસામઉદ્દૌલા ખાન દૌરાન નસરતજંગ કે જે અમીર ઉલ ઉમરા સૈયદહુસેન અલીખાન બહાદૂર ફિરોઝજંગના નાયબ તરીકે મીરબક્ષીનું કામ કરતો હતો, તેની અમદાવાદની સૂબેદારી પર નીમણુક થઈ, અને હિ. સ ૧૧૨૯ ના બીજા જમાદી માસની ચોવીસમી તારીખે ખાજા અબદુલ હમીદખાનના નામનો નાયબ સૂબા તરીકેનો હુકમ તથા તેણે કારભારમાં દાખલ થઇ (ઓહોમંબાળી લઈ) શહેર તથા પરગણાનાં રક્ષણ તથા બચાવ કરવો એવુ ફરમાન કાઢવામાં આવ્યાં. આ હુકમ બે ત્રણ દિવસ છૂપો રાખી પોતે સિપાઈઓ (લશ્કર)

એકઠા કરવામા રોકાયો, અને (તેમ કર્યા) બાદ તે વાત તેણે જાહેર કરી અને મહારાજાના નાયબોને તેમની ઇચ્છા અનિચ્છાએ કાઢી મૂકયા મહારાજા પોતે પાછા ફરતા હતા અને (શહેરની) પાડોશમા આવી પહોચ્યા હતા તેમને આ બનાવની ખબર પડી ને પોતે આશ્ચર્ય પામ્યા અને જેમ સાપનું શુ ચળુ વળે છે તેમ મનમા ગુચવાયા એઓ રમખાણુ કરશે એવી બ્હીક હોવાથી અબદુલ હુમીદખાનના મનને નિગત ન હતી તેથી તેણે શહેરને દરવાજે તોપો ગોઠવી બહાદુર માણસોના હાથમા સોપી હતી તેમજ બુરજ અને કોટની ગદીઓને મજબૂત બનાવી મહારાજાને અટકાવવાની તૈયારી કરી રહ્યો હતો મહારાજાએ મોજે સરખેજથી ઉપડી સાબરમતીને પેલે કિનારેથી રેતીમા થઇ શાહીબાગમા આવી છાવણી નાખી કાપડ બજારની મહેસુલ ખાતાના દરોગાની જગાએ નાહરખાને પોતાના ભાઇ શેખ રૂહઉલ્લાને નાયબ નીમ્યો અને પોતે જઈ મહારાજાને મળ્યો પોતાની બરતરફીને લીધે તથા પોતાના નાયબોને કાઢી મૂકવામા આ વ્યા હતા તેને લીધે મહારાજાનુ મન એક રીતે ખાટુ થઇ ગયુ હતું અને તેથી લડાઇ કરવાના ઇરાદાથી પોતે ત્યાં થોડા દહાડા મુકામ રાખ્યો નાહરખાન કે જે મહારાજના કારભારી ને વકીલનુ કામકાજ હમેશ કરતો હતો, તેણે સમાધાનીપૂર્ણ શબ્દો વડે શીખામણ આપી અશકય ખ્યાલો કરતા રોકી વાળ્યો રહતો ને તેના ફાયદા બતાવી રજબ ઉલ મુરજ્જબ માસની અગીઆરમી તારીખે જોધપુર તરફ પોતાની જોડે કૂચ કરાવી તેમને લઇ ગયો મહારાજા ત્યાં મુકામ કરી પડેલા હોવાને લીધે અબદુલ હુમીદખાન શહેરના રક્ષણ અને બચાવ સિવાય બીજું કશુ કામ કરતો ન હતો તે (હવે) નિઝામત (નફકરીખાતા) જોડે સબધ રાખનારા ફોજદારો તથા થાણદારોને નીમવા તથા સૂબાના શરતી મહાલોના વસૂલાતી ખાતાના અમલદારોને મુકરર કરવાના કામમા લાગી ગયો

---

## મગળવારે ભરાતા બજાર (ગુજરી)નુ બધ થવુ અને પૂર્વના રિવાજ મુજબ શુકરવારે ગુજરી ભરવાનુ નકકી થવુ

---

શુકરવારનો દીવસ છૂટીનો હોવાથી તેમજ તે દીવસે જામે મસ્જિદમા જુમ્માની નિમાઝ પડવાને લોકો ભેગા થતા હોવાથી, જૂના વખતથી ગુજ-

રાતના સુલતાનોના સમયમાં ભદ્રના દરવાજાની સામે અને ત્રણ દરવાજા સુધીના રસ્તાપર શુક્રવારે શુક્રવારે બજાર ભરાતું હતું તે (દરેસે) દહાડે આસપાસને આજુબાજુના દસ દસ પંદર પંદર કોસ દૂરના કસબા ને ગામડાંઓમાથી લોકો આવતા ને માલનું વેચાણ સાટાણ કરતા અને એ બહાને જુમ્માની નિમાઝ પઢવામાં પણ દાખલ થઇ જતા. આ રિવાજ હઝરત ખુદ મકાન (ઔરંગઝેબ)ના વખત સુધી ચાલુ હતો. તે વખતના એક નાઝીમના અધિકારમાં કોઇ અમુક સબબને લીધે એ બજાર મંગળવાર કે જે પણ છુટ્ટીનો દીવસ હોય છે તે દીવસે ભરવાનું નક્કી થયું અને એ રિવાજ અત્યાર સુધી ચાલુ હતો. મુસલમાનોને નિમાઝ માટે ભેગા તો થવુંજ પડે છે એ વાત પર નજર રાખી આ સમયમા નાઝીમના નાયબ અબદુલ હમીદખાને સાઠ વરસ સુધી જે રિવાજ ચાલુ હતો તે બંધ કરી મંગળવારે બજાર ભરવું નહિ એવો ઢંઢેરો પીટાવી, આગલા વખતમાં હતો તે (શુક્રવારનો) દીવસ નક્કી કર્યો, કે જે રિવાજ હજુ સુધી ચાલુ છે. આજ સાલમાં પવિત્ર ઝીલહજ માસની આખેરે સૈયદ અકીલખાનના આગ્રહને લીધે આ લેખકના પિતા રાજધાની તરફ રવાના થયા કે જેથી ત્યાં જઈ જો બને તો તેને માટે એક (નવો) દજ્જો કે ઓહદો, ખ સ કરીને સુબાની દીવાની મેળવવા તલાશ કરે. ઉદેપુર નજદીક પહોંચતાં ઇરાન દેશનો એલચી મીર મુર્તઝા કે જે આ બાજૂ આવતો હતો તેનો મેળાપ થયો. તે માહો-માંહેના કોઈ ટંટાને લીધે ત્યાં રોકાયો હતો. એલચીના ભાઇ મોહતરમ-ખાને એ ટંટાની સફાઈ કરવા (મટાડવા) તેમને આગ્રહ કરી ત્યાં થોભાવ્યા. એ બનાવની વિગત અત્રે આપવાની જરર નથી. આ દરમ્યાન હૈદર કુલિખાનને સુબાનો નાયબ નીમવામાં આવ્યો. અકીલખાન સોરઠથી પાછો આવતો રહ્યો હતો તેથી તેને ઘણું માઠું લાગી ગયું હતું, તેને લીધે હવે પોતાને વધારે વખત ત્યા થોભવુ સલાહકારક ન લાગવાથી લેખકના પિતાને લખી જણાવ્યું કે તેમણે પાછા આવતા રહેવું કે જેથી તેઓ બંને સાથે જવાનો વિચાર કરે.

---

## નાયબ સૂબા તરીકે હૈદરકુલીખાનનું નીમાવું.

---

હી. સ. ૧૧૩૦ ના સફર ઉલ મુઝફ્ફર માસની છટ્ટી તારીખે ખાજા અબદુલ હમીદખાનની ફેરબદલીમા તેની જગાએ હૈદર કુલીખાન કે જે

સુરત બંદરમાં હતો તેની નીમણૂકની સનદ સમસામઉદ્દૌલાની મહોર સાથની આવી. હૈદર કુલીખાને જઝીયાખાતાના અમીન શેખ ઈસ્લામખાનને તે જગા સંભાળી લેવા તથા પોતાના આવી પહોચતા સુધી શહેરના બચાવ તથા રક્ષણનું કામ કરવા તથા ખબર રાખવા લખી જણાવ્યું. અબદુલ હમીદખાને પોતાના ઓદ્દાનો ચાર્જ સોંપી દઈ રાજધાની તરફ રવાના થવાનો દૃઢ વિચાર કર્યો. સૈયદ અકીલખાને પણ મહેર અલીખાનના બાગમાં આવી મુકામ કર્યો. તેજ દીવસે લેખકના પિતાનો પત્ર કે જેમા લખ્યું હતું કે હું પાછો ફરૂં છું ને મોડાસા સુધી આવી પહોચ્યો છું, તે તેને મળ્યો. તેણે વગર ઢીલે જવાબ મોકલ્યો કે હું પણ આવવા નીકળી પડયો છું, અને તેથી પોતે જે જગાએ આવી પહોચ્યા હોય ત્યાંથી નીકળી પડી તેમણે રસ્તામાં તેની જોડે એકઠા થઈ જવું. બીજે દીવસે એ અને અબદુલ હમીદખાન સાથે સાથે નીકળી પડયા. હૈદરકુલીખાને પહેલા રબી માસની પહેલી તારીખે સુરત છોડી અમદાવાદ તરફ કૂચ કરવા માંડી. તેને આવકાર આપવા મહેરઅલીખાન, સફદરખાન બાબી, સલાબત મહમદખાન, જવાનમર્દખાન, ખબરપત્રી મહફૂઝખાન, સમાચારલેખક મહમદ મોઆઝમ, મુખ્ય મુખ્ય મનસબદારો ને અમલદારો સામે ગયા. નાહરખાનના ભાઇ શેખ રૂહુલ્લાને ત્યાં રહેવું મુનાસબ ન લાગવાથી પોતે પાદશાહની દરબારમા જવા રવાના થયો. આવકાર આપવા સામે જનાર મંડળમાંથી કેટલાએક મહી નદીના કાંઠા સુધી અને કેટલાએક તેની આજુબાજૂ, આગળ પાછળ જઈ પહોચ્યા, ને તેને મળ્યા. છેવટે પેટલાદ કસબાની સરહદમાં તેનો મુકામ થયો. ત્યાના કામકાજનો નીકાલ કરવાનો હોવાથી થોડા દીવસ ત્યાં મુકામ રાખ્યો.

---

## સફદરખાન બાબી જોડે ખાનાજંગી.*

---

જાદુગર જેવા ખેલાડી આસમાને આ અરસામાં વળી એક નવી બાજી ખેલી. આ ટૂંકમા જણાવેલી હકીકતની વિગત નીચે મુજબ છે. લશ્કરના સિપાઈઓ એક કૂવા પર પાણી કાઢતા હતા ત્યાં સફદરખાન બાબીના અને અસલફબેગ જમાદાર કે જે હૈદરકુલીખાન જોડે આવ્યો હતો.

* ખાનાજંગી એટલે ઘરમાં લડાઇ. કુટુંબમા પરસ્પર થતા અણબનાવને માટે એ શબ્દ વપરાય છે. Civil war માટે પણ વપરાય છે.

તેના પખાલીઓ વચ્ચે બોલાચાલી થઈ. એવામાં બંને બાજૂના કેટલાક હલકા માણસો કે જે ત્યાં હાજર હતા તેમણે પોત પોતાની તરફના પખાલીઓનો પક્ષ લીધો ને તેમની મદદે ઉભા રહ્યા, અને તેથી ટંટો, બોલાચાલી ને ઝુસાઝોળાથી આગળ વધી ગયાં અને પરિણામે લાકડી, પથર ને છેવટે તલવાર ને ખંજર ઉછળવા માંડયાં. હલકા ફરજન્દ ને બદમાશો તથા સામાન્ય વર્ગના માણુસોએ લીધેલો પક્ષ તે એક બાજૂએ રહી ગયો અને તેમાં સારા સારા માણુસો જોડાયાં અને છાવણીમા ધુમાધુમ ને કોલાહલ થઇ રહ્યાં. અલફબેગના પક્ષના માણુસો જોર કરી સફદરખાનની છાવણી સુધી પહોચી ગયા. ત્યા કોઈને આ એકાએક બનેલા બનાવની ખબર ન હોવાથી ત્યાના માણુસો પોતપોતાને કામે અને જુદે જુદે ઠેકાણે ગએલા હોવાથી છાવણી પર આવી પહોચી શકયાં નહિ, તેથી તેમને ન છૂટકે વેગણુ ખેરણુ થઈ જવુ પડયુ અને બાબી (ની છાવણી) નો માલઅસબાબ લૂંટાઇ ગયો. વૃદ્ધાવસ્થા તથા હાલચાલ કરવાની શક્તિના અભાવને લિધે સફદરખાનને તો પોતે હતો ત્યાજ રોકાઇ રહેવું પડયુ એના થોડા અંગત નોકરો એની પાસેથી ખસ્યા ન હતા. હૈદર કુલીખાનને આ વાતની ખબર થતા પોતે આ રમખાણુ કરનારાઓને ઠપકો તથા દમદાટી આપી વધારે તોફાન કરવાની મના કરી અટકાવ્યા, અને બની શક્યો તેટલો લૂંટાએલો માલ પાછો અપ્યો અને સફદરખાનને પોતાની પાસે તેડાવી મંગાવી ઘણા મીઠા શબ્દોથી વાત કરી તે રાજી થાય એવી રીતે તેને સમજાવી માફી માગી, અને પોતાને એ બનાવથી શરમ લાગી છે એમ જણાવ્યુ છે, અને કહ્યુ કે સારા માઠાનુ બનવું તો તે મહાન શક્તિમાન ને મનુષ્યના સરજનહાર ( પ્રભુ)ની ઇચ્છાને આધીન હોય છે.

જે બનવાનું હોય છે તે બને છે જ, તે અટકાવી શકાતું નથી.

નસીબમા જે લખેલુ હોય છે તે બને છે જ, તે ખાળી શકાતું નથી. માટે જે હકીકત બની ગઈ છે તેને લીધે પોતાના મનમા કોઈ રીતનું માઠું લાગવા દેવું નહિ. આવી રીતની વાતચીત કરી પોતે તેના મનનું સમાધાન કર્યું:

ડહામ દેવાની જરૂર જ હોય,

ત્યાં મલમ લગાડો, તો તેથી ફાયદો થતો નથી,

પણુ તેથી કાઈ ફાયદો થયો નહિ, અને મુસાફરીનો સામાન કે અસબાબ દશો મારી પાસે રહ્યો નથી તેથી શહેરમાં જઇ તે જમાવી લાવી આવી પહોચું

છુ એવું તેણે બહાનું બતાવ્યુ તેનું ભલુ વિચારનારાઓએ તેને કહ્યું કે તારે જે જોઈએ તે સામાન વગેરે મગાવવાનો અહિથી બંદોબસ્ત થઈ શકશે, છતા તેના મગજમા બીજો જ ખ્યાલ આવ્યો હતો તેથી તેમણે એને ઘણો પણ સમજાવ્યો છતા તેમની વાત તેણે સાભળી નહિ, અને પોતે અમદાવાદ આવ્યો અને લશ્કરી સિપાઈ તથા માણસો, જાગીરદારો તેમજ અજાણ્યા, શહેરના તેમજ પરગણાનાને નોકરીમા રાખી લેવા તથા કોળીઓને ભેગા કરવા, ઘણી ત્વરાથી મચી પડયો, અને ટૂંક સમયમા થોડી તોપો તથા ચાર પાચ હજાર સ્વાર ને પ્યાદા તૈયાર કરી ભૂતકાળમા જે કાંઈ બન્યુ હતું તેનો બદલો લેવા તથા પોતાના પર જે કાંઈ વીત્યુ હતુ તેનું વેર લેવા—નદીમાથી વહી ગએલા પાણીને પાછુ વાળવા—ને વિચારે મોજે વગવાની પેલી તરફને ગલે છાવણી નાખી હૈદરકુલીખાન પેટલાદથી કુચ કરી એ જગાની નજદીક આવી નદીના કાઠા સુધી આવી પહોચ્યો હતો આ નદી પાર ઉતરવાનુ સહેલુ હોવાથી એણે ત્યા મુકામ કર્યો હતો—ત્યા એને ખબર પડી કે સફદરખાન લશ્કર સાથે એને આવકાર આપવા તથા સામા થવાના ઈરાદાથી આવેલો છે પણ તેણે દીર્ઘદૃષ્ટિ વાપરી વિચાર કર્યો કે, ખુનામરકીનો અગ્નિ ન સળગાવવો તેમજ પરસ્પર મન ઉંચા કરી વધારે ધૂળ ન ઉરાડવી તેથી ગતની વખતે મહેરઅલીખાનને મધ્યસ્થ તરીકે તેની જોડે વાતચીત કરવા મોકલ્યો એવુ કહીને કે તેણે ટટાનુ મૂળ દૂર કરી, પેટલાદમા તેના અંતકરણની આરસી પર જે કાટ (મેલ) ચઢયો હતો તે ઘસી નાખી જણાવવુ કે—

તારી જોડે હમારે શત્રુતા કેળવવાની ઇચ્છા નથી,

તેથી ત્હારે પણ મિત્રતાનો પ્યાલો ભાગી ન નાખવો જોઈએ

મહેરઅલીખાને પોતાનો સંદેશો સમાધાની ભરેલી રીતે અને તેનું ભલુ ચાહી તેને પહોચાડયો પરંતુ ઇશ્વરેચ્છા કાંઈ બીજીજ હોવાથી તેની તેના પર બિલકુલ અસર થઈ નહિ

(તેણે) તાબેદારીને રસ્તેથી લગામ ફેરવી નાખી,

તે સલામતીનો રસ્તોજ ભૂલી ગયો

ઇશ્વરે જે નિર્માણ કરેલું હોય છે તેને મનુષ્યની તદબીર ટાળી શકતી નથી. રાતને છેડે મહેરઅલીખાન પોતાની મનસબ પાર ન પડવાથી પાછો ફર્યો, અને લડાઈ કરવી એમ નક્કી થયુ કે તરત હૈદરકુલીખાને તોપખાનું આગળ મોકલી મોરચા તૈયાર કર્યા અને સામાવાળાનો આગળ વધવાનો રસ્તો બંધ કર્યો પૃથ્વી પર પ્રકાશ ફેલાવનાર સૂર્યના ઉગવા બાદ બને

બાજૂએથી તોપખાનાએ ગડગડાટ કરવા માંડયો, અને તેનાં ધુમાડા રૂપી વાદળાંઓ ઉચે જવા માંડયાં, અને અગ્નિના કરારૂપી વરસાદે વરસવા માંડયું, તથા બંને બાજૂના બહાદૂર લડવૈયાઓની શૌર્યની તથા વેર લેવાની નસો ધડકવા માંડી.

બંને બાજૂનાં લશ્કરો લડાઇ માટે હારબંધ (સફ સમારી) ઉભાં રહ્યાં,
અને પૃથ્વીની આખી સપાટીને લશ્કરથી ભરી નાંખી.

બહાદૂર લડવૈયાના બે સાગરોએ ઉછળવા માડયું અને તેનાં મોજાંની છોળો એક બીજાની સામે અથડાવા લાગી, અને બંને પક્ષના હિંમતવાન સિપાઈઓએ ઘણાં બહાદૂરીભરેલા પરાક્રમો કરી બતાવ્યા. પરંતુ સફદરખાનના લશ્કરનો મ્હોટો ભાગ કોળા વર્ગનો તથા કસબાતીઓ (ગામડીઆઓ) નો હતો, મેદાનમા થતાં યુદ્ધો, બ્યૂહરચના, નાની મોટી તોપોના ગોળા અને બાણોનું છૂટવું (જે તેમણે કદી જોએલું હતું નહિ) તે તથા જેમનું આવી બન્યું હતું તેમને મોતની ધૂળમા રગદોળાતા નજરેનજર જોઈ તેમની આંખોમાં ધાસ્તી પેઠી અને તેથી પહેલા કોળીઓ ને પછી કસબાતીઓની ટૂકડીઓ કે જે તેમની મદદે આવી હતી તે સઘળા ન્હાસી ગયા.

એ જંગલીઓ વગર ઢીલે ન્હાસી ગયા,
જેમ હરણ ને બકરાં વાઘથી ન્હાસે છે તેમ.

સલાબત મહમદખાન, જવાનમર્દખાન, મહમદ અસદ ઘોરી, અને એના બધા ભાઈઓ ને સગાઓ, શહેરમાં રહેતા શુરવીર નરો અને બહાદૂર લડવૈયાઓ તથા સાબરમતીને પેલે કાંઠે વસતા નરવીરો કે જેઓ જાણીતા ને પ્રખ્યાત હોવા ઉપરાત, આબરૂ ને ઈજ્જતદાર હોઈ પોતાના સગપણને કારણે મોટા મોટા ખાનો (સરદારો)ની નોકરી કરતા હતા અને જેઓ પૂઠ બતાવવી એ વાતને શરમ ભરેલી ગણી તેમ કરવા તૈયાર ન હતા, તેમણે તેવા માણસોની ટૂકડી સાથે લઈ લડાઈના મેદાનમાં શુરવીરતાનો પગ ટેકવી ઉભા રહેવાને ઇરાદે, તે જંગલીઓના ન્હાસી જવાનો બનાવ તથા કેટલાએક અસંતોષિ માણસો (બેદિલો) જે પાછળ (બાકી) રહી ગયા હતા તેમના સ્થંભો હાલી ઉઠવાની નિશાનીઓ જોઈ, એક સામટા ઘોડા દપટાવી સામાપક્ષના મધ્ય ભાગપર હુમલો કર્યો, અને મારતે ઘોડે જે હાથીપર હૈદરકુલીખાન બેઠો હતો તેની પાસે પહોચી ગયા. અને એવું ઉત્તમ જાતનું શૌર્ય દાખવ્યું કે જે કોઇ તેમની આગળ આવતું તેને પોતાનું માથું પોતાની સામે (કપાઇ પડેલુ) જોવુ પડતું. બંને બાજૂના ઘણા લડવૈયાઓ રણક્ષેત્રની ભૂમી પર લોહીમા આળોટતા પડયા. પરંતુ આ હુમલે

લઇ જતી વખતે એ ટૂકડીના એકદીપણાની દોરી તૂટી અને તેને પરિણામે સૌ છૂટા પડી ગયા. એ સરદારોમાંથી દરેક જુદી જુદી તરફ વિખેરાઈ ગયો અને જેઓ તલવારના ઘાથી (મરતા) બચ્યા તેઓ આકાશ ગંગામાંના નક્ષત્રના તારાની માફક એક બીજાથી છૂટા પડી સલામતીનું સ્થળ શોધવા મંડયા. સલાબતખાનનો હાથ તલવારના સ્હેજ ઘાથી જખમી થયો હતો. સફદરખાન થોડા ખાસ સિપાઈઓ લઈ હાથી પર સવારી કરી સામે ઉભો હતો તે આ બનાવ બનવાથી પોતાનાં માણસોના આગ્રહને વશ થઈ બીજી બાજુ જવા નીકળી પડયો. હૈદરકુલીખાનની ઇચ્છા લડાઇ કરવાની હતીજ નહિ તેથી તેણે તેની પૂઠ પકડી નહિ ટૂકામાં આ ત્રાસદાયક (ખીણ) સ્થળ છોડી ગયા બાદ સફદરખાન મોજે આતરસુંબે અલ્લુ જમીનદારના રહેઠાણે પહોંચી ગયો અને પોતાના છોકરાંઓના શા હાલ છે તેની ખબર કાઢી તો તેને જણાયું કે સલાબત મહમદખાન, જવ નમર્દખાન, મહમદ અમદ અને બીજા સંબંધીઓ તેજ દીવસે રાત્રે એકની પાછળ બીજો એમ નીકળી પડયા હતા અને સાબરમતીને પેલે કાંઠે આવેલા પરાઓમા ભેગા થઈ પોતાના કુટુંબીઓને શહેરમાથી (શહેર) બહાર ખસેડી પાલણપોર તરફ રવાના થઇ ગયા હતા. આને લીધે પોતે પણ તેજ તરફ જવા નીકળી પડી તેમને જઈ મળ્યો. બીજે દીવસે હૈદર કુલીખાન કુચ કરતો શહેરથી બે ગાઉ પર આવેલા મોજે ઇમિનપૂર આવી પહોચ્યો અને ત્યા ત્રણ દહાડા મુકામ રાખી પછી હજરત શાહ ભીખન (ઇશ્વર તેમની કબરને પવિત્ર રાખે) ની દરગાહ કે જે શહેરની હદમા સાબરમતીને કિનારે આવેલી છે ત્યા આવી ઉતર્યો અને બીજા રબી માસની પહેલી તારીખે શાહીબાગમા આવી મુકામ કર્યો અને ત્યા દોઢ માસ રહ્યો, અને પહેલા જમાદી મહીનાની સોળમી તારીખ ને સોમવારે પોતે ભદ્રમા દાખલ થયો અને પોતાના ઓદ્દાના કામકાજ કરવા તથા બદોબસ્ત ને વ્યવસ્થા કરવામા ગુંથાયો. ખંભાત બંદરના નાયબ મુતસદ્દી શુજ્જાબેગને પોતે લખી જણાવ્યું કે તેણે સુરત બંદર તરફ જઇને ત્યાની પણ ખબર રાખવી. વળી સૈયદ ફૈઝુલ્લા કે જે સૂબાના મુખ્ય મનસબદારોમાનો એક હતો અને જે આ મુલક-દેશ-અને પ્રાંતના કામકાજથી વાકેફગાર હતો તેની મારફતે પોતાની પાસે રજૂ થએલા ઘણાંખરાં કામો તથા રાજકારભારનો બદોબસ્ત ને વ્યવસ્થાના કાર્યો ફેસલ કર્યાં. બાબી જોડેની લડાઇના બનાવથી તેની સત્તા, જાપતો અને બંદોબસ્ત એક રીતે એવાં તો સબળ થઇ ગયાં કે કોઈ પણ માણસનામા (તેની સામે) માથું ફેરવવા જેટલી હિંમત સરખી

પણ રહી નહિ. હૈદરકુલીખાન વિદ્વતા રહિત હતો નહિ તેથી તેણે આ ફતેહનું વરસ નોંધી રાખવા નીચેની કવિતા રચી.

જેવા હૈદરના વાવટા દેખાયા,
તેવા અફગાનોના વાવટા ઉંધા પડયા.

અલમહા (વાવટા) એટલે અફગાન શબ્દમાંના બે અલેફ તે ઉંધા પડે (કાઢી નાંખવામા આવે) તો "ફગન" શબ્દ રહે છે. જેની સંખ્યાસુચક (અબજદની) રીતે* ગણત્રી કરતાં, હિ. સ. ૧૧૩૦ નીકળે છે.

## ચુમોતેરીઓ એ નામે જાણીતો થયેલો દુકાળ

આજ સાલમા એક સખત દુકાળ પડયો કે જે ગુજરાતના લોકોમા ચુમોતેરીઆને નામે ઓળખાય છે રૂપીઆના ચ૨ શેર બાજરો ને મઠ થઈ ગયા; તે પણ ઘણી મહેનતે અને અવર્ણનીય મુસીબતે કેટલાએકનેજ મળી શકતા. છતા નાયબસૂબાના જાપના તથા સત્તાનેલીધે ગરીબ માણસ પર જૂલમ કરવાની કોઈની મકદૂર નહી. વળી બહારથી જે દાણો આવતો હતો તેને માટે એવી ગોઠવણ કરવામા આવી હતી કે તે બધો રાય રૂધનાથદાસ કે જે હૈદરકુલીખાનનો દીવાન હતો તેના ઘરને બારણે લઇ જવો ને ત્યા તેનું વેચાણ કરવું; ત્યાથી સૌને પોતાના નસીબ (હિસ્મા) તથા ભાગ જેટલું મળતું. અગર જો કે તે ' ખતે ખેતીને નકામો એવો વરસાદ પડયો તો પણ તેથી ઉજ્જડ ને વેરાન ભાગોમા લીલોતરી ઉગી નીકળી, અને ઘણાં ગરીબ લાચારને માણસોએ જરૂર (ભૂખ)ના માર્યા આવી, પોતાની મેળે ઉગી નીકળેલી, લીલોતરીના પાતરા રાંધીને ખાઇ, પોતાના ભૂખરૂપી અગ્નિને શાંત પાડવા માડયો પણ તેનું પરિણામ એ આવ્યું કે તેઓ રોગને મરણના ભોગ થઈ પડયા. પોતાના છોકરા એક ને બે રૂપીઆની કીમતે વેચી નાખવા માડયા. વળી લોકોને કોગળીઆ (કોલેરો)નો અસર જણાવા માડી અને તેથી ઘણા મરણને શરણ થયા. પેહલા જૂના વખતથી ગુજરાતમા દાણા, ઘી, તેમજ ખાવાપીવાની વસ્તુની કીમત

* અલેફ, બે, વગેરે કેટલાક અક્ષરે અરબી ને ફારસીમાં સંખ્યાસૂચક છે આવી રીતના કાવ્યની લીટીઓમાંથી અમુક અક્ષર લઈ તેનાથી સૂચીત સંખ્યા લઈ તેનો સરવાળો કરવાથી અમુક બનાવનું વરસ મળી આવે છે; એ રીતે ગણતાં આમાંથી હિ. સ. ૧૧૩૦ મળી આવે છે.

પેટે સુરાખી (કાણાવાળા) અને કમી વજનના રૂપીઆ જેને લોકભાષામાં ચલણી અને બાકરખાની રૂપીઆ કહેતા હતા તે અપાતા હતા, પરંતુ આ દુકાળના વરસમા નવા સિક્કા પાડવાનું નક્કી થયુ અને તે સિક્કાઓ હજુ સુધી વપરાશમાં ચાલુ રહ્યા છે. આ અરસામા મફદરખાન તરફથી પાલણપુરના ફોજદાર ગઝનીખાન ઉર્ફે મહમદ ફીરોજ જાલોરીને હૈદરકુલીખાન તથા સફદરખાન વચ્ચેનો અણબનાવ ઉભો થયો હતો તે દૂર કરવા તથા બન્નેના અંતઃકરણ નિર્મળ કરવાના સુલેહ ભરેલા કામપર મોકલવામાં આવ્યો. તે અમદાવાદ આવ્યો ને હૈદરકુલીખાનને મળી કહ્યું કે ઇશ્વરેચ્છાને આધીન થઈ જે બનવા કાળ હતું તે બન્યું પણ હવે

લડાઇ કરતા સુલેહ હંમેશા વધારે સારીજ છે.

હૈદરકુલીખાનને તો પહેલેથીજ એ વાત (અણબનાવની) પસંદ હતી નહિ તેથી ખરા મનની લાગણીથી પોતે એક સમાધાનપૂર્ણ પત્ર લખી સફદરખાનને તેના દીકરાઓ જોડે આવવાનું આમંત્રણ મોકલ્યું, અને તેઓ આવ્યા પણ ખરા અને તેમની મુલાકાત પણ થઈ. ઈરાનના વાલીનો એલચી મીર્ઝા મુર્તઝા પણ આજ અરસામા ઉદેપુરથી આવી પહોંચ્યો ને મહેરઅલીખાનના બાગમા તેણે પોતાનો મુકામ રાખ્યો. પોતાના મુખ્ય અમલદારોને લઈ હૈદરકુલીખાન તેને મળવા ગયો અને નદી કિનારે આવેલું મહેરઅલીખાનનું મકાન કે જે મકાન, મહમદ બેગખાનના કેટલાક મકાનોને તેણે તરતમાજ લીધા હતા તેમાનુ એક હતું. તેમા તેના ઉતારાની તજવીજ કરી, ત્યા ઉતાર્યો મોમિનખાનના ભાઈ મહમદ અબ્દુલ્લાને ઠેઠ સુરત સુધી એની મહેમાનગીરી કરવા માટે હજૂરથી તરફથી નીમવામા આવ્યો હતો તે પણ તેની સાથે હતો એને ઇનામ તરીકે પાચ હજાર રૂપીઆ આપવા મહેરબાની થઈ હતી તેમાથી બે હજાર રૂપીઆ મહેલના ખાનગી ખજાનામાથી અપાઇ ગયા હતા ને બાકીના ત્રણ હજાર રૂપીઆ આપવા માટેનો પરવાનો સૂબાના દીવાનના નામનો રજૂ કરી ખજાને આમરે (બાદશાહી-પબ્લીક ત્રીજોરી)માથી લઈ લીધા આજ સાલમા ઈરાનના વાલી માટે એક પત્ર તથા થોડું ઝવેરાત લઇ એલચી તરીકે જવા માટે ઉચ્ચ હજૂરથી તરફથી રશીદખાનને નીમવામા આવ્યો હતો, તે પણ અમદાવાદ આવી પહોંચ્યો કે ત્યાથી સુરત બંદરે થઇ વહાણમા બેસી પોતે ઇરાન જાય વળી હજૂરશ્રીનો બધા સૂબાના દીવાનો પર એવો પણ હુકમ નીકળ્યો કે(સરકારી)અમલદારોમાથી જે પોતાના

ઓહ્દાની જગાપર હાજર ન રહેતો હોય અને પોતાનાં માણસોથી કામ લેતો હોય તેને બરતરફ કરવો. પવિત્ર મક્કા (ઈશ્વર તેની મ્હોટાઈ તથા ઇજ્જત વધારો) ના શરીફ, શરીફ સઇદ ગુજરી જવાથી તેનો પુત્ર શરીફ અબ્દુલ્લા તેની શરીફની ગાદીએ બેઠો હતો તેણે આ અરસામા હાજી સાલેહ નામના માણસને પોતાના એલચી તરીકે અરબ્બી તોખમના પંદર ઘોડા તથા એક પત્ર જેમા પોતાના પિતાના ગુજરવાના સમાચાર આપી, તેની હયાતીમા રૂપીઆ એક લાખનું વર્ષાસન જે તેને મળતુ હતું તે પોતાને નામે કાયમ કરી આપવાની વિનતી કરી હતી (તે લઇ મોકલ્યો). તે પત્ર અને ઘોડા પવિત્ર પાદશાહની આગળ રજૂ થયા બાદ સુરત બંદરના ખજાનામાથી તેને દર વરસે સાલીયાનું આપવાનો ઠરાવ થયો. ચાલુ સાલનું સાલીયાનુ હાજી સાલેહ એલચી સાથેજ, વહાણોને હંકારી જવાની મોસમને સમયે, મોકલવા માટે હૈદરકુલીખાનને પવિત્ર દરબારમાથી હુકમ કરવામા આવ્યો અને વળી ફરમાન કાઢવામા આવ્યુ કે ભવિષ્યમા સાલોસાલ તેને રોકડ રકમ આપતા રહેવુ. મૌલાના શેખ નુરદ્દીન મહમદની વિદ્વતા ને નિપુણતા સમસામઉદ્દૌલાના જાણવામા આવવાથી હજૂર આલાનું ફરમાન મળ્યુ કે તેમના પુત્રો શેખ મહમદ સાલેહ અને શેખ નિઝામુદ્દીન મહમદને રાજધાનીમા મોકલવા તથા તેમની જોડે પોતે "અશ્વ" (ઘોડા) પર એક પુસ્તક રચ્યુ હતું તે પણ મોકલવું અને તેમના સીધાસામાન તથા વાટખરચી માટે એક હજાર રૂપીઆ આપવાનો પરવાનો કુતુબઉલમુલ્કની મહોર સાથનો સૂબાના દીવાનના નામપરનો કાઢવામા આવ્યો તેથી મજકૂર શખ્સો તેણી તરફ રવાના થયા. પવિત્ર શાહે એવુ ફરમાન કાઢ્યુ કે જાત્રાના એ (પવિત્ર) સ્થળો (મક્કા ને મદીના)મા વસતા ગરીબો (સૈયદો)ને આપવા માટે પાચ લાખ રૂપીઆ અમદાવાદ સૂબાના જઝીયાકરની આવકમાથી અમાનત કાઢવા અને તે રકમ ત્યા પહોચાડવા મહમદ હફીઝખાનને મુકરર કરવામા આવ્યો. ખજાને આમેરા (પબ્લીક-બાદશાહી-ત્રીજોરી) માટે મુકરર કરેલા પાયદળનો દરમાયો (પગાર) અમદાવાદ સૂબાના ખરચની વિગતમા દાખલ કરવામાં આવ્યો હતો, પણ હવે એવો હુકમ કરવામા આવ્યો કે મામૂલી રિવાજ મુજબ તેમના પગાર-દરમાયાની-જવાબદારી સૂબાના નાઝિમને માથે છે, તેથી તેમણે પોતાનો પગાર તે ખાતેથી લેવો. સૂફી સંપ્રદાયના સત્ય તથા જ્ઞાનથી વિભૂષિત શેખ અલી સરહંદીને ખરચમા મદદ તરીકે રૂા. બે હજાર તથા વિદ્વાનોમા શ્રેષ્ઠ એવા શાહ વજીહઉદ્દીન (ઈશ્વર તેની કબરને પવિત્ર રાખે) ના પુત્રોમાના એક સૈયદ અહમદને રૂા.

પાંચસો આપવા સૂબાના જઝીયાકરનાર ખજાનાપર હુકમ થયો, અને હાપડખજારખાતાના અમીનની જગા મીર ઇબ્રાહીમની ફેરબદલીમા સૈયદ ફતેહઉલ્લાને આપવામાં આવી, અને ખબરપત્રી મહફૂઝખાનના લખાણપરથી પવિત્ર શાહના કાનપર એવી વાત આવી કે હઝરત મહબૂબ આલમના પુત્રોમાંનો એક સૈયદ હામેદ શાહનશાહના રાજ્યાભિષેકને પ્રસંગે વાટખરચીના અભાવ તથા રસ્તાના જોખમને લીધે મુબારકબાદી આપવા હાજર થઈ શક્યો નહતો અને મામૂલી-ચાલતા આવેલા-રિવાજ મુજબ આગલા શહેનશાહોના રાજ્યાભિષેક પ્રસંગે તેઓ મુબારકબાદી આપવા દરબારી ઉમરે (કચેરીમા) આવતા ત્યારે તેમને રાજતરફથી ઉમદા પોશાક, પંદરસે રૂપીઆ રોકડા તથા એક હાથણી અથવા હાથણીની કીંમત પેટે રૂ. ત્રણહજાર આપી નવાજવામા આવતા, તેથી સૂબાના દીવાનપર ઉચ્ચ ફરમાન કાઢવામા આવ્યુ કે રસ્તામાં જરૂર પડે તેટલો સામાન સૈયદને આપવો અને તેને શહેનશાહની દરબારમા રવાના કરવો, તે મુજબ તેને રવાના કરવામા આવ્યો. અબદુલ હમીદખાન તથા સૈયદ અકીલખાનની શહેનશાહની દરબાર તરફ રવાના થવાની હકીકત પૂર્વે લખાઈ ગઈ છે. જ્યારે એ બંને ખાન અકબરાબાદની રાજધાનીએ પહોચી ગયા ત્યારે ત્યાંથી સૈયદ અકીલખાન પાટણના સૂબા સરબુલંદખાન પાસે ગયો, અને અબદુલહમીદખાન ખુદ હજુરશ્રી પાસે હાજર થઈ ગયો અને ટુક વખતમા સોરઠની ફોજદારી મેળવવાનું માન પામી ત્યાંથી પાછો ફર્યો અને શહેરની બહાર આવી પહોચ્યો અને સિપાઈઓને નોકરીમા રાખી લઈ સોરઠ તરફ ગયો સૈયદ હામેદ શહેનશાહની ખિદમતમા હાજર થઈ ગયો, તેને ચાલતા આવેલા રિવાજ મુજબ રોકડ નાણું તથા હાથણી આપી પાછા ફરવાની રજા આપવામા આવી વળી—યોગીઓમા શ્રેષ્ઠ એવા સંત અહમદખટ્ટુ (ઈશ્વર તેમની કબર પવિત્ર રાખે) ની દરગાહના વલી (મુતવલ્લી)ની જગા પણ તેને આપવામા આવી. પોતાના છોકરા કાઝેમખાનને રાય રૂપનાથદાસ જોડે નાયબ દીવાન તરીકે નીમી મહી નદીના પ્રદેશના જીલ્લાઓનો બંદોબસ્ત કરવા તથા વડોદરા પરગણાના અને તે તરફના મહાલોના ફિસાદખોરો તથા કોળીઓને નસીહત આપવા તથા સજા કરવા માટે હૈદરકુલીખાન પોતે ચાલી નીકળ્યો અને થોડો વખત એ પ્રદેશની પાડોશમા રહી રજૂ થએલા કામ કરવામા ગુંથાયો, તેવામા

* શાહી ખજાનાના ચાર વિભાગમનો એક, એમા જઝીયાવેરાની ઉપજ જમે થતી હતી

સૌભાગ્યવંત દરબારમાં રહેતા વકીલોના પત્રોપરથી જાહેર થયું કે સમસામ ઉદ્દૌલાની સુબેદારી પરથી બદલી થઈ છે; તેથી પોતે કાઝેમખાન તથા રાય રૂઘનાથદાસને લખી જણાવ્યું કે પોતાની દીવાનીના સમયમાં જે જે કામ થયાં હોય તેની રીતસર નોંધ કરવા માટે એ (દીવાની) ખાતાના દફતર લખનારાઓને તેમને જોઈતા સરસામાન–સાધનો–માણસો ને નોકરો સાથે વડોદરે મોકલવા વળી સૂબાના નાઝિમના આવી પહોંચતા સુધી શહેરના બચાવ તથા રક્ષણ માટે પાલણપોરના ફોજદાર ગઝનીખાન ઉર્ફે મહમદફીરોઝ ઝાલોરીને નાયબ તરીકે નીમ્યો. પહેલા રબી માસની પહેલી તારીખે કાઝેમખાને અમદાવાદ છોડયું અને તેજ દીવસે ગઝનીખાન પાલણપોરથી આવી શહેરમાં દાખલ થયો. ઈરાનના વાલીનો એલચી મીરમુર્તઝા તથા પાદશાહનો પગ લઇને જનાર રશીદખાન એજ અરસામાં એક બીજાની પાછળ અમદાવાદથી નીકળી સુરત બંદર તરફ રવાના થયા.

## મહમદશાહ ઉદદરજન્નત પાદશાહની સલતનત, મહારાજા અજીતસિંહની સુબેદારી, હૈદરકુલીખાનની નાયબગીરી, અને મહેરઅલીખાન ને નાહરખાનની દીવાની.

કેટલાએક કારણે —કે જે આ જગાએ લખવાની જરૂર નથી, કારણ આ પુસ્તક તો માત્ર અમદાવાદ સૂબામાં બનેલી હકીકત તથા બનાવોનો ઈતિહાસ છે ને લીધે બાદશાહ મહમદ ફરોખસિયર અને વઝીર કુતુબ ઉલ્ મુલ્ક વચ્ચે અણબનાવ થયો. અમીર ઉલ્ઉમરા સૈયદહસન અલીખાન-બહાદૂર આ વખતે દક્ષિણ પ્રદેશની સરદારી ભોગવતો હતો, તેને ખબર હતી કે બાદશાહના મનનું વલણ તેના ભાઈ તરફ સારૂં નહતું, અને તેથી પોતે એક મ્હોટા લશ્કર સાથે અને રાજા શાહુના પ્રધાન ('મદાર' ઉલ-મહામ) બાલાજીરાવ અને પચાસહજાર મરાઠા ઘોડેસ્વારોની* ફોજ પણ સાથે લઈને પાયતખ્ત દિલ્હી તરફ ઉતાવળે આવવા નીકળી પડયો ને ત્યાં પહોચી મહમદ ફરોખ સિયરને મહેલમા કેદ કરી પાછળથી શહીદ કર્યો (મારી નાખ્યો.)

* બહાદરીને રહે રસ્તાની ધૂળ સમાન બનાવી.
જુલમને આસમાન સુધી પહોંચાડયો.

છે કે જેની રૂએ ખલીફ્પ અને સત્તા ભોગવનાર શાહનશાહની (હમારી) દરબારમાંથી, સઘળા ઉચ્ચ સરકારી મનસબદારોની કુલ્લે(બધી) જાગીરો જૂના રિવાજ મુજબ બહાલ અને કાયમ રખાવામા આવે છે, તેથી હરેક દીવાનને લખી જણાવવું કે જાગીરદારોને આપેલા મહાલો પહેલાની માફક બહાલ રહ્યા છે એમ ગણી, આ સુખપ્રદ સમયે નવી સનદો રજૂ કરવાની માગણી કરી તેમને તેમણે સતાવવા યા હેરાન કરવા નહિ[1] વળી નીચે જણાવેલો કવિતારૂપી લેખ કે જે સિક્કા પર પાડવા માટે નક્કી કરવામા આવ્યો હતો તે પ્રમાણે સિક્કા પાડવામા આવ્યા.

"ઝદ સિક્કે બ હિંદ બા હઝાગાન બરકત
શાહનશાહે બહરો બર ઉરી ઉદ્દદરઝાત."
દરિયા તથા જમીનના પાદશાહ, રૂરી ઉદ્દદરજાતે,
હજારો આશિશો સાથે હિંદમા (આ) સિક્કો પાડયો.

પહેલા જમાદી માસની દસમી તારીખે, નાહરખાન કે જે અમલ ને ઈજારો મળી જાતી ત્રણ હજારી તથા હજાર સવારની પદવીથી વિભૂષિત થયો હતો તથા જેણે મહારાજા અને કુતુબ ઉલ્મુલ્કની વચ્ચેના કાર્યોમાં મધ્યસ્થ તરીકે વાતચીત કરી હતી, તેને ખિતાફત તથા પૃથ્વીના રક્ષકની કચેરીમાથી મહેરઅલીખાનની બદલીને સમમે સુબાના દીવાનપદપર તથા હૈદરકુલીખાનની બદલીને સમજે પેટલાદ અને ધોળકા પરગણાની અને દાહદ કસબાની અમીનની જગા કે જે તેને સ્વાધીન હતી, તેનાપર તથા સાયરમહાલ અને કાપડ બજારના દારોગા તથા કરોડાના ઓહદાપર નીમી તે તેને સોપવામા આવ્યા, અને તેના નાયબ તરીકે તેનો ભાઈ રૂહઉલ્લાખાન આવી પહોચે ત્યા સુધી એ ઓહદાઓ મહેરઅલીખાનને સોપવામા આવ્યા. કુતુબઉલ્મુલ્ક યમીન ઉદ્દૌલાની મહોર સાથનું એક બાદશાહી ફરમાન, રાજ્યારોહણના પહેલા વરસના પહેલા જમાદી માસની અગીઆરમી તારીખે લખાએલું, નાહરખાનના નામપરનું જઝીયાકર લેવાનું માફ કરવાની બાબતમા આવી પહોચ્યું.

---

૧ જેમનાપર પાદશાહ યા સનદ આપનારની ખાસ મહેરબાની થતી તેમને દર વારસે નવી સનદ મેળવવાની એટલે તાજી કરાવવાની ફરજમાંથી મુક્ત કરવામાં આવતા સાધારણ રીતે તો તે સનદમાંજ તેવુ લખવામાં આવતું અગર એક સામટી તેવી સૂચના આપી દીધી છે

# જઝીયાની માફી બાબતના ફરમાનની નકલ

એવી કે, ઉચ્ચતા તથા મહત્ત્વના રક્ષક, વજીરાત તથા બાહોશીના ભોગવનારા, નાહરખાન, જીવતા રહો ! હાલમાં, અધિકાર તથા હાકેમીને શોભાવનાર, જાહોજલાલી ને સત્તા ભોગવનાર, ઉમદતઉલ્‌મુલ્ક, બક્ષી ઉલ-મમાલેક, અમીરઉલઉમરા બહાદુર, ફિરોઝજંગ, સિપાહસરદારની. મહોર સાથનો એક ખબરપત્ર દફતર ( કચેરી ) માં મળ્યો કે જેમાં. અધિકાર તથા હાકેમીને શોભાવનાર, રાજરાજેશ્રી રાજા અજીતસિંહ તરફથી જઝીયો કર લેવાનું માફ કરવાની વિનંતી હમારી પવિત્ર સેવામાં. અરજીરૂપે કરવામાં આવી છે, તેથી વિધાતાના લેખ જેવો આ. તાકીદનો હુકમ પ્રસિદ્ધિનું માન પામ્યોઃ (તે એવો) કે એ કર માફ કરવાની બાબતને અગત્યતા આપે (માફ કરે). આ સબબને લીધે આ (બાદશાહી) ફરમાન લખવામા આવે છે કે તે ઉચ્ચતાના રક્ષકે, આ બાબતમાં હમારા ઉચ્ચ હુકમને અનુસરી તેનો અમલ કરી અમદાવાદ શહેર તથા મજકૂર સૂબાના મહાલોના જઝીયા ઉઘરાવનાર ખાતાના મુતસદ્દીયોને તે ઉઘરાવતા અટકાવવા તથા આ કામ ઘણી સાવચેતીથી–કાળજીથી કરવું કે જેથી કોઇને પણ કોઇના તરફથી અડચણ વેઠવી પડે નહિ. આ બાબતમા પૃથ્વીપતિ હજૂરશ્રીની તરફની આને દઢ તાકીદ સમજવી; જેથી કરીને એજ સાલના બીજા જમાદી માસની પાચમી તારીખ સુધીમા તો મહેરઅલીખાને એ. હુકમ અમલમાં મૂકી દીધો, અને તે તારીખથી આજ સુધી ફરીથી જઝીયા કર લેવાનું કોઇ પણ વખતે ઠેરવવામા આવ્યું નથી* વળી સૂબાના દીવાન પર બીજો એક હુકમ કાઢવામા આવ્યો કે જે નવા નવા ઓહ્દા હઝરત ખુલ્દમંઝેલ (ઔરંગઝેબ)ને ફરોખસિયરના સમયમા કાઢવામા આવેલા, અને જે હઝરત ખુલ્દમકાન (શાહજહાન)ના વખતમા ન હતા તે બધા મોકૂફ કરવા, તેથી તૈયબખાન જે અમદાવાદ સૂબાના તથા સુરતના મુબારક બંદરના બયૂતાત ×ખાતાનો ઉપરી હતો તે મોકૂફ થયો અને હજુ સુધી

* જઝીયા કર ગેરમુસલમાનો પાસથી લેવાતો, અને તે બાદશાહી ખજાનામાં ભરાતો, ધર્માદાકાર્યમાં વપરાતો, ને એમાંથી કેટલીએક રકમો તો કેટલાકોને પેઢી દર પેઢી મળી જતી.

× બયૂતાત એટલે મૈયત પામેલા–બીનવારસી–માણસોની મિલકત નોંધવાનું ખાતું.

એ બે શહેરોમાં એ ખાતું પાછું ખોલવામાં આવ્યું નથી. આ સાલના શવ્વાલ માસમાં નાદરખાનનો ભાઇ રૂહઉલ્લાખાન હજૂરમાંથી આવી પહોંચ્યો અને તેણે નાયબ દીવાનનો હોદ્દો સંભાળી લીધો. આજ સમયમાં દાણો એક રીતે મોંઘો થઈ ગયો તેથી નાયબ નાઝિમે કણીઆ મહાજનના બે મુખ્ય માણસોને પકડી તેમનાં પેટ ચીરી તેમને ઉંટ પર બાંધી શહેરમાં ફેરવ્યા, આને લીધે બીજાઓને ધડો મળ્યો અને મોંઘવારી એટલી બધી ન રહી. તેણે કાઝેમબેગના છોકરા માસૂમકુલીને લશ્કર આપી તેની સાથમાં, પોતાના છોકરા અશરફઅલીખાનને, પરગણાનો બંદોબસ્ત કરવા તથા પેશકશ ઉઘરાવવા મોકલ્યો. તેઓ સાબરમતી જિલ્લા તરફ મોરી ને મીકરીજ સુધી ગયા અને થોડા વખત બાદ પાછા ફર્યા. હૈદરકુલીખાનની ફેરફારીમાં સુરત બંદરના મુતસદ્દીની જગા તથા રામનગરની સરહદના કિલ્લાના રક્ષણનું કામ ફિદવીખાનને આપવામાં આવ્યાં હતા, પણ તે હુકમનો અમલ કરવામાં આવ્યો ન હતો તેથી એજ સાલની રબીઉલ્ફસલ (વસંતઋતુ)ની શરૂઆતમાં તનફૂઝઈલ સાલમાં અધિકાર તથા હાકેમીને શોભાવનાર, જાહોજલાલી ને સત્તા ભોગવનાર, બક્ષીઉલમમાલેક, અમીરઉલઉમરા, બહાદૂર ફિરોઝજંગ, સિપાહ સરદારના નીમેલા માણસ સૈયદ હુસેનઅલીખાનને આપવામાં આવી, અને તે જગાના નાયબની સનદ શેખ ઇસલામખાનને મળવાથી તે તેણી તરફ રવાના થયો. ખંભાત બંદરના મુતસદ્દીની જગા મહેરઅલીખાનને આપવામાં આવી. તેણે પોતાના પુત્ર અશરફઅલીખાનને પોતાનો નાયબ નીમ્યો. ઇરાનના વાલી (શાહ) તરફ પાદશાહનો પત્ર, થોડું જવાહેર અને ઘોડા લઇ જવા રશીદખાનને મુકરર કરેલો હતો અને તેણી તરફ રવાના થવા માટે તે સુરત આવી પહોંચ્યો હતો તે હકીકત આગળ લખાઈ ગઈ છે, પરંતુ મસકતમાં બળવો થએલો હોવાથી વહાણોને જવાનો રસ્તો બંધ થઈ ગયો હતો તેથી તેને મજકૂર (સુરત) બંદરમાં રોકાઈ રહેવું પડયું હતું. આ અરસામાં પાદશાહી ફરમાન મુજબ જવાહેર વગેરે તેને મહેરઅલીખાનનાં માણસોને સોપી દેવું પડયું. ભરૂચ પરગણું ખાજા અબદુલહમીદખાનના તાબામાં હોવાથી અને (આગળના) હુકમ મુજબ ત્યાંની મહેસૂલ હુંડીઓ મારફત હજુરથી તરફ જતી હતી તે અગવડ દૂર કરવાને એવો હુકમ કાઢવામાં આવ્યો કે તે નાણું અમદાવાદની તીજોરીમાં સૂબાના દીવાનને નામે ભરવાં.

---

## મહમદરફીઉદ્દૌલત જે શાહજહાન બાદશાહને નામે ઓળખાય છે તેની સલતનતનો સમય, મહારાજા અજીતસિંહની સૂબેદારી, મહેરઅલીખાનની નાયબ સૂબેદારી અને રૂહઉલ્લાખાનના નાયબ નાહરખાનની દીવાની



હઝરત જન્નત આરામગાહ (સ્વર્ગસ્થ) બાદશાહ રફી ઉદ્દરજાતને આગળથીજ ક્ષયજ્વરનો મરજ લાગુ પડેલો હોવાથી ઇશ્વરની એવી ઇચ્છા હતી કે તેમની જીંદગીના પાછલા ભાગમા પણ થોડો વખત તેઓએ સુલતાનની ગાદીએ બેસવુ, તે પ્રમાણે રાજગાદી ભોગવી મહાન રજબ માસની વીસમી તારીખે આ નાશવંત દુનિયાના રાજ્યાધિકારને છેલ્લી સલામ કરી તેઓ શાશ્વત ટકે એવા પ્રદેશ તરફ કૂચ કરી ગયા. પોતાના મ્હોટાભાઈ મહમદ રફી ઉદ્દૌલતને પોતાની પાછળ ગાદીએ બેસાડવા માટે પોતાના વઝીરો તથા અમીરોને, પોતાના મરણકાળે, તેઓ ફરમાન કરી ગયા હતા, તેથી તેજ મહીનાની વીસમી તારીખ ને શનીવારે તેઓ ખિલાફત અને પૃથ્વીપતિની ગાદીએ બેઠા અને તે વિષેના બાદશાહી ફરમાનો તથા હુકમો આખા રાજના નાઝિમો તથા દીવાનો પર કાઢવામા આવ્યા.

### રાજ્યાભિષેક થવા બાબતના દીવાન નાહરખાનના નામપરના પવિત્ર (બાદશાહી) ફરમાનની નકલ

એવી કે, મહાન ઇશ્વરનુ સંપૂર્ણ શાણપણ કે જેનાપર દુનીયા ને દુનીયાવાસીઓના સુખની જવાબદારી રહેલી છે ને જે પૃથ્વી અને પૃથ્વીવાસીઓના બંદોબસ્ત જળવાઈ રહેવાનુ કારણ છે તે શાણપણના હુકમને અનુસરી જન્નતમા આરામગાહ પામેલા એવા (સ્વર્ગસ્થ) બાદશાહ ઉચ્ચ દરજ્જાની સીડીએ ચઢનાર, ઉચ્ચ સ્વર્ગની વાડીઓના ઉચ્ચ માર્ગે જનારા, શાહ રફીઉદ્દરજાતે, ઇશ્વર એની કબર સુવાસિત રાખે, વસીયત (ફરમાન) કરેલુ હતુ કે રાજ્યાસન, હમારા નામદાર ને સત્તાશાળી મ્હોટાભાઈ વડે શોભાયમાન થાય, તે વસીયત (ફરમાન)ને અનુસરી રજબમાસની વીસમી તારીખ ને શનીવારે, સૂર્યોદય સમયે, સામ્રાજ્ય તથા વિશ્વવિજેતાની મંગલમય ગાદીએ, ધર્મરક્ષક, શક્તિ સંપત્તિ ને સુભાગ્યને વધારનાર, મહત્ત્વ ને કીર્તિની મશાલને પ્રકાશિત કરનાર, શુભકારક છત્રની શોભા (કુમત,) ગુરગાન કુટુંબના તાજની રોનક, સિકંદરના દરજ્જાના સમ્રાટ, સુલેમાનના

ગર્ભમાંથીજ સુલતાન (ખુસરો), ઈન્સાફી ખરીફ, દારા જેવા ત્યાંથી બાદશાહ, પ્રભુના ખાસ પ્રતિનિધિ, મગજનદારની નિશાન દયાના પડછાયા જેવા વિશ્વ પ્રકાશિત પાદશાહના આરોહણથી નવીન શણગાર ને શોભા તથા અમાપ પ્રકાશ પ્રાપ્ત કર્યાં વળી તેજ સુભાગ્યથી પ્રકાશિત કિરણવાળી ક્ષણે એવા એક વિશ્વનાથ ને સૂર્યના જેવા તેજસ્વી નીચે મુજબના હુકમને પ્રસિદ્ધીનું માન અને પ્રચલિત થવાનું અહોભાગ્ય મળ્યું (તે એવું) કે હવે પછી પોતાના મંગળમય ખેતાબ તથા મુબારક ને પવિત્ર નામને શાહજહાન પાદશાહ એવી સત્તાથી શાહી ફરમાનોમાં લખવા તથા બાદશાહી મહોરમાં કોતરવા વળી સત્યપ્રિય પાદશાહની નૈયત (ઈચ્છા) સપૂર્ણ રીતે સર્વે પ્રાણીઓને સુખ આપવા અને ખાસો આમ (ઉંચા નીચા) સૌને અમન ચમનમાં રાખવા ઉપરજ દોરવાએલી હોવાથી મોઆઝ્ઝમના સઘળા નાઝિમ, ફોજદાર ને દીવાન તથા આ હમેશ ટકે એવા રાજ્યના સર્વ કારભારીઓપર કૃપાથી પૂર્ણ ફરમાનો અને વિશ્વને વ્યવસ્થિત કરનારા હુકમો મોકલવા (આજ્ઞા થઇ) (તે એવા ) ઔદાર્યને કૃપાની રૂએ સઘળા બાદશાહી નોકરોએ આગલા રિવાજ મુજબ પોતે જે કામકાજ કરતા હોય તે કરવા તથા તેઓ જે રજા બજાવતા હોય તે બજાવવા સબબે તેમને બહાલ કરવામાં આવ્યા છે, તેથી તેમની ફરજ છે કે તેમણે મહેસૂલ આપનાર રૈયતની પરવરશી, ગરીબ ને નિરાધાર માણસોને આશ્રય, મુસાફર તથા વટેમાર્ગુનું રક્ષણ ફસાદ ફિસાદને નિર્મૂળ તથા શહેરમાં જે દુષ્ટ લોક માથું ઉંચક્યું હોય તેમની શિક્ષા કરવામાં પુષ્કળ પ્રયત્ન તથા ઘણી કોશેશ કરવી એટલા માટે આની જનાબના હુકમ મુજબ આ ફરમાન લખવામાં આવે છે માટે સઘળા અધિકારીઓએ આવી પાદશાહી મહેરબાનીઓ અને કૃપાઓ માટે ઇશ્વરનો આભાર માની, નિશ્ચિત મન રાખી, ઔદાર્ય ને મહેરબાનીપૂર્ણ દરબારમાંથી સત્ય માર્ગદર્શક જે આ ફરમાન કાઢવામાં આવ્યું છે તે મુજબ પોતાની નોકરી બજાવવા રહેવું વળી અમદાવાદ સૂબાની ટંકશાળોમાં સમાનોમાં સોનારૂપા વગેરેના સિક્કા પાડી તેના પર નીચે લખેલી લીટી કોતરવી આ બાબતમાં પાદશાહના દરબારમાંથી તરત અમલમાં મૂકવા જેવો હુકમ નીકળ્યો છે એમ સમજવું પાદશાહની પવિત્ર હજૂરમાં જે દરેક મુબારક સિક્કા પર કોતરાયા તે નીચે મુજબ શાહજહાન બાદશાહ ગાઝીના મુબારક સિક્કો આજ મતલબનો હુકમ નાયબ નાઝિમ પર પણ મોકલવામાં આવ્યો મહારાજા અજીતસિંહ કે જેમને સૂબા તરીકે બહાલ કરવામાં આવ્યા હતા તેમના તરફથી નાયબ નાઝિમ તરીકે નિમાએલા મહેર અલીખાન, અને સૂબાના નાયબ

દીવાન, રૂહુલ્લાખાન; એ બંને જણાએ સાથે બેસીને (સંમત થઈને) તે મહાન પાદશાહના નામનો જ્યાં ત્યાં પડો વજડાવ્યો અને ટંકશાળમાં પાડેલા સોના ચાંદીનાં સિક્કા પાદશાહનો ખેતાબ કોતરાયાને લીધે પૂરેપૂરી કસોટીવાળા ચાલુ થયા. વળી દીવાની, દારોગી, કાપડ બજાર વગેરેના તથા કુલ્લે સાયર મહાલના કરોડી તથા અમદાવાદ સૂબાની પાયબાકીની× અમીની તથા મજકૂર સૂબાને લગતા પેટલાદ તથા ધોળકા પરગણાની ફોજદારી, એ સર્વ જગાપર અગાઉના દસ્તૂર મુજબ નાહરખાનને બહાલ કરી કાયમ રાખવાનું ફરમાન પણ કાઢવામાં આવ્યું. તેમજ સૂબાના દીવાન ને નાયબ નાઝિમ વગેરે બાદશાહી મુતસદ્દીયો (અમલદારો) જોડે મળી, ઝવેરી કપૂરચંદ ભણુસાળીનું ઘર જપત કરવાનો હુકમ મળ્યો. સ્વર્ગસ્થ બાદશાહની વિધવા, મહારાજા અજીતસિંહની કુંવરી મહારાણીના દરમાયો જે રૂપીઆ અઢાર હજારનો ઠરાવવામાં આવ્યો હતો તે તેને અમદાવાદ સૂબાના બાદશાહી ખજાનામાંથી પહોંચાડતા રહેવા માટે પરવાનો (હુકમ) કાઢવામાં આવ્યો, વળી મરહુમ બાદશાહના વખતમા ધર્માદા ખેરાતમાં વાપરવા (મક્કે) મોકલવા માટે પાંચ લાખ રૂપીઆ મહમદ હફીઝખાન દારોગાને આપવાના નક્કી થયા હતા તેમાંથી બધા મળી ત્રણ લાખ રૂપીઆ તેને હવાલે થયા હતા. ને બાકીના બે લાખ રૂપીઆ સુરત બંદરે દારોગાપર ત્યાં મોકલવા માટે મોકલવાનો બાદશાહી હુકમ નીકળ્યો. વળી મહાન મક્કા શહેરના રહીશ, હજની યાત્રાએ જનાર યાત્રાળુઓના ઉપરી (મોઅલ્લમ) શેખ મહમદ ગોમને ઈનામ તરીકે મીરજુમલા, મોઅઝમખાન, ખાનખાનાન, બહાદૂર સદરે જહાન, સદરુલ સદૂરની ભલામણ મુજબ, રૂપીઆ ત્રણ હજાર અમદાવાદની તીજોરીમાંથી આપવાનો હુકમ થયો. વળી જેમની પાસે જાગીરો હતી તથા જેમને પેટીયાં (સદાવ્રત) અપાતા, ને રુઝવાઈઓ બાંધી આપેલી હતી, તેમને તે સર્વે તથા ઈનામ તરીકે આપેલા વતન વજીફા વગરે ચાલુ રાખવા દરેક જાતની બક્ષેશો આગળની માફકજ કાયમ રાખવામા આવી અને તે સધળાને માટે નવી સનદોની માગણી કરી કોઈને સતાવવા નહિ એવા પવિત્ર હુકમો દીવાનપદના રક્ષક (મહેર અલીખાન) પર નીકળ્યા.

---

× Arrears of rent: બાકી રહેલી મહેસૂલ.

# સુરત બંદરની આસપાસમાં પીલાજી ગાયકવાડ મરાઠાના બખેડાની શરૂઆત



આ અરસામાં પીલાજીરાવ ગાયકવાડ મરાઠાએ સુરત બંદરની આસપાસમાં બખેડો કરવારૂપ માથું ઉંચકી ગામડાઓ પર હુમલો કરી, તેને તારાજ કરી નાખી પોતાને તાબે લઈ લેવાનો હાથ લંબાવ્યો ત્યાંના નાયબ મુતસદ્દી શેખ ઉલઈસ્લામખાને સૈયદ અ[illegible]ન તથા મહમદપનાહને એક લશ્કર લઈ જઈ તેની સામે થવા ને તેને હાંકી કાઢવા મોકલ્યા તેમની વચ્ચે લડાઈ થતાં મહમદપનાહ જખમી થયો, ને મરાઠાઓને હાથે કેદ પકડાઈ ગયો પણ છૂટા થવા માટે દંડ ભરવાનું વચન (ransom) આપી છૂટો થઈ ગયો ત્યારબાદ દર વરસે ફરી ફરીને પીલાજીએ આ બાજુ આવવા માંડયું અને સુરત સરકારને લગતા તોરૂહ (?) મામલતને તાબે આવેલા સોનપગ ગામને કબજે કરી ત્યાં રહેવા માંડયું વળી આજ વરસમાં સુરત બંદરથી રેશમી માલ લાધેલા કેટલાક ગાડા અમદાવાદ જતાં હતાં તેને મહી નદી ઓળંગતા ત્યાંના કોળીઓએ લૂટી લીધા આ ઉપરથી નાયબ નાઝિમ મહેર અલીખાને મુખ્ય અમલદારો, સરકારી (બાદશાહી)* અમલદારોની મહોર સાથની અરજી અને સૂબાના દીવાનની ટૂંક સહી સાથનો તાકીદ હુકમ મેળવી બાદશાહી તીજોરીમાંથી એકલાખ પાંચ હજાર રૂપીઆ લીધા અને તેના વડે સિપાઈઓની ફોજ ઉભી કરી તેમની સામે થયો અને પરિણામે બની શકયો તેટલો કોળીઓએ લૂટેલો માલ પાછો મેળવી તેના માલિકને હવાલે કર્યો અને હવે બખેડો નહિ કરે તેવા તેમના જામીન લઈ પાછો ફર્યો



* Belonging to the Imperial Service.

# હઝરત ફિરદૌસ આરામગાહ મહમદ રોશન અખ્તર, જેનો ખેતાબ મહમદશાહ બાદશાહ હતો તેની પાદશાહી, તથા મહારાજ અજીતસિંહની સૂબેદારી, મહેર અલીખાનની નાયબી તથા નાહરખાનની દીવાની અને રૂહઉલ્લાખાનની નાયબી

---

મરહૂમ બાદશાહના મૃત્યુ અને જન્નત આરામગાહ બાદશાહ મહમદ રફી ઉદ્દરજાતના અવસાન બાદ, મહમદ નીકૂ સીયર, નામના પાદશાહ ઝાદા મહમદ અકબરના નબીરા (પૌત્ર)ને, રાજધાનીના શહેર અકબરાબાદ (આગ્રા)ના અર્ક (કિલ્લા)મા રાજકેદી તરીકે રાખવામાં આવ્યો હતો, તેણે આ અવ્યવસ્થિત સમયનો લાભ લઈ કિલ્લામાના સૈનિકોને પોતાના કરી લઈ બળવો કરવાનો ઇરાદો કર્યો, અને ઘણાએક રાજાઓ અને ઉમરાવો કે જેમને મરહૂમ પાદશાહના મૃત્યુની ઘટનાને લીધે કુતુબ ઉલમુલ્ક અને અમીર ઉલઉમરા જોડે એક જાતનો અણબનાવ થયો હતો, તેમને પોતાના પક્ષમા રહેવાનું કહેણુ મોકલી કાગળો લખ્યા, અને તેમાથી કેટલાએક જોડે ખાનગી પત્ર વ્યવહાર પણ ચાલ્યો. પણ આ છૂપી વાત ખુલ્લી થઇ ગઇ અને ઉચ અને નીચ દરેકે તેની ચકચારે કરવા માંડી. મહમદ નીકૂ શીયરે પણ કિલ્લાને મજબૂત બનાવી પાદશાહ તરીકેનો પોતાનો વાવરો ઉરાડયો. આ બળવો દાબી દેવાને માટે કુતુબ ઉલમુલ્ક અને અમીર ઉલઉમરા એ હઝરત શાહજહાન બાદશાહની જોડે જોડે, તોપખાનાની સામગ્રી (અને તોપચીઓ) સાથે લઇ શાહજહાનાબાદ (દિલ્હી)ના પાટનગરમાથી નીકળી રાજધાનીના શહેર અકબરાબાદ (આગ્રા) તરફ કૂચ કરી. ત્યા ઘેરો ઘાલવાના, તોપ બંદૂકનો મારો ચલાવવાના તથા મોરચા બાધવાના કાર્યમા તેમને થોડો વખત ગાળવો પડયો. એ અરસામા શવ્વાલ માસની આખરમા શાહજહાન બાદશાહનું અવસાન થયુ. આને લીધે કુતુબ ઉલમુલ્ક તથા અમીર ઉલઉમરાએ, નજમુદ્દીન અલીખાન, કે જે અમીર ઉલઉમરાનો ભાઈ થતો હતો અને જે પાટનગર (દીલ્હી)ની સૂબેદારીનો ઓહ્દો ભોગવતો હતો તેને લખી જણાવ્યુ કે જેમ બને તેમ જલદી બાદશાહી કુટુંબના એક શાહઝાદાને તેણી તરફ મોકલવો, કે જેથી તેઓ આ તરફ પધારી પોતાની વંશપરંપરાની ગાદી પર બીરાજીને ગાદીને શોભાવે. હવે દૈવી તરફ-

રીતે તથા ઈશ્વરેચ્છાએ એવી યોજના ઘડી હતી કે મહાન અને સ્વાતંત્ર્ય પ્રભુના સૈન્યમાંથી મહમદ રોશન અખ્તર ઈબ્ને મહમદ જહાનશાહ બહાદુર બિન હઝરતે ખુ દ મગીન (ઔરંગઝેબ) પાદશાહી તખ્ત પર બીરાજી તેની શોભા વધારે તેથી સૈયદ નજમુદ્દીન અલીખાન તે પવિત્ર શાહઝાદાની હજૂરમાં હાજર થયો અને ઉપલી હકીકત તેમને અરજરૂપે જણાવી, અને તે અરજ (નીકાને દરજ્જે પહોંચી) કબૂલ રહી અને તેજ દીવસે જરૂર જોઈતા સરંજામ વગેરે તૈયાર કરી ઝડપથી રાજધાનીના શહેર તરફ જવા પોતે નીકળી પડયો વઝીરો અને અમીર ઉમરાવોએ તેમને આવકારથી વધાવી લઈ મુબારકબાદી આપી હિ સ ૧૧૩૧ ના પવિત્ર ઝિલ્કદ માસની પંદરમી તારીખે પોતાના વડવાઓની ગાદીએ બેસી પોતાનો ખિતાબ મહંમદશાહ બાદશાહ રાખ્યો

જ્યારે મૃત્યુ એક માથા પરથી મુકુટ પાડી નાખે છે,
ત્યારે આસમાન તે બીજાના મસ્તક પર મૂકે છે,
(આસમાની) પરિક્રમા રંગની એ વસ્તુ તેજ છે કે જે
સામ ને હામના મસ્તકની આસપાસ પણ ફરી (રહી) હતી

કુતુબ ઉલમુલ્ક તથા અમીર ઉલઉમરા અને બીજા અમીર ઉમરાવો ને ઉત્તમ પોશાકીનાં ઈનામો આપી તથા બીજી ઘણી નવાજેશો આપી નવાજ્યા અને માન આપ્યું અને ચાલતા આવેલા રિવાજને અનુસરી મુખ્ય વઝીરનો સત્તાવાળો હોદ્દો તથા અમીર ઉલઉમરાનુ પદ કુતુબ ઉલમુલ્ક તથા સૈયદ અલીખાનને આપવામા આવ્યા વળી એમ પણ ઠરાવવામા આવ્યું કે બાદશાહે ગાદીએ બેસવાની મુબારક સાલની શરૂઆત મહમદ ફરોખસિયરના મૃત્યુના દીવસથી ગણવી તેમજ રાજ્યના બધા સુબેદારો, ફોજદારો, તથા દીવાનો તરફ બાદશાહના ગાદીપર બેસવાના શાશ્વત શુભ સમાચાર તેમના સેવકોની જાણ માટે, વધ ફરમાનો તથા માન્ય રાખવા પડે એવા હુકમો કરવામા આવ્યા વળી ચાલતા આવેલા રિવાજ મુજબ અમદાવાદની સૂબેદારી પર અજીતસિંહને, તથા દીવાનના પદપર નાહરખાનને બહાલ કરવામા આવ્યા અને મહેરઅલીખાને નિઝામતનું કામકાજ કરવા માંડયું

# 'બાદશાહના' રાજ્યારોહણની બાબતના દીવાને નાહરખાન ઉપરના ફરમાનની નકલ.

આ શુભ સમયમા કે જ્યારે અજ્તેડ (ઇશ્વર)ની અત્યંત કૃપા અને મહાન ને ઉચ્ચ (પરમેશ્વર)ની ઘણી મહેર વડે ખલીફોની બેઠકવાળા તખ્તે અને આસમાનના પાયાવાળી શાહી કચેરીએ સુલતાનોના સુલતાન, શહેનશાહોના શહેનશાહ, વિધાતા જેવા શક્તિશાળી, તેજસમી સત્તાવાળા, ઔદાર્ય પૂર્ણ ઇશ્વિરની મહાન છાયા જેવા, સત્તાવાન પરમેશ્વરના ઉદાર પ્રતિનિધિ, સિકંદર જેવા પ્રભાવશાળી પૃથ્વીના રક્ષક, સુલેમાનની વીટી જેવો અધિકાર ધરાવનાર, ન્યાય અને આભારના ઝુંડાને ફરકાવનાર, જુલમ ને વિરોધના પાયા તોડનાર, ન્યાયનું રક્ષણ કરવામા શહેનશાહ દારા જેવા, રૈયતની ઇચ્છા પરિપૂર્ણ કરનાર હાકેમ હઝરત મહમદ રૌશન અખ્તરના તેજોમય આરોહણથી શોભા, શણગાર, પ્રકાશ અને ઉચ્ચતા પ્રાપ્ત કર્યા. પોતાના ઉચ્ચ ખાનદાન તરફથી ચાલતા આવેલા કાનૂનના રક્ષણ માટે તથા કીર્ત્તિવત ગૂરગાનવશ તરફથી પ્રચલીત થએલા ધારાઓનો અમલ થતો રહે તેટલા માટે નીચે લખેલા પ્રભાવશાળી તથા મહેરબાનીપૂર્ણ હુકમોને પ્રસિદ્ધ થવાની શોભા ને પ્રચલિત થવાનો અલંકાર પ્રાપ્ત થયો (હુકમો નીકળ્યા): કે હવે પછી નીકળનારા રાજ્યના હુકમો અને શહેનશાહના ફરમાનોમા બાદશાહનુ મુબારક નામ મહમદશાહ એવી રીતનુ લખવુ અને નોધવું (અંકીત કરવુ). વળી રાજકારભારમા રોકાએલા રહેતા સઘળા અમલદારો તથા શહેનશાહ અને રાજ્યના કામ કરતા સઘળા અમલદારોને સૂચના આપવામા આવી કે સૌથી પહેલા તો તે પરમ પૂજ્ય ઇશ્વરની આરાધનાને શાશ્વત એવ. આ સામ્રાજ્યના કાયમીપણા તથા હમેશગીનુ સાધન ગણી યથાશક્તિ તેની ભક્તિ કરવી. પછી સઘળા પ્રાણીઓને આશ્વાસન અને દિલાસો આપવાને આ સૃષ્ટિના સરજનહારની કૃપા મેળવવાનો વસીલો ગણી તે કર્તવ્યને દૃઢ બનાવવા ન્હાનામા ન્હાની બાબતમા ઉણપ રાખવી નહિ, તેમ એક ક્ષણપણ તે તરફ દુર્લક્ષિત રહેવુ નહિ. દીવાનપદના રક્ષકે આ તાકીદ હુકમનો અમલ યોગ્ય રીતે કરવો. વળી ચાલતા આવેલા રિવાજ મુજબ સઘળા નોકરોને તેમના ઓહ્દાપર બહાલ કરવા, અને આગલી સનદો મુજબ તેમના પગાર મુકરર કરવામા આવ્યા હોય તેજ પગાર ચાલુ રાખવા, અને દરેકને પોતાનું કામ કરવા દેવું, અને અધિકારીઓના પગારનાં નાણાં

આપવાની બાબતમાં-રૂઢી મુજબ આપવાનું ચાલુ રાખવું; અને તેમની પાસે નવી-સનદો માગવાને બહાને તેમને હેરાન કરવા નહિ. આ હુકમને તાકીદ હુકમ સમર્જવો. વળી જાગીરો,ઓહ્દાઓ, પેટીઓ (સીધાં; સદાવ્રત), ઇનામ, સઘળાં ઇનામ આપેલા વતન વઝીફા વગેરે જારી રાખવાં, આગળનાં દસ્તૂર મુજબ બહાલ રાખવા તથા વળી નવા બાદશાહના સમયની સનદો માગી તેમને ન સતાવવા બાદશાહે મુબારકના પવિત્ર હુકમને બહાર પડવાનું માન મળ્યું. આ ફરમાનો આવ્યા બાદ નાયબ સૂબા મહેરઅલીખાન, નાયબ દીવાન રૂહુલ્લાખાન, મુનશીઓ તથા બાદશાહી નોકરોએ બાદશાહના મુબારક નામનો બુલંદ અવાજે પડો વજડાવી, ન્હાના મ્હોટા, જુવાન ઘરડા, સઘળાને બાદશાહના સદાકાલ ટકે એવા રાજ્યાભિષેકની ખબર કહી. તેમજ પાદશાહના યશસ્વી ખેતાબો પોકારવા રૂપી આનંદપ્રદ ખુતબો પઢનાર ખતીબ મીઠી જીભ અને મધુર સુખન વાળો બની ગયો અને ખુતબો પઢવાના ત્રણ પગથીઆ રૂપી ઓટલા (આસન=મિંબર) ને ઉચ્ચતાની પદવી આપી, અને પાદશાહના મુબારક સિક્કાની છાપ પડવાથી સોના ચાંદી (ના ચહેરા) ને પણ નવીન પ્રકાશ (કીમત) તથા અમાપ મોભ્ભો પ્રાપ્ત થયાં અને તેના ચલણનું મહત્વ વધી ગયું. રાજ્યાભિષેકના પ્રારંભમાં થોડા વખત સુધી નીચલી કડી સિક્કા પર પાડવામાં આવી હતી.

ઇશ્વિર કૃપાથી દુનિઆમાં સિક્કા પાડયા.

જમાનાના પાદશાહ મહમદ શાહે.

ત્યારબાદ,–મહમદશાહ બાદશાહે ગાઝીનો સિક્કો–એવું પાડવાનું નક્કી થયું. જઝીયો કર લેવાનું બંધ થયા બાદ જઝીયાની ત્રીજોરીમાંથી જેમને રોજનું સીધું (પેટીઉ–સદાવ્રત) અપાતું હતું તેમને સંબંધે એવો પરવાનો કાઢવામાં આવ્યો હતો કે તેમનો તનખો તેમને બાદશાહી ખજાનામાંથી આપવો ચાલુ રાખવો, તેના બારામાં આ અરસામાં એવો હુકમ કાઢવામાં આવ્યો કે એવું સીધું–પેટીઉં લેનાર શખ્સોમાંથી જે શખ્સે ખાલસાએ શરીફમાંથી* પોતાનો તનખો મેળવવા બાબતનો પરવાનો (રજાચીઠ્ઠી) મેળવ્યો હોય તેનેજ બાદશાહી ખજાનામાંથી તેનો તનખો આપવો. વળી એજ અરસામાં વિશ્વવંદનીય અને અનિવાર્ય એવી આજ્ઞા પ્રસિદ્ધિપદને પામી કે હઝરતે રસૂલ મહમદ પયગંબર, કે જે સઘળા રસૂલોમાં શ્રેષ્ટ, અને સઘળી દુનીઆ માટે પ્રભુની કૃપાદૃષ્ટિ (જેવા) છે, તેમની બારગી શાનની

* Khalsa = under the immediate management of the royal servants

મહેફિલ દર મહીને દર સૂબામાં રૂપીઆ એકસો બારનો મુકરર કરવો: એ બાબતમાં સૂબાના દીવાનપર ફરમાન આવ્યું કે મુતવલ્લી નીમાય ત્યાં-સુધી એ પુણ્યકાર્ય કાઝી સાહેબ તથા પવિત્ર શરીઅતના જ્ઞાતા (મૌલવી-ઓ) ની સંમતીથી તેજે સરંજામ પહોંચાડવું. વળી શહેરકાજીનો ઓહ્દો કે જે ખૈરલ્લાની ફેરબદલીને લીધે હજૂરથીએ કાઝી ઇનાયતુલ્લાને આપ્યો હતો તેણે આવી પહોચી પોતાનો તે ઓહ્દો સંભાળી લીધો. વળી હિ. સને ૧૧૩૨ માં બાદશાહના પોશાકના ખરચ માટે રૂપીઆ એક લાખ એંશી હજારને પાનસો અમદાવાદ સૂબામાંથી આપવા બાબત એક ઉચ્ચ હુકમ સૂબાના દીવાનપર આવ્યો, અને ફરમાવવામા આવ્યુ કે તે રકમ દર સાલ જે મુત-સદ્દીઓને હુકમ કરવામાં આવે તેમને આપતા રહેવું. વળી વણુકર ખાતા ( બાફ્ખાના )ના છાપરાના દારોગાનો ઓહ્દો ફતેહઅલ્લાની ફેરબદલી થવાથી શેખ ઉલ ઇસલામખાનના ભાઈ અબુલ મુફાખરખાનને આપવામાં આવ્યો. વળી સંતોના નેતા શાશ્વત નાયક, મુહીઉદ્દીન, અબ્દુલ કાદર, અલહસની, અલ ગીલાનીની અગીઆરમી રાતની દરેક મહીનાની મજલેસના ખરચ માટે રૂપીઆ એકસો અગીઆર આપવા માટે એવો હુકમ કાઢવામાં આવ્યો કે સૂબાના દીવાને તે આપતા રહેવું. વળી એજ વરસમા ખાલસા શરીફના મહાલોની મહેસુલમાથી રૂપીઆ ચાર લાખ એંશીહજારની હુંડીઓ નાયબ દીવાન ફ્રુલ્લાખાને હજુરશ્રી પર મોકલી અને ગુર્ઝબરદાર (ગોબ-દાર) ફરોખબેગખાન ખજાનો પહોચાડવા માટે રસ્તામા રક્ષણ કરવા માટે વળાવા તરીકે, તથા જમીનદારોની પેશકશની બાબતમા કાગળ મોકલ્યો હતો તે બાબત તથા મનસબદારોના ચઢી ગએલા પગાર સંબધે આવ્યો.

---

## મહારાજા અજીતસિંહના નાયબ અનુપસિંહ ભંડારીનું આવી પહોંચવુ અને નાહર-ખાન દીવાનનું આવવું

---

મજકૂર સાલના બીજા જમાદી માસમા મહારાજા અજીતસિંહના મોકલવાથી નાયબ સૂબા તરીકે અનુપસિંહ, સૂબાના દીવાન નાહરખાન, ગોધરા ને ઠાસરાના ફોજદાર સૈયદ ગુલામ હુસેનખાન, વડોદરાના ફોજદાર સૈયદ રૂસ્તમ અલીખાન બહાદૂર, કડીના ફોજદાર મનઅબખાન તથા બક્ષી અને ખબરપત્રી શેરઉદ્દીનખાનને સાથે લઈને મારવાડને રસ્તે મુસાફરી

કરી, મજલ કાપી–શાહીબાગના બાગી પહોંચ્યો ને ત્યાં મુકામ કર્યો બીજે દિવસે મહેરઅલીખાન તથા આલમકુલી હાથીન એકજ હાથી પર સવાર થઈ, લશ્કરી સવારી કાઢી નાહરખાનના ભાઈ ઉલુલાખાન તથા બાદશાહી મુતસદ્દીઓ અને શહેરના મુખ્ય માણસો સાથે તેમને આવકાર આપવા ગયા અને તેમની મુલાકાત કરી ભંડારીએ ભદ્રના કિલ્લામાં દાખલ થઈ સૂબાનો કારભાર કરવા માંડ્યો નાહરખાને હજૂરમાંને એક અરજી મોકલી જેમાં ભંડારી જોડે બારી પહોંચવા બાબત, આના નિર્ણયપણા બાબત, જમીનદારો પાસેથી મુચરકા લેવા બાબત તેમજ શહેરના બચાવ માટે ભંડારી સાથે સાધન ઉપાયો યોજવા બાબત તથા રૈયત જોડે સારી રીતે વર્ત્તવાની ભલામણ કરવા બાબત ખબર લખી હતી થોડા દિવસ બાદ નાયબ સૂબાના અધિકારના અમલમા શીમદી નોકરોના હિસાબ કિતાબ તથા પગાર વિશે ભંડારીને મહેરઅલીખાન જોડે તકરાર થઈ અને બને વચ્ચે અણબનાવ ઉભો થયો પોતાનો મોભો જાળવવા માટે તેની પાસે મ્હોટું લશ્કર હતું તે જોઈ ભંડારીએ ફરી વાર આવે તેની વાટ જોતા એ વાત જતી કરી મહેરઅલીખાનને ત્યાં રહેવુ મલાહ ભરેલુ ને મુનાસેબ ન લાગવાથી તે, ખંભાત બંદર કે જ્યાના મુતસદ્દીના ઓહદાપર એને નીમવામા આવ્યો હતો ત્યાં ચાલ્યો ગયો ઈનાયતુલ્લાની ફેરબદલીમા શહેર કાજીનો ઓહદો વલી કાઝી અબદુલ હમીદખાનના ભાઈ મુસ્તફીદખાનને આપવામા આવ્યો એજ અરસામા મહમદ ફરૂખસિયરના વિજયનો ડંકો રાજધાનીના નગર (આગ્રા)મા થઈ ગયો દારઉલઝફર (વિજયનગર) ઉજ્જનના સૂબાની જગા નિઝામ ઉલ મુલ્કની ફેરબદલીને લીધે સૈયદ દિલાવરખાનને આપવામા આવી, અને નિઝામ ઉલમુલ્કને હજૂરમા બોલાવવામા આવ્યો ત્યાના વિરોધ(ના વાતા-વરણ) ને લીધે તેનું મન નિશ્ચિંત ન હતું, તેથી હજૂરમા જવુ તેને સલાહ ભરેલું લાગ્યુ નહિ તેથી તેણે દારુલ સરૂર (આનંદનગર) બુરહાનપુર તરફ જવાનો રસ્તો પકડ્યો ત્યાં સૈયદ દિલાવરખાન કે જેણે અમીર ઉલઉમરાની સૂચના મુજબ નિઝામ ઉલમુલ્કના ચાલી નીકળ્યા બાદ તેની પૂઠ પકડી હતી તેની જોડે લડાઈ થઈ અને તેમા તે મરી ગયો અને નિઝામ ઉલ મુલ્ક ખુજસ્તે બુનીયાદ ( સુખપ્રદ પાયાવાળા ) ઔરંગાબાદ તરફ રવાના થયો હવે અમીર ઉલઉમરાના ભત્રીજા સૈયદ આલમઅલીખાન કે જેને દક્ષણનો નાયબ સરદાર નીમવામા આવ્યો હતો તેને નિઝામ ઉલમુલ્કના ઈરાદાની ખબર પડવાથી પોતે લશ્કર ભેગુ કરવાના કામમા લાગી જઈ જે હકીકત બની હતી તેની ખબર અમીર ઉલઉમરાને લખી જણાવી.

આ ઉપરથી કુતુબ ઉલમુલ્ક અને અમીર ઉલઉમરાએ પાદશાહની પવિત્ર હજૂરમાં અરજ ગુજારી એવું નક્કી કરાવ્યું, કે (અમદાવાદ) સૂબાના દીવાન નાહરખાને, ખાલસા મહાલોની મહેસૂલમાંથી એટલે કે અમદાવાદ સૂબાના માલ તથા સાયર(મહાલની ઉપજ)માંથી, પાંચ લાખ રૂપીઆની હુંડીઓ લશ્કરના ખરચ માટે ઔરંગાબાદ સૈયદ આલમ અલીખાન પર જલદીથી મોકલવી, તથા સૂબાના નાઝિમ (સેનાપતિ) મહારાજાએ દશ હજાર (લડાયક) સવારનું લશ્કર સુરતના મુબારક બંદરે રવાના કરવું, અને મહારાજાની તે ફોજના દસ હજાર સવાર જ્યારે સુરત બંદરે રવાના થાય ત્યારે તેની સંખ્યા ગણી તેના દરમાયા તરીકે દર માસે દોઢલાખ રૂપીઆ નામદાર સરકાર તર્ફે સૂબાની બાદશાહી (સરકારી) તીજોરીમાંથી ત્રણ માસ સુધી આપતા રહેવું. એ દસ હજારની સંખ્યામાંથી પાંચ હજાર સવારને સુરત બંદરમા રહેવા દેવા અને બાકીના પાંચ હજાર સુરતથી પંદર કોસ દૂર, આસપાસ અને પાડોશમાં, જ્યાં નદી ઉતરવાના ઘાટો તથા જે માર્ગે દુશ્મનને ચઢી આવવાનો સંભવ હોય તે માર્ગો આગળ ગોઠવી દેવા. નાઝિમના નાયબ અનુપસિંહ ભંડારીની અરજ પરથી જાહેર થયુ હતું કે શહેરમાની સરકારી ન્હાની મ્હોટી કેટલીક તોપો, સીસું, દારૂગોળો વગેરે વપરાય તેવા ન હતા; તેથી તેને સુધારી ઉપયોગ લાયક બનાવવા માટે ખરચના પાચ હજાર રૂપીઆ મંજૂર થયા. વળી એવો પણ પવિત્ર હુકમ થયો કે નાહરખાન દીવાને ત્રણ હજાર સવાર તથા એટલુંજ પાયદળ લઈ તુરતાતુરત સુરત બંદરે જઈ, સૂબાની હદપર આવેલા નદીઘાટ તથા આસપાસના રસ્તાઓની ચોકી કરવા માટે એક રક્ષક તથા સેવા-ભાવી અમલદાર તરીકે ઘટતા પગલા એવા લેવા કે જેથી શત્રુનો એક પણ માણસ તે બાજૂથી ઘાટ ઉતરી સૂબાની હદમા પેસી શકે નહિ. વળી સિપાઈ-ઓના પગારની રકમ બાદશાહી (સરકારી) તીજોરીમાથી આપે એમ ઠેરવ્યુ. અને આ બાબતમા મહાન પાદશાહ તરફથી એવા હુકમોને પ્રસિદ્ધીનું માન મળ્યુ કે જેની રૂએ વસૂલાતી ખાતાના ચલણો કાઢી અનુપસિંહ ભંડારીએ એક લાખ પંચ્યાસી હજાર રૂપીઆ અને નાહરખાને ચાર લાખ બાણુ હજાર ત્રણસો ત્યાસી રૂપીઆ સદરહુ બાબતના ખરચને પહોંચી વળવા માટે લઈ લીધા. માસૂ-મકુલીખાન વલદે કાઝિમબેગને નાહરખાને રસાલેદાર તરીકે નીમ્યો, અને મૂળ અને ઈજાફાવાળ સાતસે જાતી મનસબદારના તથા બીન શરતી બસો સવારની પદવી આપી કાઝિમબેગખાનનો ખેતાબ આપી મુંડા (મડુધા) નો થાણદાર નીમી, પોતે લશ્કર ભેગું કર્યું, અને પછી સુરત બંદર તરફ રવાના થયો. થોડા વખત બાદ જ્યારે સુરત બંદરની હદમા આવી મુકામ કર્યો ત્યારે

નિઝામ ઉલમુલ્ક તથા સૈયદ આલમ અલીખાન વચ્ચે થએલી લડાઈની તેમજ સૈયદ આલમ અલીખાનના માર્યા ગયાનાં સમાચાર પોતે સાંભળ્યા તેથી પાછો અમદાવાદ આવતો રહ્યો. કેટલાએક મુનશીઓની વાતચીત પરથી એવું સાંભળવામાં આવ્યું છે કે નાહરખાને ઉપલી રકમ જે હુકમને આધારે લીધી હતી તે હુકમ બનાવટી હતોઃ તેણે પોતેજ પોતાના નામ પર લખી કાઢેલો. વળી સાયર મહાલના ખબરપત્રી તથા સમાચારપત્રીઓનાં માણસો કે જેઓ તે ખાનામાં દાખલ થઈ બેસી ગયા હતા તેમને કાઢી મૂકવા બાબતનું ફરમાન સૂબાના દીવાનપર આવ્યું. આજ અરસામાં સોરઠનો ફોજદાર અબદુલ હમીદખાન કાંઈ કામ માટે ઉચ્ચ દરબાર તરફ રવાના થયો.

## નાયબસૂબા અનુપસિંહ ભંડારીની સૂચનાથી કરવામાં આવેલું નગરશેઠ કપૂરચંદ ભણસાળીનું ખૂન

જેવો નગરશેઠ કપુરચંદ પાટનગરથી આવ્યો, તેવો થોડો વખત સુધી સોરઠમાં અબદુલ હમીદખાન પાસે રહ્યો હતો, પણ આ અરસામાં જ્યારે તે ઉચ્ચ દરબાર તરફ જવા રવાના થયો ત્યારે કપૂરચંદ અમદાવાદ આવ્યો અને પોતાની શેઠાઇનું કામ કરવા લાગ્યો. હવે ગેરવાજબી દંડ કરી અને ખોટાં આળ ચડાવી બળજબરીથી શહેરના રહેવાશીઓ પાસેથી જુલમરૂપી હાથ લંબાવી પૈસા કઢાવી નાયબ સૂબો રૈયત અને પ્રજાનાં દુઃખ ને સંતાપનું મૂળ થઇ પડયો હતોઃ

જેના હૃદયમાં દયા હોતી નથી
તે રેશમપર પણ ઉન હોવાનું આળ ચડાવે છે

અને એ (કપૂરચંદ) પોતાની નગરશેઠાઇને લીધે તેને વારતો તથા તેમ કરવામાં આડે આવતો હતો. મહારાજાને કુતુબ ઉલમુલ્ક તથા અમીર ઉલઉમરા જોડે મૈત્રી તથા બેસતી હતાં અને તેઓ તેનું ઘણું માન રાખતા, તે કારણથી ભંડારીના મગજમાં ઘણી મગરૂરી આવી ગઈ હતી અને તેથી નગરશેઠ તરફના અટકાવથી એવાં કામ કરતો તે અટકયો નહિ, અને તેને પોતાના કાર્યમાં વિઘ્ન નાંખનારો ગણી તેને દૂર કરવાનો રસ્તો શોધવા લાગ્યો. કપૂરચંદે નાયબ જાતીબુદ્ધિ વડે એની બદદાનત સમજી ગયો અને તેથી પોતે ભદ્રાની ખડું જવું બંધ કર્યું અને ધંધારોજી વગરના થઇ પડેલા માણસોમાંથી આશરે પાંચસો સ્વાર ને પ્યાદાને નોકરીમાં રાખી લઇ તેમને પોતાના મકાન

ફરતી ચોકી કરવા બેસાડયા. વળી ઘણી વખત બહેરામપૂરમા આવેલા મંદિરમાં પૂજા કરવાને બહાને એ નોકરોના ટોળાને લઇ પોતે પગે ચાલતો જતો હતો. જ્યારે જ્યારે એ સિતમગાર, ઇશ્વરથી અજ્ઞાન, રૈયતને સંતાપનાર મારવાડીઓ શહેરવાસીઓમાથી કોઇને કેદ પકડી લઇ જતા ત્યારે ત્યારે તે પોતાના નોકરોને મોકલી રસ્તામાથી તે માણસને જબરદસ્તી ને બળજોરાવરીથી તેમના હાથમાથી છોડાવતો હતો. એના સ્વભાવનું ખમીર (બંધારણ) તુરક તથા બંડખોરીનુ હોવાથી તે મોઢામાથી ગાળગલોચ અને હલકા શબ્દો બોલતો. લગભગ એક મહીનો આવી રીતે પસાર થયો. પછી ભંડારીએ પ્રપંચ કરી–અને મારવાડીઓનો પ્રપંચ મશહૂર છે–પોતાની જોડે આવેલાં માણસોમાથી ખાજે બક્ષ નામના એક માણસને એનુ ખૂન કરવા માટે નીમ્યો. તેણે ખેપીઆના કપડા પહેરી–ખેપીઆનો વેશ લઇ–કપૂરચંદના નામના કેટલાક બનાવટી પત્રો તૈયાર કર્યા અને એક અંધારી રાતના અંધારાનો લાભ લઈ તે પત્રો પોતાની જોડે રાખી તેને ઘેર ગયો. અકસ્માત એવુ બન્યુ કે તે વખતે તે ઉઠી ઘરના અંદરના ભાગમા જતો હતો, અને તેજ વખતે ખાજે બક્ષે આગળ આવી કાગળો તેના હાથમા આપ્યા, અને તે વાંચવામા તે મશગૂલ થઇ ગયો. એના રક્ષકોમાથી સૌ પોતપોતાને સ્થાને (ચોકી કરતા) હતા અને તે જગાએ કોઈ હાજર ન હતુ, તેથી તેને એકલો જોઈ પોતાનો લાગ આવ્યો જાણી કટારીના બે કારી ઘા તેની બાજૂમા કરી ખાજેબક્ષે તેને પૂરો કર્યો, અને દીવાનખાનાની બારી જે એક ગલીમા પડતી હતી તેમાથી કૂદી પડી ઝપાટાબંધ દોડી બહાર જતો રહ્યો, અને લોકોને તે બાબતની ખબર પડે તે પહેલા તો દોડીને મહીસલામત જગાએ પહોચી ગયો. જે માણસો એની નોકરીમા દાખલ થયા હતા તેમને આ હકીકતની ખબર પડતા તેઓ ગલોગલ વીખેરાઇ જઈ પોતપોતાના ઘર ભેગા થઇ ગયા. કોઈને એ બાબતની ખબર ન પડવા દેવી એવા ખ્યાલથી કપૂરચંદનાં સગાવહાલા અને ન્યાતીલાઓ રાતને છેડે એના શબને ઉંચકી અગ્નિદાહ કરવાને માટે શહેરના દરવાજા પાસે લાવી દરવાજાના બારણા ખુલવાની રાહ જોતા ઉભા રહ્યા હતા, તેવામા ભંડારીના માણસોને ખબર પડતા તેઓ તેમને અટકાવવા અને સતાવવા મંડ્યા. તે સગાવહાલાઓ લાશને (ઠાઠડીને) ત્યાંજ પડી રહેવા દઈ બહાર ચાલ્યા ગયા. દીવસનો દોઢ પહોર ચઢ્યો ત્યાંસુધી તે તેમની તેમ પડી રહી હતી. છેવટે ભંડારીની રજા લઈ તેને ઉંચકી લઈ જઇ અગ્નિદાહ કર્યો.

## અમીર ઉલઉમરા સૈયદ હસન અલીખાનનું કતલ થવું,
## કુતુબ ઉલમુલ્કનું કેદ પકડાવું, અએતમાદુલ્લા
## મહમદ અમીનખાન બહાદૂરનું વઝીર તરીકે
## નીમાવું, સૈયદ ગુલામ હુસેનખાન
## તથા રૂસ્તમ અલીખાનની માલ
## મિલ્કતનું અમદાવાદમાં
## જપત થવુ

---

જે વખતે મહમદ નીકુ સીયરના પ્રકરણનો ફેસલો કરવામા આવ્યો હતો તેજ વખતે સૈયદ આલમ અલીખાનના માર્યા જવાની તથા ખુજસ્તે બુનીયાદ ઔરંગાબાદને નિઝામ ઉલમુલ્કે પોતાને કબજે લેવાની ખબર અકબરાબાદની રાજધાનીમા કુતુબ ઉલમુલ્ક તથા અમીર ઉલઉમરાને પડી એટલે તેમની નશ્વરદ્રષ્ટા ચક્ષુઓને પ્રભાશમાન દીનસ અંધકારમય દેખાવા લાગ્યો, અને તેથી બને ભાઈઓએ માહોમાહે મસલત કરી સમય વર્તી જઈ નીચે મુજબ કરવાનો વિચાર કર્યો, કે કુતુબ ઉલમુલ્કે પાટનગર શાહજહાનાબાદ (દીલ્હી) તરફ જવુ અને અમીર ઉલઉમરાએ વિજયી બાદશાહના રસાલામા દક્ષણ તરફ જઈ નિઝામ ઉલમુલ્કના મામલા તરફ ધ્યાન પહોચાડવુ. કુતુબ ઉલમુલ્ક હજૂરની રજા મેળવી પાટનગર તરફ ચાલતો થયો અને અમીર ઉલઉમરાએ બાદશાહી ઝુંડાને દક્ષણને માર્ગે ફરકાવવા માડયો, અને એક બે મજલ કાપી પણ ખરી મરહૂમ બાદશાહના સબંધમાં બનેલા અણુઘટતા બનાવ તથા બને ભાઈઓની વધારે પડતી દમામણુ વાળી વર્તણુકને લીધે બાદશાહની તેમની તરફની લાગણી પ્રતિકૂળ થઈ ગએલી જોઈ પોતાનો લાગ આવ્યો છે એમ સમજી પવિત્ર ઝીલકદ માસમા અએતમાદ ઉદ્દૌલા મહમદ અમીનખાને અમીર ઉલઉમરાને દૂર કરવાની પરવાનગી ખિલાફત અને પૃથ્વીપતીની હજૂરમાથી મેળવી લીધી, અને હૈદર કુલીખાન, અને સાદતખાન જેવા કેટલાક અમીરોને પોતાની આ ખાનગી વાતની ખબર કરી સાથીઆ બનાવી લીધા તથા હૈદરખાન નામના એક તુરાની મોગલને એ કામ કરવા નીમી દીધો. તેણે અનુકૂળ પ્રસગની વાટ જોઈ એક દહાડો અમીર ઉલઉમરા પાદશાહની હજૂરમાથી રૂખસત લઈ પાલખીમા બેસી પોતાના ઘોડા-રકાબ-આગે તબુ ભણી જતો હતો તેવામા

છાવણી બજારના રસ્તા વચ્ચે પોતાની સ્થિતિ બાબત કાંઈ અરજી આપવાને બહાને આગળ આવી અરજી આપી અને પાલખી જોડે ચાલવા માડ્યું અને જેવી તેણે અરજી વાચવા માડી કે તેની બાજૂમા કટારીનો ઘા કરી તેનું કાટલું કાઢી નાખ્યુ, અને હાથનો ધક્કો મારી પાલખીને ઉથલાવી પાડી તેને ( મોનની ) જમીનપર નાખી દીધો. જલીલ ઉલ-કદ્ર મહાન વઝીરનનો ઓહ્દો મહમદ અમીનખાનને આપવામાં આવ્યો. કુતુબ ઉલમુલ્કને આ બનાવની ખબર પડવાથી તેણે મહમદ ઇબ્રાહીમ ઇબ્ને મહમદ રફી ઉશશાન બીન મુલ્હ મંઝલ (ઔરંગઝેબ)ને બાદશાહની પદવીએ ચઢાવ્યો, અને પૈસા વેરી વધારે પગાર આપવાની આશા આપી, અને મનસબો (ઓહ્દાઓ)ની વૃદ્ધિ કરી, ટૂંક વખતમા એક મ્હોટી ફોજ ઉભી કરી અને તે સાથે લઈ વેર લેવાને ઈરાદે નીકળી પડ્યો બાદમાજ બંને પક્ષનો ભેટો થઇ ગયો, અને બાદશાહની સાથે આ રીતે યુદ્ધ કર્યો બાદ વિધિની આજ્ઞાને પરિણામે કુતુબ ઉલમુ'ક કેદ પકડાયો

દુનીયાના જેવા કાર્યો છે તેવો તેનો દેખાવ નથી,
તેના પર દિલ ચોટાડવુ યોગ્ય નથી.

અને પવિત્ર ઇશ્વરના પડછાયા જેવા હુજૂરશ્રી ફતેહ અને વિજય મેળવી પાટનગર પહોચી ગયા અને ખિલાફતના સિંહાસનપર બીરાજ્યા. અને પ્રચલીત રિવાજ મુજબ જાગીરો, પેંટીયા (સીધા-સદાવ્રત), જીવાઈઓ તથા સઘળા ઈનામો વઝીફા વગેરે બહાલ અને ચાલુ રાખ્યા. વળી નવી સનદો સંબધે સતામણી ન કરવા બાબત તથા અલાહેદી (જુદી જુદી) સનદો ન માગવા બાબત સર્વમાન્ય હુકમો અએતમાદ ઉદ્દૌલાની મહોર સાથેના આખા સામ્રાજ્યના નાઝમો તથા દીવાનોપર કાઢવામા આવ્યા, તથા હઝરત રસાલત પનાહ પયગબર સાહેબ (તેમના તથા તેમના કુટુબના પર ઇશ્વરના આશીશ હજો)ની બારમી ગતનો તથા સૈયદ અબદુલ કાદર જીલાનીની અગીઆરમી ગતનો ખરચ આગલા રિવાજ મુજબ ચાલુ રાખવા તેમજ વગર ઢીલે તથા વગર ગફલતે શાહી ખજાનો હુંડીઓ મારફતે મોકલવા તથા કુતુબ ઉલમુ'ક અને અમીર ઉલઉમરા અને તેમના મળાવહાલાઓની માલ-મિલકત જપત કરવા માટેના ઉચ્ચ બાદશાહી હુકમો સૂબાના દીવાન નાહરખાનના પરના બહાર પડ્યા, તેથી ગોધરાના ફોજદાર સૈયદ ગુલામમુહ્યેનખાનની તથા વડોદરાના ફોજદાર રૂસ્તમ અલીખાનની સઘળી મિલકત, જીવતી અને નિર્જીવ (જગમ ને સ્થાવર), જપતીમા લેવાઇ. અમીર ઉલઉમરાના માર્યા જવાને લીધે સુરત બંદરના મુનસદીની જગા-બક્ષી-ઉલ મમાલેક

કમરૂદ્દીનખાનને આપવામા આવી અને તેણે પણ પોતાના નાયબની જગાએ શેખ ઉલ ઈસ્લામખાન નીમ્યો હિ સ ૧૧૩૩ના પહેલા રબી માસમા મહમદ અમીનખાન કુદરતી મોતે મરણ પામ્યો એટલે જલીલ ઉલકદ્ર મહાન વજીરાતનો ઓદ્દો નિઝામ ઉલ્મુલ્કને આપવામા આવ્યો અને એ દક્ષણમાથી આવી પહોચે ત્યા સુધી નાયબ વજીર તરીકે ઇનાયત ઉલા-ખાનને નીમવામા આવ્યો આ અરસામા મહેર અલીખાન કે જે ખંભાત બંદરના મુતસદ્દીના ઓદ્દા ઉપર હતો તેને મહારાજા તથા નાહરખાનને સૈયદ ભાઇઓ જોડે જે સંબંધ હતો તેની ખબર હોવાથી, અને સૈયદ હુસેનખાનના માર્યા જવાથી તથા કુતુબ ઉલમુલ્કના કેદ પકડાવાને લીધે, હવે સૂબા તથા દીવાનના ઓદ્દા પર તેઓ કાયમ રહેશે નહિ એવી સમજ ને એવા ખ્યાલથી પોતે એક લશ્કર ઉભુ કરી, દીવાન પદની તથા સૂબાના નાયબની જગાની સનદોની નકલો (પોતાનાપર) આવી ગઇ છે એવી ધુમ ઉરાડી અમદાવાદ તરફ કૂચ કરવા માડી આ વાત લોકોમા ફેલાવાથી ખાલસા શરીફ પરગણાની મહેસૂલ ઉઘરાવવામા તથા નિઝામત (લશ્કરી-ખાતા)ની વ્યવસ્થા રાખવામા એક જાતની અશાંત ઉભી થઇ શહેરથી ત્રણ કોસ દૂર આવેલા વટવા ગામે મહેર અલીખાન આવી પહોચ્યો ને ત્યા મુકામ નાખ્યો મુખ્ય માણસો ને ઓદ્દેદારો તેને જઈ મળ્યા અને ભંડારી જોડે તેને વાદાવાદ થઈ, અને એમ ઠેરવવામા આવ્યુ કે એ અમલ બાદશાહી સનદો આવી પહોચે ત્યા સુધી એક બીજાના કામમા દખલગીરી કરવી નહિ આ ઉપરથી મહેર અલીખાન શહેરમા પોતાને મકાને આવી રહ્યો તેણે ઉરાડેલી ધુમમા સત્યનો અંશ હતો નહિ ને ઉલટા તેને તે ઓદ્દાનું કામ કરવાની મના કરતા તથા ભંડારીની સત્તા વધારે મજબૂત કરવાના હુકમો નીકળ્યા ખ્વાજા અબ્દુલ હમીદખાન જેવો હજૂરમા જઇ પહોચ્યો તેવો તેને વડા કાજીનો ઓદ્દો બક્ષવામા આવ્યો, અને તેની ફેર-બદલીમા સોરઠની ફોજદારી, બીજા જમાદી માસની ત્રીજી તારીખે શમ સામ ઉદ્દૌલાના સસરા અસદ કુલીખાન કે જે અમીર ઉલઉમરાની પદ્ગી-એ પહોચ્યો હતો તેના વડે, અનકુત થઈ અને તેના તરફથી નાયબ તરીકે ફોજદારનું કામ કરવા મહમદ શરીફખાન આવ્યો, અને મીરબક્ષીના ઓદ્દા પર તથા મહેર અલીખાનની ફેરબદલીમા ખંભાતના મુતસદ્દીની જગા પર કાઝિમ બેગખાનને તથા વડોદરની ફોજદારી પર તેના ભાઈ રિઝા કુલિ-ખાનને નીમવામા આવ્યા વિદ્વતા તથા સંપૂર્ણતાયુક્ત શેખ મહમદ સાલેહ તથા શેખ નિઝામ ઉદ્દીન અહમદ, જેઓ મીનાના નૂર ઉદ્દીનના

દીકરાઓ થતા હતા, તેમને દરેકને હજાર રૂપીઆ (જુમલે બે હજાર) નો તનખો તથા એક હાથી ઈનામ તરીકે આપવાનો પરવાનો નાયબ વઝીર ઈનાયતુલ્લાખાનની મહોર સાથનો સૂબાના દીવાન નાહરખાનપર મોકલવામાં આવ્યો.



## મોએઝ ઉદ્દૌલા હૈદર કુલીખાન બહાદુર ઝફરજંગની સૂબેદારી, તેના પુત્ર જાફર કુલીખાનની દીવાન તરીકેની નીમણૂક, શુજાઅતખાનની નાયબ દીવાની તથા અનુપસિંહ ભંડારી અને નાહરખાન વચ્ચે ખાનાજંગી અને તેમનું બહાર જતા રહેવું



હિ. સ. ૧૧૩૩ ના રજબ ઉલ મુરજ્જબ માસમા ખિલાફત અને પૃથ્વીપતિની દરબારમાથી, મહારાજા અજીતસિહ, કમરૂદ્દીન અને બીજા અમલદારોની ફેરફારીમા અમદાવાદની સૂબેદારી, સુરતના મુબારક બંદરની તથા ખાલસા શરીફના મહાલોની મુત્સદ્દીગીરી મોએઝઉદ્દૌલા હૈદર કુલીખાન બહાદુર, ઝફરજંગ, કે જે જાતી હજારી મનસબદાર, સાતહજાર સવાર, બે ઘોડા ને ત્રણ ઘોડાના ઉચ્ચ ઓહ્દાથી વિભૂષિત થયો હતો તેને આપવામા આવી, અને એક ખાસ પોશાક, રત્ન જડીત સરપેચ અને ખાસ બાદશાહી તબેલામાથી એક હાથી આપી, તેની કીર્તિ ને મહત્વ વધારવામા આવ્યા; અને તેના નાના છોકરા જાફરકુલીખાનને નાહરખાનની ફેરબદલીમા સૂબાના દીવાનની જગા પર નીમ્યો અને મોએઝઉદ્દૌલાની ભલામણ મુજબ કાઝેમબેગખાન ઉર્ફે માસૂમકુલિખાનને અસલ ને ઈઝાફા, બે હજાર પાચસેોની જાતિ મનસબ, બીનશરતી અને શરતી પચીસ્સો પચાસ સવારનો ઓહ્દો આપી, ખંભાત બંદરની મુત્સદ્દીગીરી, તથા મુંડા ( મહુધા )ની ફોજદારીપર નીમી, નિશાન નગારાની ભેટ તથા શુજાઅતખાન બહાદુરનો ખિતાબ બક્ષી મોએઝઉદ્દૌલાની નાયબી આપવામા આવી. સૈયદ ફૈઝુલ્લાને જાતી પાચસેની મનસબ તથા બીનશરતી

એકમો સવાર, અને નેયદ દૈયાઝખાનનો એનાબ આપી અહમદનગરની ફોજદારી તથા જાગીરદારીના ઓદ્ધાનુ માન આપવામા આવ્યુ. મોએઝઉદ્દદોલાને સૂબેદારીપર મુકરર કરવાનું તથા શુજાઅનખાનને નાઝિમના નાયબ તરીકે નીમવાનુ અને દીવાનનો ઓદ્ધો આપવાનું મહાન બાદશાહી ફરમાન આવી પહોચ્યુ, તેમજ ભંડારી તથા નાહરખાનને પકડી કેદ કરવા માટે શુજાઅનખાનના પ્રયાસમાં ભાગ લેવાના મધળા ઉંચા અમલદારો ( મનમબદારો ) પર મોએઝઉદ્દદોલાએ લખેલા પત્રો પણ આવી પહોચ્યા. મુગ્ન બંદરના નાયબ મુત્મદી તરીકે શેખ ઉલ ઈસ્લામખાન કે જે ત્યાજ હતો તેને કાયમ કર્યો આ વખતે શુજાઅનખાનનો મુકામ ખંભાત બંદરે હતો તેથી ઉપલી બાબતની ખબર દરબારી વકીલો તથા સગાંઓના પત્રોપરથી અમદાવાદમા પડી ગઈ. ભંડારી શુ કરશે તેની પોતાને ખાત્રી ન હોવાને લીધે મહેરઅલીખાન, પોતાનો મોભો જાળવવાને બહાને હમેશા આરબોનો એક બેરખો ( ટુકડી ) અને થોડા સ્વાર અને પાયદળ પોતાની નોકરીમા રાખી મુકતો હતો, તેમાના એક નોકરને બજારમા એક ઘાસના ભાગની ખરીદી બાબત એક મારવાડી જોડે અકસ્માત ખટપટ થઈ અને તે જખમી થયો ( મારવાડી ઓહ્દેદારની ) ફેરબદલીની ખબર લોકોને પડી ગઈ હતી અને મારવાડીઓના જુલમથી તેઓ કટાળી ગયા હતા તેથી આ કજીઆમાથી ખાનાજંગી ( માહોમાહેની લડાઈ ) થઈ. મહેરઅલીખાને પોતાના નોકરીમાના અને બીજનોકરીઆત માણસો કે જેઓ આ વાત સાભળી ભેગા થઈ ગયેલા હતા તેમને ચારે તરફ મુકી દીધા અને બંદૂક તથા તોપની લડાઈ શરૂ થઈ, તેમ બદમાશો તથા હરામખોરોએ ધિંગાણું મચાવી ભદ્રના કિલ્લાને ઘેરી લીધો. મારવાડીઓનુ જોર તૂટવા માડયું અને એ ટોળુ અંદર પેસી જવાની તૈયારીમા હતુ (એટલામા) અનુપસિંગ વસ્તુસ્થિતિ સમજી ગયો, અને ભદ્રને દરવાજેથી નીકળી શહેરના બજારને માર્ગે જાહેર રીતે બહાર આવવાથી લોકોના ટોળાઓનો તેનાપર હુમલો થવાનો સભવ હોવાથી તેમ કરવુ સલાહભરેલુ ન જણાવાથી ભદ્રમા આવેલા બાગની બારી કે જે સાબરમતી નદી તરફ પડતી હતી તે રસ્તે બહાર આવી શાહીબાગમા આવી પહોચ્યો, અને મહેરઅલીખાનના તથા બીજાં લુલચખોર માણસો કિલ્લામા પેસી ગયા અને મારવાડીઓ જે જે વસ્તુઓ પોતાની જોડે લઈ જઈ શકયા ન હતા તેનો તેમણે નાશ કર્યો; અને

અયોગ્ય સ્થળે પૂર્વાભિમુખની નવી ઈમારત જે ભંડારીએ બાંધી હતી તે મહેરઅલીખાનની સૂચનાથી તોડી પાડી. બીજે દિવસે સફદર મહમદખાન જે ગોધરાનો નાયબ ફોજદાર નીમાયો હતો તેને નાહરખાન માથે વજે (રકમ) પાછી આપવાની બાબતમા ટંટો થયો અને તેમની વચ્ચે મોરચાઓ બાધી તોપ બંદૂકની લડાઇ શરૂ થઇ, તેવામાં તેજ દિવસે સાંજે શુજાઅતખાન ખંભાતથી દોડતો આવી પહોચ્યો. નાહરખાનની ધારણા એવી હતી કે તેમની વચ્ચે દોસ્તી અને ભાઇચારાની જે ગાંઠ બંધાઇ હતી તે ધ્યાનમાં રાખી તેની જોડે સારી રીતે વર્તી તે તેને આબરૂભેર આમાથી છૂટો કરશે અને તેથી તે પણ તેના આવી પહોચવાની વાટ જોઈ બેઠો હતો, પણ તેની એ ધારણા ખોટી પડી અને પરિણામ તેનાથી ઉલટું આવ્યુ. ભાઇચારો ને મનની શુદ્ધતા, દુશ્મનાવટ અને ડરામણમા તથા ઓળખાણ બીન ઓળખાણમાં બદલાઈ ગયા. લાંબા સમયની મિત્રતા વિસ્મરણની અભરાઇ પર મૂકાઇ ગઈ. તેને પકડી કેદ કરવાનો હુકમ મોએઝઉદ્દૌલા તરફથી મળેલો હતો તે ઉપરથી તેણે પોતાના કેટલાક માણસોને નાહરખાનને ઘેરી લેવા મોકલ્યા અને મોરચા બાધી તેને પકડી કેદ કરવાનો પ્રયાસ પૂર્ણપણે આદર્યો. તેમજ નાહરખાનના માણસો કે જે તેના ઘરની આજુબાજુ ને પાડોશમા રહેતા હતા તેમની માલમતા લૂંટી લેવાનો હાથ પણ લંબાવ્યો ને ત્રણ રાત ને દહાડા એ તોપ ને બંદૂકની લડાઇ ચાલી. તેના કેટલાક ઉંટ, ઘોડા ને (આખું) કારખાનું લૂંટાઇ ગયા હવે નાહરખાનના ઓસતીઓ આબરૂદાર ને ખાનદાની માણસો હતા તેથી હિમ્મત ને શૌર્ય નાખવી મજબૂતરીતે પગભર થઇ તેમણે ઘણી બહાદુરી બતાવી. આને લીધે એ કાર્ય આગળ વધે અને શુજાઅતખાનના મનની વાત પાર પડે એવુ દેખાયું નહિ, એટલે ગુજેરઠક મસલતકારોએ વચમા પડી બંનેને લડતા બંધ પાડયા અને એવો ઠરાવ થયો કે નાહરખાને એક લાખ રૂપીઆ આપવા. તેના જામીન તરીકે ગુલાબરાય પેશકાર અને શેખ સલામઉલ્લા નામે નાહરખાનના એક સગાને સૈયદ મુઝફ્ફરને ઘેર સોપી દીધા, અને નાહરખાને અમદાવાદથી નીકળી જઈ અવાલીચ ગામપર મુકામ કર્યો ને ત્યાથી સીધપોર કસબા આગળ અનુપસિંહ ભંડારી તેની રાહ જોતો પડયો હતો તેને જઇ મળ્યો અને તેઓ ત્યાથી આગળ જવા રવાના થયા. શુજાઅતખાને નિઝામતના ઓહદાનો કારભાર કરવા માંડયો અને ફોજદારો તથા થાણદારોની નીમણૂકો કરવા માંડી અને પોતાના સોબતીઓમાંથી મહમદ હાદીને સૂબાના દીવાનનો નાયબ નીમ્યો તથા ફોજદારે ગર્દ (પરાના ફોજદાર)ના ઓહદાપર પોતાના

નાનાભાઈ કામગારકુલીને મુકરર કર્યો. શુજાઅતખાન અને સફદરખાન બાબી વચ્ચે લાંબા વખતથી સારો બનાવ ન હતો, બંનેના મન ઉંચા હતા તેથી આ અવસરને પોતાના સદ્ભાગ્યનો સમય ગણી, તેની, સલાબત મહમદ-ખાનની તથા જવાનમર્દખાનની જાગીરો તથા તેમના તનખા પોતાને તથા પોતાના ભાઈઓને નામે ફેરવી આપવા મોઈજઉદ્દૌલાને લખ્યું તથા તે પત્રમાં નાઝિમ તરીકે કામ કરવા તથા અધિકાર ભોગવવો શરૂ કર્યાનો ગુમાન પણ લખી મોકલ્યો. પોતાના ભાઈ ઈબ્રાહીમકુલીને શહેરમાં પોતાનો નાયબ નીમી પોતે કોળી (ઠાકરડા)ઓ બંડ ન કરે તેમના જામીન લેવા, પેશ-કશ ઉઘરાવવા તથા બંદોબસ્ત કરવા નીકળી પડ્યો. અને મોજે ખેડા કે જે મહમદ બાબીને તાબે હતું, ત્યાં લશ્કર લઈ જઈ દશ હજાર રૂપીઆ લીધા ને ત્યાંથી બીજી બાજૂ તરફ ગયો. થોડા વખત પછી જ્યારે સલાબત મહમદખાનને શુજાઅતખાને જે લખાણ કર્યું હતું તેની ખબર પડી ત્યારે હજુરથી પાસે જવા તથા મોઈજઉદ્દૌલાની પણ મુલાકાત કરવાના ઇરાદાથી તે રવાના થયો અને ઘણા ટુંક વખતમાં ત્યાં પહોંચી ગયો. મોઈજઉદ્દૌલાને મળ્યો. તેના આ પ્રમાણે આવવાથી તે બહુ રાજી થયો અને તેના મનનું સમાધાન ને દિલનું સાંત્વન કરી, શુભ શરૂઆત તરીકે પવિત્ર હજૂરથીની સેવામાં (સલામ ભરવી) તેની મનસબમાં વધારો (ઈજાફો) કરી આપી, તેની જાગીરો કાયમ રાખી તેને માન આપ્યું અને પોતાની પાસેજ રાખ્યો કે જેથી તેઓ સાથેજ અમદાવાદ જાય. આજ અરસામાં મોઈજ-ઉદ્દૌલાની ભલામણ તથા અરજ મુજબ રેજાકુલીને અસલ ને ઇજાફાની બેહજાર પાયદળોની જાતી મનસબ તથા બેહજાર સવાર, રુસ્તમઅલીખાનનો ખિતાબ અને જુદા નગારાની બક્ષિશ, તથા ઇબરાહીમકુલીને અસલ તથા ઇજાફા એકહજાર પાયદળોની જાતી મનસબ તથા આઠસો સવાર, તથા શુજાઅતખાનના ભાઈઓને જે ખિતાબ હતો તેજ નામનો ખિતાબ આપી અલંકૃત કરવામાં આવ્યા. મોઈજઉદ્દૌલાનો દીવાન, રાજા રૂઘનાથદાસ સુરત બંદરનો નાયબ નીમાયો અને શેખ ઉલ ઈસલામખાન કે જે પૂર્વેથીજ, પહેલા સૈયદ હુસેન અલીખાનના નાયબ તરીકે અને પાછળથી કમરુ-દ્દીનખાનના નાયબ તરીકે, અને હાલમાં તેના પોતાના નાયબ તરીકે કામ કરતો હતો, તેનો હિસાબ તપાસવા માટે આવી પહોંચ્યો. બહુ બારીકીથી હિસાબ તપાસી તેણે તેની પાસે તથા તેના મદદગારો જે એ કામના કર્તાઓ હતા તેમની પાસેથી લગભગ સાતથી આઠ લાખ રૂપીઆ લ્હેણા કાઢ્યા ને તે ભરી દેવાની માગણી કરી. મુસાફરીની તૈયારી કરી શેખ ઉલ ઈસલામ-

ખાન ત્યાથી નીકળી પડયો અને મોએઝઉદ્દીનાના એના પ્રત્યે શુભ વચણુની ખાત્રી ન હોવાથી એ સૂબામા વધારે વાર રહેવુ તેને મનાહભરેલુ ન લાગવાથી પોતે પાટણ શહેર તરફ ચાલ્યો ગયો, અને મોઅઝઉદ્દીનાના (અમદાવાદ) આવી પહોચ્યા બાદ પોતાના નોકરો તથા કુટુબીઓને લઈને ઉદેપર જઈ વસ્યો શુજાઅતખાનનો નાનો ભાઇ કાસમઅલી કે જે પેથાપુર લૂટવાના ઇરાદાથી તે ગામપર ઢોડો લઇ ગયો હતો તે ઝપા ઝપીમા માર્યો ગયો, તેથી તેનુ વેર લેવા શુજાઅતખાને તે જગાને વારવાર પોતાના ગુસ્સાના અગ્નિથી આગ લગાડી મૂકી, કાઝી અનમઉદ્દીનને ફોજદારે ગર્દ (પરગનો ફોજદાર) નીમ્યો અને સાબરમતીના કાઠાપર આવેલા કીલ્લાના જમીનદારોનો બદોબસ્ત કરી પેશકશ ઉઘરાવવા સોરઠ તરફ રવાના થયો ત્યાથી પાછા ફરતા કચ્છપર ચઢાઇ લઇ જવાનો વિચાર કર્યો એટલે ત્યાના જમીનદારોએ પોતાના વકીલો મોકલી છ લાખ પચોતેર હજાર મહમૂદી (સિક્કા) આપવાનુ કબૂલ કર્યું હિ સ ૧૧૩૪ મા સોરઠના ફોજદાર અસદકુલીખાને સૂબેદારના મદદગારોમાથી સૈયદ મુઇ રસરને શરીફખાનની ફેરફારીમા નાયબ નીમ્યો તે ત્યા જઈ પહોચ્યો ને બદોબસ્ત કરવામા ગુથાઇ ગયો અને તહવૂરખાન કે જેનુ નામ શુકુલ્લા બેગ હતુ ને જે સુરત બદરનો નાયબ નીમાયો હતો તેના આવ્યા બાદ રાજા રૂવનાથદાસ અમનાબાદ આવ્યો મહારાજા અજીતસિંહના પુત્ર અભયસિંહની તથા બીજાઓની ફેરફારીમા પાતશાહની દરબારમાથી કડીની તથા ચુંવાન પટ્ટીની હકીકત ઉર્ફે મહમદનગરની ફોજદારી તથા થરાદ, અરજણપુર, ભાગુબી પનહાપુર અને બેગળીની થાણુદારી મોએઝઉદ્દીનાની સૂબેદારીમા ભેળવી દેવામા આવ્યા વળી શેરઉદ્દીનની ફેરફારીમા બલી તથા ખબર પટ્ટીની જગા નજમઅલીખાન જે મોએઝઉદ્દીનાનો મગો થતો હતો તેને આપવામા આવી સનાબત મહમદખાન બાબીના પુત્ર મહમદ બહાદુરને પાચસોની જાતી મનસબ, શરતી ને બીનશરતી બસેસીત્તેર સવાર તથા સાદરા ને વીરપૂરની થાણુદારી અને સોરખાનનો ખિતાબ, મોએઝઉદ્દીનાની ભલામણ પરથી આપવામા આવ્યા



# મોએઝઉદ્દૌલાના દીવાન રાજા રૂઘનાથદાસના ભાણેજનું માર્યા જવું

---

આ અરસામા અજોગવશાત્ મોએઝઉદ્દૌલાના દીવાન રાજા રૂઘનાથ દાસના માણસો અને કાઝી અલ્નમઉદ્દીન, ફોજદાર ગર્દ, વચ્ચે કાગજબજારની પડોશમા એનાચાની થઇ એટલે બને પક્ષના કેટલાક માણસો પોતપોતાના પક્ષની મદદે આવી પહોચ્યા અને પરિણામે તેમના વચ્ચે લડાઇટંટો થયા આ હકીકત સાભળી રાજા રૂઘનાથદાસનો ભાણેજ (કે જેની ગરદન યમરાજાએ પકડીજ મુકી હતી તે), વગર વિચારે થોડા આરબો અને સવારો લઇ પોતાના પક્ષવાળાઓની મદદે દોડી ગયો અને બંદુક ને તોપની લડાઇ શરૂ થઇ બને બાજુમાથી કેટલાક માર્યા ગયા ને કેટલાક જખમી થયા અકસ્માત્ એ ઝપાઝપીમા રાજાનો ભાણેજ મરાયો આમા ઇબરાહીમ કુલીખાનનો હાથ હોવો જોઇએ એવો રાજા રૂઘનાથદાસને વહેમ આવવાથી તે આકુળવ્યાકુળ થઇ ગયો ને (મગજનુ) સમતોલપણુ ખોઇ બેઠો અને વેર લેવાની તૈયારી કરવા તથા મોરચા બાધવા મંડી ગયો અને તેમની વચ્ચે મારામારી તથા લડાઈ ઉભી થવાની તૈયારીજ હતી, પરન્તુ એ બનાવ સબધે ઈબરાહીમ કુલીખાન જવાબદાર હતોજ નહિ (નિર્દોષ હતો) તેથી ભલુ ઇચ્છનાર સલાહમશ્વરાને મોકલી તેણે કહેવડાવ્યુ કે હલકા માણસોના ટંટાથી ન થવાનુ થઇ ગયુ, અને મને તે બાબતની લેશમાત્ર પણ ખબર હતી નહિ, તેમણે અકલમંદી ભરેલી તથા સાધારણ બુદ્ધિવાળી એવી દલીલ તેની પાસે કરી કે આ બનાવને અંગે શહેરની અંદર એકબીજાની વચ્ચે આ પ્રમાણે લડાઇટંટાનુ મેદાન ખોલવુ, તેમાથી ખરાબી અને બદનામી ઉભી થશે વળી મોએઝઉદ્દૌલા કે જે આ તરફ આવે છે તેનુ મન પણ એ બનાવની તેને ખબર પડવાથી બહુ ખાટુ થઇ ગયુ છે તમે જેવા તેના દીવાન છો તેવો તે તેનો નાયબ છે ઇશ્વરે નિર્માણ કરેલુ ને જે તેના નસીબમા લખેલુ તે બન્યુ, અને હવે જે બન્યું તેનો ઇલાજ નથી આ પ્રમાણે વાતચીત થયા બાદ બીજે દિવસે ઈબરાહીમ કુલીખાન ઘોડેસ્વાર થઇ રાજા રૂઘનાથદાસને મળવા ગયો અને દરગુજર ચાહી, અને એ ટંટો એટલેથીજ અટકી ગયો

---

## મોએઝઉદ્દૌલાનું સૂબાની સરહદપર આવવું અને મોજે ડભાલીપર છાપો મારવો, અકસ્માતથી અલફ-બેગખાનનું માર્યા જવું અને મોએઝઉદ્દૌલાનું અમદાવાદમાં દાખલ થવું

---

ખિલાફત અને પૃથ્વીપતિના દરબારમાથી પોતાના સૂબામા જવાની પરવાનગી મળ્યા બાદ મોએઝ ઉદ્દૌલા માળવાને રસ્તે સૂબા તરફ આવવા નીકળ્યો અને મંજલ કાપતો ને રસ્તો વટાવતો સૂબાની સરહદ પર આવી પહોચ્યો. (શહેરના) મુખ્ય મુખ્ય માણસો, મનસબદારો ને ફોજદારો તેને આવકાર આપવા (સામા) ગયા, અને એક પછી એક સૌએ તેની મુલાકાત લીધી. જમાબંદી કરતો તથા પેશકશ (ખંડણી) ઉઘરાવતો મોએઝ ઉદ્દૌલા ઠાસરા પરગણામા પેઠો. સંજોગવશાત્ રસ્તામા કૂચ કરતા લશ્કરને મોજે ડભાલી કે જે મુસલમાનોનુ મથક હતુ ત્યાથી નીકળવાનુ થયુ. લશ્કરમાના કેટલાક બદમાશોના ત્રાસને લીધે ટટો પેદા થયો અને આખું લશ્કર તે ગામપર છાપો મારવા તૈયાર થઇ ગયુ જગા બહુ નાની હતી એટલે તેને ચારે તરફથી ઘેરી લેવામા આવી, અને તેમણે લડાઈ શરૂ કરી. ગામનો મુખી કે જેણે પહેલેથી જઈ સૂબાની મુલાકાત લીધી હતી ને જે લશ્કરની જોડેજ હતો, તે વાતની ગામના રહેવાશીઓને ખબર હતી તેના પર આધાર રાખી તેઓ પોતાની માલમતા તથા કુટુબકબીલા સાથ નિરાતે રહ્યા હતા. એવામા એકાએક આ લડાઈ જાગી એટલે ન છૂટકે તેમને પોતાના નામ ને આબરૂ બચાવવા તથા જાનમાલનુ રક્ષણ કરવા સામા થવા રૂપી ઢાલ માથાપર અને તેમને મારી હઠાવવા રૂપ હાથ આગળ કરવાની ફરજ પડી હવે એવુ બન્યુ કે અલફ બેગખાન જેને ઉચ્ચ મનસબ તથા ખિતાબથી નવાજવામા આવ્યો હતો, તે એક તરફથી હાથી પર બેસી લડાઇ કરવા આવ્યો અને બંદૂકની એક ગોળીથી યમને દ્વાર સિધાવ્યો. એમ સાભળવામા આવ્યુ છે કે જગા નાની હોવાથી (લશ્કરી) સિપાઇઓએ તે (સામી) બાજૂ છોડેલો તોપનો ગોળો તેને લાગવાથી તેનુ મોત નીપજ્યુ. ટૂંકામા અલફ બેગખાનના માર્યા જવાની હકીકત સાભળી મોએઝ ઉદ્દૌલાનો મિજાજ ગયો અને તે ગામ લૂટી લઇ લોકોને કતલ કરવા પોતે તાકીદ હુકમ આપ્યો અને એક કારમી લડાઈ થઈ ને છેવટે ગામને આગ લગાડી, ન્હાના ને મ્હોટા, જુવાન ને ઘરડા, સઘળાને કેદ પકડયા અને તે

બધાને કતલ કરવાનો મોએજ ઉદ્દૌલાએ હુકમ આપ્યો. તે સૌને તલવારના ઝટકાથી મારી નાખી યમલોકના ભોંયરામાં મોકલવામાં આવ્યા તથા સઘળા મકાનોને જમીનસરમાં કરી દેવામા આવ્યાં, તથા ગામની આબાદીની એક પણ નિશાની યા ગામમા એક પણ અગ્નિ ફુંકનારો (જીવતો માણસ) રહેવા દીધો નહિ.

પવન સિવાય કોઈ સંચરનાર ત્યાં રહ્યું નહિ;
મનુષ્યને પેટે જન્મેલું ત્યાં કોઈ રહ્યુ નહિ.

આ બનાવથી બીજા જમીનદારો તથા બળવાખોરો બ્હી જઇ ત્રાસી ગયા, તેથી પોતાની મેળેજ તેઓ તેની પાસે આવી રજૂ થઇ ગયા, અને બળવો તથા બંડ નહિ કરવાના તથા ગજને તાબે રહેવા અને (રીતસર) માલગુઝારી ભરી દેવાના જામીન આપ્યા; અને જ્યા સુધી મોએઝ ઉદ્દૌલાનો અધિકાર ચાલુ રહ્યો ત્યાસુધી કોઈ પણ રીતે એ બાબત સબંધી ખલેલ આવી નહિ અને રસ્તાઓનો બંદોબસ્ત તથા સલામતી ખરેખરી રીતે જળવાઈ રહ્યા. ટૂકામા એક પછી એક કૂચ કરી મોએઝ ઉદ્દૌલા શહેરની પડોશમા આવી પહોચ્યો; અને બે ત્રણ મુકામ કરી ચુંવાળપટી કે જ્યા બંડખોર કોળીઓનો વાસ હતો તે તરફ ચાલ્યો. તે કોળી લોકો પર કાબુ રાખવાનું તથા તેમનો બંદોબસ્ત કરવાનું કામ પોતાની ખાહેશ મુજબ પાર પાડી ત્યાની ફોજદારની જગાપર રૂસ્તમ અલીખાનને નીમ્યો, અને પોતે અમદાવાદમા પ્રવેશ કરવાની ઇચ્છાથી આગળ વધ્યો. રમઝાન ઉલ મુબારક મહિનાની છેલ્લી તારીખે પૂરેપૂરા ઠાઠ અને ભપકા સાથે, લશ્કર, તોપખાના અને પહાડ જેવી આકૃતિવાળા હાથીઓની સવારી કાઢી તેમજ માર્યા ગએલા અમીર ઉલ ઉમરા સૈયદ અલીખાન તથા કુતુબ ઉલ મુલ્કના કબજામાથી તેમના અધિકાર પરત્વેના સામાન સરંજામ તથા વૈભવના જે સાધનો હાથ કરવામા આવ્યાં હતા તે સઘળા ઠાઠમાઠ સાથે ભદ્રના કિલ્લામા દાખલ થઈ તેણે નિઝામતના ઓહ્દાનો કારભાર કરવા માડ્યો; અને બંગાળીખાનને ગોધરાની ફોજદારીપર તથા ખુદાયારખાનને કડીની ફોજદારીપર રવાના કર્યા. અલમાસ નામનો હબશી કે જેને પાટનગરમા સાથે લઇ ગયા બાદ બાદશાહની નોકરી રખાવી ફોલાદખાનનો ખિતાબ અને ત્યાની કોટવાલી અપાવ્યા હતા તેને શહેરની કોટવાલી પર નીમ્યો અને તે ઓહ્દાની ફરજ બજાવવામા તેના અમલની અજબ છાપ પડી; કારણ કે એક પણ દારૂડીઆ કે ભાંગ વેચનાર કે બદમાશ કે

રખડુની હિંમત ન હતી કે તે એ કેફી વસ્તુઓ વેચે કે તેનો ઉપયોગ કરે (પીએ કે ખાય), કોઇની મકદૂર ન હતી કે વગર સમજે બીજાને સતાવે કે પોતાના તાબાના માણુમને હેરાન કરે.

જો પોલીસ તેની સામે થનારને ન અટકાવે,
તો (શબેકદર જેવી) પવિત્ર રાત્રીએ કાજી પણ છીનાળું કરે.
જો અધિકારીનો મોટો પાછળ ન હોય તો
કાબાના પવિત્ર મકાનમા દારૂડીઆ ઉલટીઓ કરે.

સોરઠ જીલ્લામા પેશકશ ઉઘરાવવાના કાર્યથી શુજાઅતખાન છુટો થયો હતો, તેણે મોએઝઉદ્દદૌલાના અમદાવાદ આવી પહોચવાની ખબર સાભળી, પાછા ફરી, તેની જોડે મુલાકાત કરવાનો સમય નક્કી કરવા માટે મોજે સરખેજમા મુકામ કરી વાટ જોઈ. કેટલાક સિપાઈઓ અને લશ્કરી માણસો મુજ્ગતવાસીઓની રીતનુ અનુકરણ કરી તેમના જેવા માથાના વાળ, મુંછો ને કાનસીઆ રાખતા હતા, તેમને કોટવાળની બ્હીક લાગવાથી તથા બંદોબસ્ત જાળવવાના એના કાયદા કાનનો સાભળી પોતાની મેજે તે બોડી નાખ્યા જોશીઓએ જે દિવસ શુભ ગણ્યો હતો તે દિવસે શુજાઅતખાને આવી મોઅઝ ઉદ્દદૌલાની મુલાકાત લીધી; અને તેણે તેને કીમતી ને ઉંચા પ્રકારનો પોશાક, રત્નજડીત સરપેચ ને કલગી, એક હાથી, તથા જે પાલખીમા સૈયદ હુસેન અલીખાન બેસતો હતો ને જે પોતે હાથ કરી લીધી હતી તે પાલખી આપી, પોતાનો મુખ્ય નાયબ, તથા કારભારી બનાવી, માલી ને મુંકી (મહેસૂલી અને દીવાની) કાર્યો એની સત્તા નીચે તથા એના અખ્તયાર (વાળા હાથ)મા મૂકી દીધા. આજ અરસામા ઘણા દીવાનખાનાવાળી એક આલીશાન ઇમારત, કે જે મોએઝ ઉદ્દદૌલાની બાગદેરી એ નામ પ્રખ્યાત થઇ, તેનો પૂર્વાભિમુખનો પાયો સાબરમતીને કિનારે ભદ્રના બાગમા નાખવામા આવ્યો. પેટલાદ તથા ધોળકા પરગણા બાદશાહી રસાલાના તનખા માટે મુકરર થયેલા હતા તેથી તે પવિત્ર હજૂરનો હુકમ સૂબાના દીવાન જાફર કુલીખાનપર કાઢવામા આવ્યો કે એ પરગણાઓની મહેસૂલ હુંડીઓ મારફતે પ્રકાશમાન દરબારમા મોકલવી

---

## મોઍઝ ઉદ્દોલાએ પાદશાહી તબેલાના ઘોડા લઈ લેવા, જાગીરો જપ્ત કરી લેવી, બાદશાહી હુકમોને તાબે ન થવુ તથા સ્વતંત્રતા (દુરાગ્રહ) નો વાવટો ઉરાડવો

ફીરોસખાન જે સરકારી (બાદશાહી) તબેલા માટે ઘોડા ખરીદવા ખાતાનો દારોગો હતો તેણે અરબ્બી તોખમના કેટલાક ઘોડા, સરકારી તબેલા માટે સુરત બંદરે ખરીદી અમદાવાદને રસ્તે પાદશાહની હજૂરમા રવાના કર્યા હતા, તે ઘોડા ત્યા આવી પહોચ્યા બાદ મોઍઝ ઉદ્દૌલાએ પોતાના કબજામા લઈ લીધા અને તેમાથી જે પોતાને ગમ્યા તે પોતાના તબેલામા બાધી દીધા અને ઘણા ઘોડાઓ ઈનામ તરીકે બીજાઓને આપી દીધા તેમજ હજૂરમાથી નીમાએલા મનસબદારોની તથા સૂબાના અમલદારોની જાગીરો મહાન સૈયદો અને પવિત્ર શેખોને ગુજરાન માટે આપેલી જમીનો જપ્ત કરી લઈ પોતાની સત્તાથી ગમે તેને જાગીર તરીકે બક્ષિસ આપી વળી ઉચ્ચ પાદશાહની તાબેદારી તથા તેમના હુકમોનુ પાલન એક બાજૂએ મૂકી દઈ તેણે સ્વતંત્રતાનો ઝુંડો ઉગાડ્યો તેની આ નવી રૂઢી બીજા નાઝિમોની ધૃષ્ટતા માટે ઉદાહરણ તથા પ્રમાણરૂપ થઈ પડી ગોધરાના ફોજદાર બંગાળીખાનને શારીરિક બીમારી લાગુ પડવાથી અમદાવાદ આવી રહ્યો હતો તે ત્યા મરી ગયો તેના ત્રણ હાથી કેટલાક ઘોડા તથા ઘરનુ સરસામાન સૂબાના નાયબ દીવાન મહમદ હાદીએ જપ્ત કરી લીવા, અને મોઍઝ ઉદ્દૌલાએ તે પોતાને કબજે કરી લીધા હી સ ૧૧૩૫ની શરૂઆતમા મોઍઝ ઉદ્દૌલા બડખોરોના બંદોબસ્ત તથા વ્યવસ્થા કરવા, પરગણાની જમાબંદી કરવા અને જમીનદારો પાસેથી પેશકશ ઉઘરાવવા માટે શુજાઅતખાનને મોખરાની ટૂકડીનો સેનાધિપતિ નીમી ઈડર હમોના અને ડુગરપોર તરફ પોતે રવાના થયો રસ્તે જતા લુણાવાડાના જમીનદાર પાસેથી રૂપીઆ એસીહજાર પેશકશના લઈ આગળ વધ્યો અને ડુગરપોરના જમીનદાર પાસેથી એક લાખ રૂપીઆ લેવાનુ નક્કી કર્યું ત્યાથી આગળ જતા ઉદેપૂરની સરહદ આવતી હોવાથી મહારાણા જગતસિંહના કારભારીઓ એક હાથી કેટલાક ઘોડા તથા બીજી જોર સોગાતો લઈ એને આવકાર આપવા આવ્યા અને મળ્યા અને ડુગરપોરનો જમીનદાર મહારાણાનો સગો થતો હોવાથી તેનાપર રહેમ નજર રાખવાનો સંદેશો પહોચાડયો

મહારાણાના મનની સમાધાની માટે મોએઝ ઉદ્દદોલાએ તે ભેટો સ્વીકારી ડુંગરપોરના જમીનદારની પેશકશ જતી કરી અને પાછા ફરી વીજાપોર પરગણા તથા સાબરકાહાના જીલા તરફ કુચ કરી. આ અરસામા બુરહાન ઉલમુલ્ક સાદતખાનનો મ્હોટો ભાઈ મીરમહમદ બાકર તથા તેનો ભાણેજ મહમદ મુકીમ કે જે તરતનાજ ઇરાનથી આવી સુરત બંદરે ઉતર્યા હતા તેઓ અમદાવાદ આવ્યા અને મુસાફરીનો સામાન તૈયાર કરવા માટે થોડો વખત થોભી ઉચ્ચ દરબારમા જવા રવાના થઇ ગયા. એ મીર મહમદબાકરને સિયાદતખાનના ખિતાબ સાથે ચોથા (નબરનો) બક્ષી બનાવવામા આવ્યો તથા મહમદ મુકીમને અબુલ મનસૂરખાનના ખિતાબ સાથે વઝીરે આઝમનો ઉચ્ચ ઓહ્દો, અહમદશાહ બાદશાહના સમયમા આપવામા આવ્યો, તે હકીકત ઇશ્વરેચ્છાથી તેની યોગ્ય જગાએ નોધવામા આવશે આજ અરસામા મોએઝ ઉદ્દદોલાના દીવાન રાજા રૂઘનાથદાસના મનમા કાઇ પુણ્યનુ કામ કરવાનુ થઈ આવવાથી સારગપોર દરવાજા અને કાળુપુર દરવાજાની વચ્ચે જે પાંચકુવા આવેલા છે, તેની નજદીકમા તે બાજુની કિલ્લાની ખાઇમા વરસાદનુ પાણી ભરાઈ રહેતુ હોવાને લીધે કુવાઓનુ પાણી મીઠુ નીકળે છે તેથી, તેમજ વળી પ્રજાને સુખ સગવડ આપવા માટે, એક (બાવડી) વાવનો પાયો નાખી, તેને પૂરેપૂરી બાધી દીધી મોએઝ ઉદ્દદોલા જમાબદી કરવા તથા મહેસૂલ ઉઘરાવવાના કામમા પાટણ જીલામા રોકાયો હતો ત્યા પૃથ્વીપતિના દરબારમા રહેતા વકીલોના ઘણા ધમકીભરેલા લખાણોપરથી જાણવામા આવ્યુ કે (બાદશાહી) ઘોડા લઈ લેવા તથા જાગીરો જપત કરવાના એના કૃત્યોની ખબર પડવાથી પૂજ્ય બાદશાહનો મિઝાજ ફરી ગયો હતો. આ ઉપરથી તેને બાદશાહી ગુસ્સો કે જે દવી ક્રોધના પ્રતિબિંબ જેવો છે તેની બ્હીક લાગી અને ગફલતીની ઘોર નિદ્રામાથી તેની આખ ખુલી ગઇ. ઘોડાઓ એકદા ફરી ફારેસખાનને મુતથી બોલાવી સોપી દીધા અને તેની મહોર સાથની રસીદ લીધી, અને કરેલા ગુન્હાની માફી માગ્યા બાદ જપત કરેલી જાગીરોના પરવાના પાછા આપ્યા; અને યુક્તિ પ્રયુક્તિ કરી સમાધાની કરવા તે અમદાવાદ પાછો ફર્યો અને શાહીબાગની જોડમા મુકામ નાખી આનુ શુ પરિણામ આવશે તેના વિચારમા પડ્યો. વડો કાઝી અબદુલ હમીદખાન કે જે હિ સ ૧૧૩૪ ના ઝિલ્હજ માસની તેરીમમી તારીખે પાદશાહી દરબારમા ગુજરી ગયો હતો તેની લાશને આ અરસામા એજ સાલના મહોરમ માસની ત્રીજી તારીખે અમદાવાદમા આણી તેના બાપ કાઝી અબદુલ્લાના બાગમા દાટવામા આવી.

---

# જુમલત ઉલમુલ્ક નિઝામ ઉલમુલ્કની સૂબેદારી, હામેદખાન બહાદુરની નાયબ સૂબેદારી તથા ફિદવીખાન અને મોમિનખાનની દીવાની

મોએઝ ઉદ્દૌલાના ગેરઇનસાફ, પાદશાહી ઘોડા કબજે લઈ લેવાના, જાગીરોની જપ્તી કરવાના, માથા ફરેલ—મત ના દર્શક તુમાખી કાર્યો, અને પવિત્ર દરબારમાથી નીકળતા હુકમોનો અનાદર, એ વિશે વારવાર ખિલાફતના રક્ષકના તખ્ત પાસે ફરીઆદો આવતી હોવાથી, અને મહમદ અમીનખાનના ગુજરી જવાથી જલીલ ઉલકદ્ર, વઝીરે આઝમના મહાન ઓદ્ધા પર જુમલત ઉલમુલ્ક, મદાર ઉલમહામ, નિઝામ ઉલમુલ્ક બહાદુર ફતેહજગ, સિપાહ સાલારને નીમવામા આવ્યો હતો તેના તરફથી મોએઝ ઉદ્દૌલાની ફેરબદલી કરી અમદાવાદની સૂબેદારી પોતાને મળવા અરજ ગુજરવામા આવી જવાબમા એ અરજી સ્વીકારાઈ, તેથી ખિલાફત ને પૃથ્વીપતિની દરબારમાથી રૂખસત મેળવી એ બગડી ગએલો મામલો સુધારવા માટે પોતે મ્હોટા લશ્કર તથા ભારે તોપખાના સાથે રવાના થયો. શાહીબાગ પાસેના પોતાના મુકામપર આ ખબર સાભળી, મોએઝ ઉદ્દૌલાએ રાત દીવસ ફિકરમા વીતાડવા માડયા પોતાની જોડેના માણસો (ની સખ્યા) જોતા જુમલત ઉલમુલ્ક જોડે તેઓ ટકર ઝીલી શકે એટલી શક્તિ કે જોરવાળા તેને લાગ્યા નહિ અને ઘણી ફિકર અને નિરર્થક વિચારો કરવાને લીધે તેના પર એકાએક દીવાનાપણાએ હુમલો કર્યો, અને તેને પરિણામે ન કરવાના કામ કરવા ને નહિ બોલવાના (ગાડા માણસના જેવા) બોલ તે બોલવા માડયો, અને હકીમોએ તેનો ઉપાય કરવા માડયો. આ સમયે પોતાના જમાઈ ભોગીલાલના આગળ આવવાને (તેની લાયકાતને) લીધે દીવાનના ઓદ્ધાની કામગીરી તેને સોપી, રાજા રૂઘનાથદાસ નિવૃત્ત થઈ ઘેર બેઠો હતો, છતા આ પરિસ્થિતિ જોઇ આજ સમય નિમકહલાલ કરવાનો છે એવા આશયથી, તેની એવીજ તબીએતે પોતે મોએઝ ઉદ્દૌલાને રવાના કરી ઉદેપુરને રસ્તે બાદશાહની હજૂરમા મોકલી દીધો જ્યારે વિજયનગર ઉજ્જેનની પડોશમા નિઝામ ઉલમુલ્ક આવી પહોચવાની ખબર ફેલાઇ ત્યારે શહેરના મહાજન, મુખ્ય મુખ્ય મનસબદારો, મહેરઅલીખાન, સફદરખાન બાબીના પુત્રો, સલાબત મહમદખાન અને જવાનમર્દખાન, તેને આવકાર આપવા તથા મળવા જવા નીકળી પડયા અને

શુજાઅતખાન તથા રૂસ્તમખાન, તેનો તેમના પર ઉપકાર હતો તેનો બદલો વાળવા મોએઝ ઉદ્દૌલાને વદાય કરવા તેની સાથે ગયા હતા તે તેને ડુંગરપોર સુધી પહોચાડી પાછા અમદાવાદ આવ્યા અને નિઝામ ઉલમુલ્ક પાસે જવાની તૈયારી કરી. મોએઝ ઉદ્દૌલાના ચાલ્યા ગયાની ખબર જ્યારે નિઝામ ઉલમુલ્કને પડી ત્યારે તેણે પોતે હતો ત્યાજ મુકામ કર્યો, અને નાયબ સૂબા તથા દીવાનની નીમણુક થવાની તથા એને આવકાર આપવા આવનાર શખ્સોની વાટ જોતો ત્યાજ રોકાયો, અને નાયબ નીમાય ત્યા સુધી શહેર સંભાળવા તથા તેનુ રક્ષણ કરવા સફદરખાન બાબીને લખી જણાવ્યુ, અને તે ભદ્રના કિલામા દાખલ થઇ ગયો. મહેર અલીખાન કે જે નિઝામ ઉલમુલ્કની મુલાકાત લેવા જતો હતો તેને શારીરિક માદગી થઈ આવવાથી દોહદમા રોકાઇ જવુ પડ્યુ અને ત્યાથી આગળ વધી શક્યો નહિ. નિઝામ ઉલમુલ્કે, તુશકાનઇલ વરસની વસત ઋતુની શરૂઆતમા એટલે હિં સ ૧૧૩૫ ના પહેલા જમાદી માસની સત્તરમી તારીખે પોતાના કાકા હામેદખાનને સૂબાના નાયબ તથા ફિદવીખાનને દીવાન નિમ્યા, અને ધોળકાને બદલે વીરમગામ પરગણુ ખાલસા શરીફામા લેવાયુ, તથા ત્યાના ફોજદાર તથા અમીનની જગા પર શાહપુરખાનને નીમવામા આવ્યો અને તેની તરફથી તેના નાયબ તરીકે તેના ભાઈ રહેમાન કુલીખાનને એ કામ સોપવામા આવ્યુ વળી ધોળકા, ભરૂચ, જંબુસર, મકબૂલાબાદ અને વલસાડ પરગણા કે જે ખેતીને લાયક અને ઘણી પેદાશ વાળા મહાલ છે તે પોતાની બીનશર્તિ જાગીર તરીકે લઈ લીધા, અને રાય નોદા (નંદા) નામના શખ્સને તેનો મુતસદ્દી નીમ્યો. ઈડર પરગણાને ખાલસા ઠેરવ્યુ ને સૈયદ આકેલખાનને ત્યાનો ફોજદાર બનાવ્યો. ગોધરાની ફોજદારી અને જાગીરદારી પોતાની દીકરીના મમગ મુતવસ્સલખાનને આપી ખબરપત્રીનુ કામ કરવાનુ ઉમેદખાનને સોપી તેને હામેદખાન જોડે રવાના કર્યો, તથા સૂબાના બક્ષી અને ખબરપત્રીનો ઓહ્દો કવીદિલખાનને આપ્યો, અને અબદુલ ગફફારખાનને કોટવાળ નીમી, તેમને સૌને જવાની રજા આપી, અને પોતે પાટનગર તરફ પાછો ફર્યો. મજલ કાપતો ને રસ્તો વટાવતો હામેદખાન દોહદ આવી પહોચ્યો. મહેર અલીખાન કે જે બિમારીને લીધે ત્યા પડી રહ્યો હતો, તે તેને ત્યા મળ્યો અને તેની સાથેજ જવા નીકળી પડ્યો અને શુજાઅતખાન અને રૂસ્તમ અલીખાનની મુલાકાત કરવા માટે ભલામણ કરી તેમને બોલાવી મગાવ્યા; (પણ) તેઓ તો તેને આવકાર આપવા રવાના થઈજ ચૂક્યા

હતા એટલે ગોધરા મુકામે આવતાં હાસરાની મંજલપર શુજાઅતખાન અને રૂસ્તમ અલીખાનનો અને તેનો ભેટો થઈ ગયો. કુચપર કુચ કરી હામેદખાન કાંકરીઆ તળાવ ઉપર આવેલા મહેર અલીખાનના બાગમાં આવી ઉતર્યો અને તેણે તેને લાયક એક જાફત આપી. બીજા જમાદી માસની ઓગણ-ત્રીસમી તારીખે પોતે કિલ્લામાં પ્રવેશ કર્યો અને નાઝિમના ખાનાનું કામ કરવા તથા ફોજદારો અને થાણદારોની નીમણુક કરવા મંડી ગયો. અમીર ઉલઉમરાનો સમરો, સોરઠનો ફોજદાર અસદ કુલીખાન કે જે હામેદખાનની સાથે આવ્યો હતો તે લશ્કરી સરંજામ ભેગો કરી તથા સિપાઈઓ (નોકરીમાં) રાખી લઈ તેણી તરફ રવાના થઇ ગયો. શેખઉલ ઈસ્લામખાન કે જે મોએઝ ઉદ્દૌલાના અમલના આરંભથીજ ઉદેપૂર જઈ ને રહ્યો હતો, તે આ અર-સામા અમદાવાદ પાછો ફર્યો. આખા સામ્રાજ્યના કરોડીનો ઓહ્દો ખિલા-ફત ને પૃથ્વીપતિના દરબારમાંથી મકરંબ ઉલહઝરત હાફેઝ ખિદમતગારખા-નને આપવામા આવ્યો હતો એટલે કાપડ બજાર મહાલના દારોગાની તથા અમદાવાદ શહેરના કરોડીની જગા શેખ ઉલ ઇસ્લામખાનને આપવામા આવી. મોએઝ ઉદ્દૌલાની ફેરફારીમાં મોમિનખાન સુરત બંદરનો મુનસદી નીમાયો અને પોતાને સોપાયલા તાલુકામાં આવી પહોચ્યો. પૂર્વે હિ. સ. ૧૧૩૦ મા બનેલા બનાવોનું વર્ણન કરતાં હૈદર કુલીખાનના નાયબસૂબા તરીકે મુકરર થવાની હકીકત આપતાં આ લેખકના પિતા સૈયદ અકી-લખાનની જોડે ગયા હતા એ જણાવવામાં આવ્યું છે, તથા અકબરાબાદના રાજધાનીના શહેરમા પહોંચ્યા બાદ ખાજા અબદુલ હમીદખાન હજૂરશ્રી પાસે ગયો અને સૈયદ અકીલખાન અઝીમાબાદ તરફ મુબારેઝ ઉલ મુલ્ક સર બુલંદખાન પાસે ગયો (તે પણ કહેવામાં આવ્યું છે), પરંતુ સંજોગ-વશાત્ બન્યું એવું કે મરહૂમ બાદશાહના હુકમ મુજબ મુબારેઝ ઉલમુલ્ક ત્યાંથી હજૂરશ્રી પાસે આવવા નીકળી ચૂકયો હતો, અને વીસ કોસ દૂર છાવણી નાંખી પડયો હતો. ત્યાં તે આવી પહોચ્યો ને ત્યાં તે બંનેની મુલા-કાત થઇ અને ત્યાંથી (સાથે સાથે) તેઓ પાટનગર આવી પહોચ્યા. મુબારેઝ ઉલ મુલ્કના મનમાં ધારેલી વાત ધારેલીજ રહી, તે અમલમાં આવી નહિ; અને દારૂલ મુલ્ક કાબૂલના સૂબેદાર તરીકે તેની નીમણુક કરવામાં આવી તેથી તે તેણી તરફ રવાના થયો; તેણે સૈયદ અકીલખાન તથા લેખકના પિતાને પોતાની સાથે લીધા, અને પંજાબ તથા પેશાવરના મહાલોનો કારભાર કરવાનું તેમને સોપ્યું. જ્યાં સુધી તે પ્રદેશનાં દાણાપાણી નસીબમાં લખ્યાં હતાં ત્યા સુધી ત્યાં રોકાઈ, આ સાલમાં કે જ્યારે મુબા-

રેઝ ઉલમુલ્ક સૂબેદારીનું રાજીનામું આપી હજૂરથી પાસે આવ્યો હતો, ત્યારે આ લેખકના પિતા કે જેમણે હઝરત ખુલ્દ મંઝેલ (ઔરંગઝેબ)ના સમયમાં ઇશ્વર પાસથી ક્ષમા પામેલા તે ઉચ્ચ શાહનશાહ તથા મહમદ જહાનશાહ બહાદૂરની સેવા જૂના વખતમાં કરી હતી, તેમને મકર્રબ ઉલ-હઝરત બેહરૂઝખાનની મારફતે તે પતિત પાવન પાદશાહની સેવાનું (પણ) માન મળ્યું અને તેમને અસલ તથા ઇઝાફા સાથની એક હજાર જાતી મનસબ, ત્રણસો સવાર, તથા અલી મહમદખાનનો ખેતાબ બક્ષવામાં આવ્યાં, અને તેમના ભાઇ મહમદ જાફરને, સાતસો જાતી, એકસો સવારની અસલ તથા ઇઝાફા સાથની મનસબ તથા જાફર મહમદખાનનો ખેતાબ તેની ગેરહાજરીમાં બક્ષવામાં આવ્યા. લેખકના પિતાને અમદાવાદ આવતા રહેવાની ઘણી ઇચ્છા હોવાથી હયાત અલીખાનની ફેરફારીમા તેમની અરજ મુજબ તેમને કાપડબજાર ખાતાના અમીનના ઓહ્દા પર નીમી ખિલત (પોશાક)થી વિભૂષિત કરી તેમના તાલૂકા પર જવાની રજા આપવામા આવી, તથા થોડા સેર +લબસના તાકા તથા ઉંચી તનાખુરી (પાદશાહ માટે) મોકલવા તેમને ફરમાવવામા આવ્યુ. લેખકના પિતાએ પોતાના ઓહ્દાની મનદ જાફર મહમદખાન પર મોકલી, તેણે દીવાની કચેરીમા તે રજૂ કરી, તેની નકલ મેળવી લીધી; અને તેજ સાલના પવિત્ર શવ્વાલ માસની સાતમી તારીખથી તે ઓહ્દાની ફરજ બજાવવા માંડી, એજ અરસામા હામેદખાનપર ખિલાફત અને પૃથ્વીપતિના દરબારમાથી ગુર્ઝ બરદારોની ચોકીના મીર, સૈયદ નાસેરખાન જોડે રવાના કરેલા ખાસ પોશાક તથા રત્નજડીત કલગી આવી પહોચ્યાં. તેણે રીતસર તેનું સ્વાગત કરી, યોગ્ય માન આપી, ચાલુ આવેલા કાનૂન અને ધારા મુજબ વર્ત્તી. તેનો સ્વીકાર કર્યો. નાગર (બ્રાહ્મણ) જ્ઞાતિનો એક માણસ નામે કિરપાશંકર કે જેની રીતભાત લશ્કરી સિપાઇના જેવી હતી, અને જેને નામના મેળવવાની આકાંક્ષા હતી, તેને અને ફોજદારે ગર્દના માણસોને કાઇક બાબત બોલાચાલી થના ટંટા થયો. તેનુ ઘર રાજપૂરમા આવેલું હતું તેના પર (હુમલો કરવા) હામેદખાને લશ્કર તથા તોપખાનુ મોકલ્યુ. કિરપાશંકર પણ માણસો ભેગા કરી તેની સામે થવા તથા લડાઇ કરવા તૈયાર થઇ ઉભો અને સૂર્યાસ્ત થતા સુધી ગોળીબાર ચલાવતો રહ્યો. તેની જોડે સંબંધ (બાધવા)ના વિચારથી તેમજ તે ખપનો માણસ છે એવા વિચારથી પણ રૂસ્તમ અલીખાન ત્યા ગયો અને તેને ઉપાડી પોતાને ઘેર લઇ આવ્યો.

+આ કઇ જાતનું કાપડ તે સમજાતું નથી.

અને બીજે દહાડે હામેદખાન જોડે તેની મુલાકાત કરાવી. તેની હિંમત ને બહાદૂરી તેના ચેહેરા પરથી જોઈ, તેની જોડે માયાળુપણા ને સભ્યતાથી વર્ત્તી, તેના મનનુ સમાધાન કરી, હામેદખાને તેને પોતાની નોકરીમા રાખી લીધો. હવે પરગણાનો બંદોબસ્ત કરવા તથા પેશકશ ઉઘરાવવા હામેદખાન નીકળી પડયો. વાત્રક નદીના કાંઠા પરની તથા મુંડા (મહુધા)ની પેશકશની રકમ ઉઘરાવવાની જુમ્મેદારી મકતારૂપે રૂસ્તમ અલીખાને હામેદખાનની પાસેથી પોતાને માથે લઈ લીધી હતી અને તેથી તેણે પોતાના ભાઈ ઈબ્રાહીમ કુલીખાનને તે વસૂલ કરવા લશ્કર આપી મોકલ્યો હતો તે વાત્રક નદીને કિનારે મુકામ નાખી પડયો હતો, એટલામા હામેદખાન નડીઆદ જીલ્લામા આવી પહોચ્યો. કેટલાક ફિતનાખોર ને ફરેબી માણસો કે જેમણે તેના મન રૂપી ક્ષેત્રમા વિરોધ (શત્રુતા)નુ બી વાવ્યુ હતું, તેમણે હામેદખાનને ભરમાવી તેની જોડે લડાઇમા ઉતરવા માટે ઉશ્કેર્યો (ખાહેશમંદ તથા ઈન્તેજારવાળો બનાવ્યો) હામેદખાન પણ એ માણસરૂપી સેતાનોના ફરેબથી એ કામ કરવા તૈયાર થયો. સામા પક્ષના ઈરાદાની છૂપી વાતની ઈબ્રાહીમ કુલીખાનને ખબર પડતા તે પણ તેજ જગાએ પોતાની ફોજ સાથે મક્કમપણે ઉભા રહી જંગ તથા યુદ્ધ કરવાની તૈયારી કરવા લાગ્યો. ગુજરાતના વતનીઓમાથી કેટલાક દાંભિક માણસો તથા હામેદખાનની આશ્રમાના કેટલાક કપટી માણસો કે જેમણે આ મુદ્દર ફિતનુ બી વાવ્યું હતુ તેમણે તેને પુષ્ટિ આપ વાનો દેખાવ કરી, દોસ્તીના વેશ હેઠળ, એ બાબત છોડી દેવાનુ તેને લખી જણાવ્યુ પણ તેણે તે કબૂલ કર્યું નહિ રૂસ્તમ અલીખાન કે જે આ વખતે અમદાવાદ હતો, તેની પાસે એ હકીકત આવતા (ખુલી થઈ જતા) ને વારજ તુરતાતુરત પોતાના સાથીઓને લઇ ગતોગત પૂર ઝપટથી તે પોતાના ભાઇની વ્હારે ધાયો, અને દુનીઆને કૃપા બક્ષતા મહાન પ્રકાશમાન સૂર્યના ઉગતાની સાથે તો તેને આવી મળ્યો હામેદખાન કે જે લડાઇ કરવાને ઇરાદે નડીઆદથી કૂચ કરી આવતો હતો તેને માર્ગમા રૂસ્તમ અલીખાન આવી પહોચવાના સમાચાર મળતા તેણે પોતાનો ઇરાદો ફેરવી (રદ કરી) તેમના પ્રત્યે મિત્રતા તથા સદ્ભાવનો સદેશો મોકલી તેમને મળ્યો, અને શહેર તરફ પાછો ફર્યો અને રૂસ્તમ અલીખાન તથા ઇબ્રાહીમ કુલીખાને સાથે સાથે પેટલાદ પરગણા ને વડોદરા કે જે તેમના તાબામા હતું તેણી તરફ આવવા માડ્યુ, અને દહેવાણ ગામ કે જે ફિતુરી કોળીઓનુ રહેઠાણ હતું તેના પર બહાદુરીથી છાપો મારી, તેને આગ લગાડી, અને ત્યા એક ન્હાનો કિલ્લો બાંધી એક થાણું સ્થાપ્યુ. હિ. સ.

૧૧૩૬ માં બાદશાહના પવિત્ર હુકમ મુજબ, જે એક ગંજાવર લશ્કર જોધપૂર મોકલવામાં આવ્યું હતું તેની મદદમાં શુજાઅતખાન અને રૂસ્તમ અલીખાન, અમદાવાદને રસ્તે, મારવાડ ને રજપુતાણા તરફ લશ્કર લઈને ગયા અને ત્યાંની કેટલીક માતબર જગાઓ લૂંટી લીધી. જ્યારે જોધપુરનો મામલો પતી ગયો ત્યારે એવો બાદશાહી હુકમ નીકળ્યો કે જ્યાંથી તેઓ આવ્યા હોય ત્યાં તેમણે પાછા ફરવું, તેથી તેઓ પાછા આવતા રહ્યા, અને બંને ભાઇઓને ઉમદા પોશાક કે જે ગુર્ઝબરદાર (ચોબદાર) અય્યુબબેગ ને ઝમાન બેગ જોડે બાદશાહી દરબારમાંથી મોકલવામાં આવ્યા હતા તેના વડે સન્માનિત અને વિભૂષિત કરવામા આવ્યા. શુજાઅતખાન કે જે અમદાવાદમા હતો તેણે પોતાની ભેટનું સ્વાગત કરી, રીતસરનું માન આપી તેનો સ્વીકાર કર્યો, અને રૂસ્તમ અલીખાનનો પોશાક વડોદરે, કે જ્યાં તે રહેતો હતો, ત્યા તેમણે પહોંચાડયો. વળી નિઝામ ઉલમુલ્કની મહોર માયનો, એવો એક પવિત્ર બાદશાહી હુકમ ફિદવીખાન, સૂબાના દીવાનપર આવ્યો કે નાઝિમનો કરોડીનો ઓહ્દો મોકૂફ કરવો, ને લઇ લેવો, ગોલકની રકમ લેવાની તેને મના કરવી, અને સાયર મહાલ જે આગલા નાઝિમોના હાથ નીચે હતો તે પણ લઇ લેવો, જેથી તે હુકમની જાહેરાત મુજબ કાપડ બજાર ખાતા તથા સાયર મહાલના કરોડીના ઓહ્દા (મોકૂફ કરવામાં) કાઢી નાખવામા આવ્યા. આખા સામ્રાજ્યના સાયર મહાલોના સૂબાઓના ખબરપત્રીની જગા કે જે પહેલા કોઇને આપવામા આવી નહતી તે દીવાને આલાની કચેરીના ખબરપત્રીની જગા જોડે ભેળવી દેવામા આવી અને ખિલાફત ને પૃથ્વી રક્ષકના દરબારમાથી અલી અહમદખાન કોકાને તે આપવામા આવી, અને સૂબાના દીવાનો પર હુકમો મોકલવામા આવ્યા કે તેના નાયબોને તેમણે તે ઓહ્દાનો અધિકાર આપવો, તેથી ફિદવીખાને તેના પ્રતિનિધિને તેને કામે લગાડી દીધો. કબીરઅલી સૂબાના સમાચારપત્રીની જગાએ નીમાઈ આવી પહોચ્યો. મહેર અલીખાન કે જે કેટલોક વખત થયા બીમાર ચાલતો હતો તે આ સાલના રમઝાન માસની સાતમી તારીખે ગુજરી ગયો. કાઝી મુસ્તફીદખાનને હજૂરમા તેડાવવામા આવેલો હોવાથી, તે પોતાના છોકરા અબદુલ અહદખાનને શહેર કાઝીની જગાએ નાયબ નીમી હજૂરશ્રી પાસે જવા રવાના થયો, અને વડા કાઝીના ઉંચા ઓહ્દાથી વિભૂષિત થયો, અને બાપની ફેરફારીમા શહેર કાઝીની મનસબદારી છોકરાને આપવામાં આવી. મુકર્રબ ઉલહઝરત હાફેઝ ખિદમતગારખાનની અરજ મુજબ કાપડબજાર ખાતા તથા સાયર મહાલની ઉપજ, હજૂરશ્રી તરફથી

જે કાંઇ ફરમાશ આવે તેને માટે, ખાસ કપડાં ખરીદવા માટે તથા ઉચ્ચ સરકાર સાહેબ (બાદશાહ) માટે જે કાંઇ ચીજો ખરીદવી પડે તેમાં ખરચવા નક્કી કરવામાં આવ્યું તેને માટે બંદોબસ્ત કરવાનું કામ શેખ ઉન ઈસ્લામખાનની જવાબદારી તથા તેના પ્રયાસ પર નાખવામાં આવ્યું માલમિલકતના દારોગાની જગા પર પીર મહમદની ફેરફારીમાં વજીહઉદ્દીનને નીમવામાં આવ્યો.

## સુરત બંદરના મુતસદ્દી મોમિનખાનના લશ્કર અને મરાઠા પીલાજી ગાયકવાડ વચ્ચે લડાઈ થવી, તેમાં લશ્કરની હાર થવી અને કથાજીનું દોહદતરફ આવવું, સુરત બંદરની મુતસદ્દીગીરી પર રૂસ્તમઅલીખાનનું નીમાવું, મોમિનખાનનું સૂબાના દીવાન નીમાવું, અને અલીમહમદ ખાનનું હજુર શ્રીપાસેથી આવવું

પીલાજીરાવ ગાયકવાડ કે જે આગના વખતમાં સુરત બંદરના જીલ્લામાં હુલ્લડ ને ફિસાદનું મૂળ થઈ પડયો હતો, તેણે આ અરસામાં એક જાતના જોર અને સત્તા પ્રાપ્ત કરી આજુબાજુ ને પડોશમાં હુમલા કરી નાશ કરવા તથા જે સામે થાય તેને મારી નાખવા તથા લૂટી લેવા માટે પોતાનો જુલમી હાથ લંબાવ્યો હતો ત્યાંના મુતસદ્દી મોમિનખાને ઈઝ્ઝત મહમદની સરદારી નીચે એક લશ્કર તથા પોતાના સાથીઓની એક ટુકડી તેને નસીહત આપવા તથા શિક્ષા કરવા મોકલી તેમનાથી બને તેટલી હિંમતથી તેઓ લડયા પરંતુ હારી ગયા, અને થોડા માર્યા ગયા અને કેટલાક કેદ પકડાયા તેઓ પોતાના હથિયારો આપી આવતા રહ્યા, અને પીલાજીની સત્તા તે જીલ્લામાં વધી ગઈ, અને મોજે સોનપુર તાબે ધુમરડ કે જે સુરત બંદરના સરકાર જોડે મેળવી દીધેલ છે, અને જે સુરત બંદરથી બત્રીસ ગામ છેટે આવેલું હોઇ જમીદારોના તાલુકામાં હતું, તેમને મેળવી લઈ તેણે પોતાના તાબામાં લીધું અને ત્યાંથી એક ગાઉ દૂર આવેલી એક ટેકરી પર નાનો કિલ્લો બાંધ્યો, અને નીચેના વસ્તીવાળા ભાગને ફરતો એક કોટ બાંધી ત્યાં પોતાનું રહેઠાણ બનાવ્યું, અને ધીમે ધીમે અમાવલ પરગણું તથા સુરત સરકારના બીજાં પરગણાંનો કબજો કરી

ખેડા, તથા કુંદી (? ગણદેવી), બાજપુર, તથા રાજપીપળાની નજદીક સિકલખાનેહ, દરખેખદેહ, તથા પંચમહાલ અને સાદર [1]ખેસલમા કિલ્લા ઉભા કર્યા, અને પોતાની સત્તા જમાવતો ગયો. કંથાજી મરાઠા લશ્કર લઈ દોહદ ગોધરા તરફ રવાના થયો, અને ત્યા લૂંટફાટ ચલાવી, ખંડણી ઉઘરાની બખેડાનુ મૂળ થઈ પડયો. આ સૂબામા મરાઠાઓના પ્રવેશનો આરભ આ સાલથી થયો. પાદશાહી સનદ મુજબ ફિદવીખાનની ફેરફારી મા સુરત બદરનો મુતસદ્દી મોમિનખાન એ સાલના શવ્વાલ મહીનાની દસમી તારીખ એટલે લૂઈલિની ફસલના આરંભથી સૂબાનો દીવાન નીમાયો. અને અમદાવાદ આવના પહેલા પોતાનો ઓહ્દો સંભાળી લેવા માટે હાજી મહમદ માવેહ (નામના) તાજેર (વેપારી)ને લખી જણાવ્યુ અને ઝિલકદ મામની સોળમી તારીખે સુરત બંદર છોડી અમદાવાદ આવી પહોચ્યો ને પોતાને કામે લાગી ગયો. મોમિનખાનની ફેરફારીમા રૂસ્તમ અલીખાનને સુરત બંદરની મુતમદ્દીગીરીથી સન્માનિત કરવામા આવ્યો હતો, તે વડોદરેથી નીકળી ત્યા પહોચી ગયો અને પોતાનો ઓહ્દો સંભાળી લઈ ફોજદાર તથા થાણદારો નીમવા તથા કામકાજનો બંદોબસ્ત કરવામા ગુંથાઈ ગયો. સૈયદઅલી વાએઝી કે જેના સ્વભાવમા એક જાતની બખેડો ને ફિસાદ જગાવવાની વૃત્તિ ઘર ઘાલી બેઠી હતી, તે વારવાર "દીન, દીન" પોકારી તોફાની ટોળા, જેઓ પશુઓના ટોળા જેવા હોય છે તેમને, ભેગા કરી ધીંગાણુ મચાવતો હતો, તેથી થોડાના અનિષ્ટથી ઘણાનુ ઇષ્ટ થતુ હોય તો તે કરવું એ સિદ્ધાતને અનુસરી રૂસ્તમ અલીખાને તેને પકડયો, પણ તેનું સૈયદપણુ ધ્યાનમા રાખી તેના જીવને હાની કરી નહિ, અને તેને પગે બેડીઓ નાખી વડોદરામા કેદ રાખ્યો હવે સખ્યાબધ આરબો, તુર્કો અને હિંદુઓ તેના મુરીદ (શિષ્ય) થયા હતા તેમણે પોતાના આચાર્યની આ હાલત જોઈ બંડ ઉઠાવ્યુ અને ખુનામરકી ને મારામારી એ તેનુ પરિણામ આવ્યુ, અને એક આખી રાત ને દહાડો ગોળાબાર ચાલ્યો. તેમા તેમનાથી ટકી શકાયુ નહિ એટલે તેઓ શહેર છોડી ચાલ્યા ગયા અને રૂસ્તમઅલીખાનની સત્તાની છાપ શહેરવાસીઓ પર બેઠી. આજ અરસામા લેખકના પિતા અલીમહમદખાન, કાપડ બજારખાતાના અમીન, હજૂરથી પાસથી અમદાવાદ આવ્યા અને બક્ષી તથા ખબરપત્રીનો ઓહ્દો ભોગવનાર કવી દિલખાને મીર હિસામઉદ્દીનને પોતાનો નાયબનો નીમ્યો ને પોતે દક્ષણ તરફ રવાના થયો

---

૧. આ બધી જગાઓનાં ખરાં નામ મેળતા નથી

# મુબારેઝઉલમુલ્ક સરબુલંદખાન બહાદુર દિલાવરજંગની સૂબેદારી અને શુજાઅતખાનની નાયબ સૂબેદારી, હામેદખાન જોડે ખાનાજંગી અને મોમિનખાનની દીવાનગીરી

આ પુસ્તક તો માત્ર અમદાબાદ સૂબાને અંગે બનતા બનાવોને લગતુ જ હોવાને લીધે બીજા કેટલાએક બનાવો કે જેનુ વર્ણન અત્રે કરવાની જરૂર નથી તેવા બનાવો બનવાને લીધે પતિત પાવન હજૂરશ્રીની રજા મેળ યા સિવાય નિઝામ-ઉલ-મુલ્ક તેમની હાજરીમાથી નીકળી પડી દક્ષણ તરફ રવાના થયો, તથા જલીલઉલકદ્ર વજીરે આઝમનો ઓહદો, એ માનથી ભરેલી અને કિર્તિવંત દરબારમાથી એઅતમાદઉદ્દૌલા કમરૂદ્દીનખાન બહાદુર નુસરત જંગથી વિભૂષિત અને પ્રમાણમાન કરવામા આવ્યો. [આ સામ્રાજ્યના કાયદા ને ધારાઓ મુજબ વજીરની ફેરબદલી થતી નથી, તેથી] નિઝામ-ઉલ-મુલ્કને વકીલે મુતલક બનાવી આસફજાહનો ખેતાબ આપી સન્માનીત કરવામા આવ્યો. મુબારેઝઉલમુલ્ક સરબુલંદખાન કે જેને સાત હજારીની મનસબ, સાતસો સવાર, બે ઘોડા ને ત્રણ ઘોડાવાળી આપવામા આવી હતી તેને આસફજાહની ફેરફારીમા અમદાવાદની સૂબેદારીપર એક ખાસ ખિલત(પોશાક) રત્ન જડીત સરપેચ તથા એક હાથીની ભેટ સાથે નીમવામા આવ્યો, અને તે ત્યા આવી પહોચે ત્યાસુધી સૂબાના નાયબની જગા શુજાઅતખાનને આપવાનુ વિધાતાના લેખ જેવુ બાદશાહી ફરમાન નીકળ્યુ હિ સ ૧૧૩૬ ના પવિત્ર ઝિલકદ માસમા એ વંદનિય ફરમાનો મુબારેઝઉલમુલ્કના પત્રો સાથે શુજાઅતખાનપર,] તથા અમદાવાદના હવેલી પરગણાના મહાલોની તેમજ ધોળકા, ભરૂચ, જંબુસર, મકબૂલાબાદ (આમોદ) વનમાળ તથા કડી પરગણામાથી સૂબાના અંગના શરતી મહાલની મુતસદ્દીગીરીની સનદ, લેખકના પિતા અલીમહમદખાનનાપરની [આવી પહોચ્યા તેનુ યોગ્ય સ્વાગત કરી તથા રીતસરનુ માન આપી શુજાઅતખાને નાયબગીરીનુ ફરમાન લીધુ, અને હામેદખાનને તેની ખબર કરી નાઝિમના ખાતાનો કારભાર તથા કોટવાળ ફોજદાર ગર્દ અને થાણદારોની નીમણુક કરવા માંડયા] મુબારેઝઉલમુલ્કે મોકલેલી બાદશાહી સનદ અલીમહમદખાને દીવાન કચેરીમા રજૂ કરી તેની નકલ લીધી, અને જાફરમહમદખાનને ભરૂચ, આ લેખકને ધોળકા, તથા બીજા મહાલોમા બીજા અમલદારોને રોકયા

તેઓ દરેક પોતાના તાલુકા તરફ રવાના થઇ ગયા. શુજાઅતખાને હામેદખાનને ભદ્ર ખાલી કરવાનું કહ્યું. વરસાદની મોસમ હોવાથી તેણે થોડો વખત મળવાની માગણી કરી. શુજાઅતખાને તેની તે માગણી કબૂલી કે સ્વીકારી નહિ, અને લડાઇ કરવા તથા મોરચા બાધવાના પાયા નાખ્યા. બંને પક્ષ તરફથી લડાઇ ને યુદ્ધનો અગ્નિ સળગાવવામાં આવ્યો અને ત્રણ રાત ને દીવસ તોપ ને બંદુકના મારા સાથની તથા ભદ્રની પાસે રહેનારા લોકોની ખાનાખરાબી કરતી લડાઇની ભઠ્ઠી બળતી રહી. અમદાવાદના કેટલાએક રહેવાશીઓ કે જેમને શુજાઅતખાનની બહાદુરી ગમતી નહતી. તેમણે આ લડાઇમા પોતાના માણસો હામેદખાનની મદદમા મોકલી ફરેબ રમ્યા. આનું પરિણામ રખે એવું આવે કે ધીમે ધીમે એ લડાઇ લંબાય ને તેથી શહેર તારાજ થઇ જાય, એવી દીર્ઘદ્રષ્ટિથી અલીમહમદખાને વિચાર કરી સફદરખાન બાબી પાસે જઇ સલાબત મહમદખાન તથા જવાનમર્દખાનને ત્યા બોલાવી મગાવ્યા અને કહ્યું કે ઓહ્દા પર નીમાએલો માણસ જુજ઼રોજ છે અને હજુ તો તે આવવાનો છે માટે જો તેઓ સુલેહ કરાવવા અને આ જ્વાળા શાત પાડવા વચમા પડે તો તે બહેતર અને યોગ્ય જ થઈ પડશે, અને નવા નીમાયલા ઓધ્ધેદારની ખૂશીનું કારણ થઇ પડશે. તેમને ઘોડે બેસાડી પોતે શુજાઅતખાન પાસે ગયા અને તેને પણ લડાઇ કરતો અટકાવી એ ઝઘડો શમાવી દીધો. હામેદખાન (ભદ્રની) બહાર આવી રસ્તે પડયો, અને વરસાદની મોસમ હોવાને લીધે દોહદ જઇ ત્યા રોકાઇ, મુકામ કરી જે બન્યુ હતુ તેની હકીકત આસફજાહને લખી જણાવી તેના જવાબની ગહ જોતો બેઠો. ફસલ (દાણો કાપવાની મોસમ) તથા (ખળામાથી) દાણો ઉપાડવાનો વખત આવી પહોચવે શુજાઅતખાન બંદોબસ્ત કરવા તથા સાબરકિનારાના જિલ્લાઓના જમીનદારો પાસેથી પેશકશ ઉઘરાવવા, ઈબરાહીમ કુલીખાનને શહેરમા નાયબ તરીકે મૂકી ગુજરાતના ઉમદા અને નામચીન જમાદારો, કસબાતીઓ, તથા આરબ અને દક્ષણી સિપાઇઓનું સાત આઠ હજાર સવાર અને પ્યાદાનું લશ્કર લઇ નીકળી પડયો, અને રામરાયના નામના માણસને મુંડા (મહુધા)નો ફોજદાર નીમી, એક સવાર ને પ્યાદાની ટુકડી આપી, જો હામેદખાન આ તરફ આવવાનો વિચાર રાખતો હોય તો તેને તેમ કરતા રસ્તે રોકવા (અટકાવવા)ના વિચારથી મોકલ્યો અને પોતે આગળ વધ્યો. કવી કિલખાનની ફેરફારીમા બક્ષી તથા સૂબાના ખબરપત્રીની જગાએ હજુરથી તરફથી તાલેયારખાનને નીમવામા આવ્યો ને અમાનતદારખાનને

તેના નાયબની જગા મળી. હવે આ સમયમાં મુબારિઝ ઉલ્‌મુલ્કને નાણાંની જરૂર પડી તેથી જીવણ મુગલ નામના માણસે ધોળકા પરગણું તથા ભરૂચ, જંબુસર, અને મકબૂલાબાદ (આમોદ)નો "મકતો" [ ઇજારો ] પોતાને માથે લઇ, અગાઉથી તેને હિસાબ પેટે બે લાખ રૂપીઆ આપ્યા, અને તેણે પોતાના માણસોને કામનો અધિકાર સોંપાવવાનો તથા તેમને મદદ આપવાનો મુબારિઝઉલ્‌મુલ્કનો પત્ર અલીમહમદખાન પાસે રજૂ કરી પોતાનું કામ શરૂ કરી દીધું હિ સ ૧૧૩૭ ના પવિત્ર મહોરમ માસની પહેલી તારીખે લેખક ધોળકેથી અમદાવાદ આવ્યો. આ સાલમાં જશને મુબારકને પ્રસંગે એક કીમતી પોશાક શુજાઅતખાનપર ગુર્ઝબરદારો જોડે મોકલવામાં આવ્યો [શુજાઅતખાને સાત આઠ હજાર ગુજરાતીઓનું લશ્કર ભેગું કર્યું હતું, અને હામેદખાનના પર હુમલો કરી હાથ બનાવી તેને કાઢી મૂક્યો હતો, તથા રૂસ્તમ અલીખાને સુરત બંદરે બેત્રણ વખત પીલાજી ગાયકવાડ જોડે ટક્કર ઝીલી લડાઇ કરી (તેને હરાવી) તેની પૂર પકડી હતી, તેથી એ બંને ભાઇઓની એક જાતની કીર્ત્તિ ને નામના, તથા તેમની પાસે મ્હોટું લશ્કર હોવાની હકીકત, જગજાહેર થતાં પાસો આમ-દરેકને મ્હોડે તેમની એ કીર્તિ ને નામના ગવાઇ રહ્યાં હતાં] આસફજાહ પ્રત્યે નામદાર પવિત્ર પાદશાહની કમ મહેરબાની થવાના સમાચાર મળતાં શુજાઅતખાને હુજૂરશ્રીની પાસે રહેતા કેટલાક રાજ્ય સ્થંભોની મારફતે તેમની પવિત્ર સેવામાં અરજ પહોંચાડી કે જો હમારી બે ભાઇઓની તે કામ પર નીમણુક થાય અને હમારાપર પત્ર મોકલવામાં આવે તો, લગભગ વીસહજાર સવારનો તૈયાર છે અને બીજી વધારે મજ્યા લેગી કરી, હુકમ થતાં, આસફજાહ જોડે હમે લડાઇ તથા જંગ કરવા તૈયાર છીએ તેમની આ માગણીનો સ્વીકાર થયો, અને તેમને હિસાબ પેટે ત્રણ લાખ રૂપીઆ આપવાનો સુરત બંદરની ત્રીજોરીપર હુકમ નીકળ્યો. શુજાઅતખાને પોતાના પુત્ર અહમદ કુલીને રસાલદાર નીમી સુરત બંદરે રૂસ્તમ અલીખાન પાસે મોકલ્યો કે જેથી તેઓ બંને સાથે મળી સિપાહીઓની ભરતી કરે અને (બીજી) તૈયારીઓ પણ કરે આ માગણી તથા શેખચલ્લીના વિચારો કે જેને લીધે તેને (ગુજરાત તરફ જવાની) રજા મળતાં વિલંબ થતો હતો તેની મુબારિઝ ઉલ્‌મુલ્કને ખબર પડતાં, તેણે અલી મહમદખાન કે જેને તે સમજુ માણસ ગણતો હતો તથા જેના સંગીન અભિપ્રાયપર તેને વિશ્વાસ હતો, તેના પર કોઇ પણ માણસને ખબર ન પડે તેવી છૂપી રીતે પોતાને હાથે પૂરેપૂરી વિગત અને તફસીલથી પત્ર લખી જણાવ્યું

(અને પૂછ્યું) કે એમણે (બંને ભાઇઓએ) જેની માગણી કરી છે તે તેઓ પાર પાડી શકશે ? તે કાર્ય તેઓ વિચાર સૃષ્ટિમાંથી બહાર કાઢી અમલમાં મૂકી શકશે ? આવું જોખમદારી ભરેલું કામ તેમનાથી બની શકશે ? કે આ બધી દમ વગરની પતરાજી ને પોતાનાં વખાણુની વાતો માત્ર છે ? એ કાગળ લેખકના પિતાએ વાંચી લેખકને આપ્યો અને એ ખાનગી વાત ખાનગીજ રાખવાનો આગ્રહ કર્યો. ઘણા ડહાપણ અને શાણપણથી બહુ વિચાર ને અંદેશો કર્યા બાદ તેમણે જવાબ લખ્યો કે જેનો મુસદ્દો આ અદના લેખકે કર્યો હતો. તેમા જણાવેલા મુદ્દાઓનો ટૂંક સાર એ છે કે એ બે ભાઈઓની શૂરવીરતા, બહાદુરી અને સિપાઇગીરી (લશ્કરી કાબેલીઅત) સંબંધે કોઇ રીતનો શક કે સંશય નથીઃ કારણ સ્વભાવેજ તેઓ શૂરવીર ને મર્દાનગીવાળા છે. પરંતુ સિપાઇ હોવું તે એક જુદી વાત છે અને સરદારી કરવી તે એક જુદી વાત છે.ગુજરાતી ને કસબાતી જે સિપાઇઓ શુજાઅતખાને ભેળા કર્યા છે તેઓ લડાઈની હારમા રણક્ષેત્રની અંદર ઉભા રહેવાની જવાબદારી લઇ શકે તેવા નથી, અને તેમણે તેવી જવાબદારી અનુભવી પણ નથી. મરાઠાઓના ભાલાની માત્ર નોક જોઇ તેઓ વગર લડાઇ કરે રણક્ષેત્રમાથી પુઠ બતાવી નાસી જશે. તેમનો સરદાર જાતે સિપાઈ હોવાથી તે તો જરૂર માર્યો જશે. રૂસ્તમઅલીખાનના લશ્કરમા આરબ જાતના તથા બીજા પ્રદેશના તથા ગુજરાતના કેટલાક શૂરવીર અને આબરૂદાર સિપાઇઓ છે, અને તેઓ પીલાજી મરાઠા જોડે કેટલીક વખત ઝપાઝપીમા પણ ઉતરેલા છે, તેથી તેમને કાઇક અંશે તેમની સાથે લડાઇ કરવાનો અનુભવ છે અને તેમની જોડે લડવાની રૂઢી તેમના હાથમા આવી ગઈ છે. ટૂંકામાં શુજાઅતખાન કે જે કડી પરગણામા જમાબંધી કરતો હતો અને પેશકશ ઉઘરાવવામા ગુંથાએલો હતો, તેણે એક યોજના રચી. સૂબાના દિવાન મોમિનખાન, મુબારેઝ ઉલ્મુલ્કના મહાલોના મુતસદ્દી અલી મહમદખાન, તથા બીજા અમલદારો ( મુનશી )ઓને લખી જણાવ્યું કે તમારી સૌની સાથે મસલત કરવી પડે એવો જરૂરી પ્રસંગ ઉભો થયો છે, માટે તમારે અત્રે આવવુ. તે ઉપરથી દીવાનનો નાયબ ઈજઝતમહમદખાન તથા બીજાઓ બોલાવ્યા મુજબ ત્યા જવા રસ્તે પડયા ને જઈ મળ્યા. શુજાઅતખાને પોતાના મનની વાત તેમને કહી સંભળાવી કે સીબંદી નોકરોનો ખરચ ઘણો છે અને તે પૂરો થતો નથી. તેમજ હામેદખાનનું દોઢદમાં પડી રહેવું, એ પોતાને એક રીતનો અંતરાય દેખાયી, એ બેઠકમાં બનેલી હકીકત લખી કાઢી તેના પર મોમિનખાન,

અલી મહમદખાન, બક્ષી ને ખબરપત્રી અમાનતદારખાન, અને સમાચારપત્રી કબીર અલીખાનની મોહોરો લગાવી, એક લેખ તૈયાર કર્યો અને બાદશાહી ત્રીજોરીમાંથી બે લાખ રૂપીઆ ઉપાડવા માટે પરવાનો (તનખો) લીધો અને ખાનોને પાછા ફરવાની રજા આપી. વદાય થતી વખતે લેખકના પિતાએ વખતને અનુસરી તથા સમયને અનુકૂળ સલાહ આપી કે જો તુરત તુરત તે કપડવણજ અને લૂણાવાડા તરફ ત્યાંની વ્યવસ્થા કરવાને બહાને જાય તો તે બહેતર થઇ પડશે. કારણ હામેદખાન પ્રસંગ ને લાગ મળવાની રાહ જોઇ બેઠો છે, પણ હજુ તે જોઇએ તેટલું લશ્કર ભેગું કરી શક્યો નથી, તેથી તે એક બાજૂ થઇ જશે. દેખીતી રીતે તેમનું માન રાખવા શુજાઅતખાને આ સલાહના સ્વીકારની આંગળી આંખ પર મૂકી નમન કર્યું, પરંતુ મનમા વિચાર કર્યો કે તેમ કરવાથી કાઇ ફાયદો થશે નહિ ને તેથી પોતાના વિશ્વાસુ માણસોને કહ્યું કે ફલાણા ફલાણાને આપણે આ સૂબામા રહીએ તે પસંદ નથી. હામેદખાનનું અહીં નજદીકમા હોવુ એ આપણે માટે બહુ સારૂ બહાનું છે, અને એમ ધારો કે એના મગજમા કાઇ ખીજો જ ઇરાદો (હુકમત લેવાનો) હોય તો મરેલાને મારવો એ કયું મોટું કામ છે?

જ્યારે માણસનો વખત અંધકારથી ભરાઇ જાય છે,
ત્યારે તે એવુજ કરે છે કે જે તેને કામ આવી શકતું નથી.

તે બીજી બાજૂ કૂચ કરી ગયો. મક્કા (એની પવિત્રતા ને એનું મહત્વ ઈશ્વર વધારે) ના શરીફનો એલચી શેખ ઈલાન આ અરસામાં થોડો પ્રસાદ તથા નાદર ભેટ સોગાતો લઈ સુરત બંદરેથી અમદાવાદ આવી પહોચ્યો અને સુલતાનોના રક્ષક (બાદશાહ) ના દરબારમા જવા રવાના થયો, તેની જોડે અલી મહમદખાને લીવી હરડે તથા આમળાના મુરબ્બા કે જે અલી મહમદખાને મુબારેઝ ઉલ્‌મુલ્કની ફરમાશથી બનાવ્યા હતા તેની બરણીઓ (કાવડો?) તેની જોડે મોકલી. સલાબત મહમદખાન બાબીને હામેદખાનના મનની છૂપી વાતની ખબર હતી તેથી આ સમયે શહેરમા રહેવું તેને પોતાને મુનાસિબ નહિ લાગવાથી પોતાના કુટુંબીઓને લઈ ગોહેલવાડ મહાલ જ્યા તેના બાપની જાગીર હતી ત્યા જઈ એક બાજૂએ બેસી ગયો.

# હામેદખાન જોડે કંથાજી મરાઠાનું મળી જવું, શુજાઅતખાન જોડે લડાઈ થવી, તેનું માર્યા જવું, સૂબાનું હામેદખાનના તાબામાં આવવું, મરાઠાને ચોથ આપવાનો કરાર થવો, તથા એ સિવાય એ અરસામાં બનેલા બીજા બનાવો

[ હામેદખાનનું શહેર બહાર નીકળવું, બનેલા બનાવની હકીકત આસફજાહને લખી જણાવવી, વરસાદની મોસમને લીધે દોહદમા મુકામ કરી રહેવું, અને (આસફજાહના તરફથી) જવાબની રાહ જોવી એ હકીકત, પૂર્વે, અદ્દભૂત કલમથી લખાઇ ગઈ છે. સૂબેદારીની ફેરફારી તથા બીજા બનાવોની ખબર જાણી, તેમજ તેના કાકા પ્રત્યે મુરવ્વત ન બતાવવા બાબતમા શુજાઅતખાનની ધૃષ્ટતા, અને ખિલાફત અને પૃથ્વીરક્ષક પાદશાહની દરબારમાથી આવી રીતે માગણી કરવાથી તેને બહાર નીકળી જવું પડ્યુ તે તથા પતિતપાવન (પાદશાહ)ની તેના પર ઇતરાજી થવાની હકીકત જાણી, આસફજાહે પાણી પહેલા પાળ બાંધવી એ દુરસ્ત ધાર્યું·] (કારણ)

ઝરણાને તેના મૂળ આગળ એક પાવડાથી અટકાવાય,

પણ જો તે ભરાઈ જાય તો પછી હાથી પણ તેને રોકી શકતો નથી,

[ તેથી તેણે કંથાજી મરાઠાને જો તે હામેદખાન જોડે દોસ્તી કરી તેને મદદ કરે તથા શુજાઅતખાનને ઉખેડી નાખે તો તેના બદલામા ગુજરાત સૂબાની ચોથ આપવાનો કરાર કરી આપવાની લાલચ ને લોભમા નાંખ્યો. તે તો દરરોજ આવોજ કોઈ બનાવ બને તેવું ઇચ્છતો હોવાથી તેણે અંતઃકરણપૂર્વક એ વાત સ્વીકારી અને તેમ કરવાનુ માથે લીધુ; અને વરસાદની મોસમ પૂરી થવાની રાહ જોતો બેઠો. પોતાના જવાબમા આસફજાહે હામેદખાનને વિગતવાર લખી જણાવ્યુ કે (શુજાઅતખાનપર) વેર લેવા તથા કંથાજી અને પીલાજીની–કે જેને સુદ્ધા આ બાબતમા પત્ર લખ્યો હતો, તેમની–મૈત્રી મેળવવા પોતે પગલા ભર્યા હતા. આ ઉપરથી તેના ઉત્સાહની રગે પણ જોર પકડ્યુ અને તેથી તે બાબતની તૈયારી કરવા પોતે મંડી ગયો, અને અમદાવાદમાના કેટલાક માણસો, જેમને એ પોતાના પક્ષના તથા શુજાઅતખાનના વિરોધીઓ ગણતો હતો તેમને, પોતાના મનની વાતથી વાકેફ કર્યાં તથા આગળવાળી રોહીલાઓના જમાદારો મીર નથુ

તથા મદમદ સલામતને પોતાની નોકરીમા દાખલ કરવા બોલાવ્યા. એ છૂપી વાત રસ્તે ગતે લેકોમા ચર્ચાવા માડી. તેને આવવાના મંત્ત થએલા સમયે કંથાજી મરાઠો મ્હોટી ફોજ લઇ દોહદ પાસે આવી પહોચ્યો અને હામેદખાન પાસે સોગંદ લેવડાવી, ચોથ બાબતનો કરાર દઢ કરાવ્યો, અને અમદાવાદ તરફ કૂચ કરવાની સલાહ આપી તેણી તરફ જવું એવુ નક્કી કરાવ્યું. મરાઠાઓનું હામેદખાન જોડે મળી જવું, અને તેમનું આ બાજૂ આવવું એ વાત સૂર્ય કરતા વધારે પ્રકાશિત અને રાત્રી કરતા વધારે ચોખ્ખી રીતે શહેરમા આવી. ઇબરાહીમ કુલીખાને વારવાર શુજાઅત-ખાનને ખબર આપી પાછા ફરવાનું લખ્યુ, અને તેણે પણ પોતાના ઇરાદાની લગામ શહેર તરફ આવવા ફેરવી. મરાઠા ફોજ સાથે હામેદખાન કપડવણજ કસબાથી વીસ કોસ દૂર આવી પહોચ્યો અને શેખ ઇલાન એલચી કે જે ત્યા હતો તેને પોતાની જોડે આવવા પાછો ફેરવ્યો અને એક પછી એક તેના અમદાવાદમાના

—રૂબરૂમા ચેરા જેવા ગરીબ

પીઠ પાછળ ફાડી ખાનાર વરૂ જેવા—

શુભચિંતકોના પત્રો કે જેમા હમણાનો સમય અનુકૂળ છે, લાગ ફાવે તેમ છે, એટલે તરત આવવુ જોઇએ, એવો મજકૂર લખેલો હતો તે, તેને મળતા હોવાથી તેની ઇચ્છાને પ્રોત્સાહક થઈ પડયા કૂચપર કૂચ કરી શહેરથી નવ કોસ દૂર આવેલા રસોડા ગામ સુધી શુજાઅતખાન આવી પહોચ્યો. બેદરકારી વાપરી જોડે જાસૂસ ન રાખેલા હોવાથી હામેદખાનની હીલચાલ તથા તે ચોકસ કઇ જગાએ છે તેની ખરી ખબર ન પડવાથી—કજા આવી પહોચે છે ત્યારે દેખતો (માણસ) આધળો થઇ જાય છે એ કહેવત મુજબ—પેશકશ ઉઘરાવવાના લોભને વશ થઇ તેણે ત્યાજ છાવણી નાખી મુકામ કર્યો

લોભ શાણા માણસની આખ પણ બધ કરી દે છે,
પક્ષી અને માછલાંને લોભ જ જાળમા સપડાવે છે.

જો ત્યા મુકામ ન કરતા શહેરમા આવતા રહેવાનો તેણે વિચાર કર્યો હોત તો સભવિત્ છે કે તે શહેરમા આવી પહોચ્યો હોત પરતુ ઇશ્વરેચ્છા કાઇ બીજાજ પ્રકારની હતી એટલે વિધિએ પોતાનુ કામ કર્યુ. પહેલા રબી માસની છવ્વીસમી તારીખ ને ગુરૂવારે જ્યારે કૂચ કરી તેણે શહેર તરફ વધવા માડયુ ત્યારે ઘણા સિપાઇઓ તથા છાવણી બજારના માણસો રાતેને

રાતેજ કૂચ કરી રવાના થઈ ગયાં, અને શુજાઅતખાન શહેરથી ચાર કોસ દૂર આવેલા મોટા મેદ્રા ગામની હદમાં આવી પહોચ્યો. શત્રુઓ પાસે આવી પહોચ્યા છે એવી લશ્કરના એક પણ માણસને ખબર ન હોવાથી પોતાના ઘર ભેગા (જલદીથી) થઇ જવાની તીવ્ર ઇચ્છાથી સિપાઈઓ તથા છાવણી બજારના માણસોની ટોળીઓ ને ટૂકડીઓ, ઝટ ઘેર પહોચી જવાની હરીફાઇમાં, દાણો મળવાની આશાએ સાજરે ઘેર ફરતા જાનવરોના કરતાં પણ, ઝડપમા ચઢી ગઇ, લશ્કર અને છાવણીના જાપતાનું સૂત્ર તૂટી ગયું; અને અવ્યવસ્થા થઇ ગઈ અને જેને જે ગમે તે રસ્તે તેણે ચાલવા માંડયું; એટલામાં મરાઠાઓના ઝડપી ઘોડેસ્વારની એક ટૂકડી જેને હુલ (બ્હીક લાગે તેવા) સવાર કહે છે તેણે દેખા દીધી અને લશ્કરના પાછલા ભાગપર તૂટી પડી. આટલું બનવાની સાથેજ એ માણસો એકાએક ગભરાઇ ગયા અને બ્હીકના માર્યા, પવન ને વીજળી પાસથી ત્વરિત ગતિ ઉછીની લઇ ઘણી ઝડપથી —કારણ હવે બ્હીકના માર્યા તેઓ નાસતા હતા તેથી—નાસવા મંડયા કે જેથી ગમે તે રીતે તેઓ શહેર ભેગા થઇ જાય. લશ્કરમાના ઘણા બેદીલ માણસો અને કસબાતીઓ પણ તેમની જોડે પોતાના ઘોડા દપટાવી નીકળી નાઠા અને મરાઠા સવારોએ લશ્કરના મધ્ય ભાગપર તૂટી પડી લૂંટફાટનો હાથ લંબાવ્યો. શુજાઅતખાને પોતાનું લશ્કર વ્યવસ્થિત કરવાની ઘણીએ મહેનત કરી, પરતુ કાટાળા ઝાડની ઝાડીને લીધે તેમજ પરતાલ (તાડના ઝાડ) વચમા (પડદા માફક) આવી જવાને લીધે અને છાવણી બજારના માણસો (વેપારીઓ)ની મોટી મેદનીને લીધે તેમ થઇ શકયુ નહિ, અને જેમ બને તેમ જલદી એ ભયાનક અને દિલતોડ રણક્ષેત્રમાથી નીકળી ન્હાસી પોતાનુ સિર કેમ સલામત રાખવું, તેનો વિચાર દરેક જણે કરવા માંડયો, અને એવે વખતે સરદારની નજર બહાર રહેવું એમાજ ફાયદો સમજી લાબો વખત સુધી અદશ્ય રહેવાનું પસંદ કર્યું. થોડા સાથીઓ કે જે તેની જોડે રહી ગયા હતા તેમને લઇ શુજાઅતખાન એક બાજૂએ ઉભો હતો, એટલે લાગ જોઇ પોતાની સાથમા આવેલી ફોજને લઇ લોખંડમાં ગરક થઇ ગએલો હોય એવો, બખ્તર પહેરેલો, હામેદખાન એક હાથી જેના પર લોખંડની અંબાડી હતી તેના પર બેસી, તેની સામે થઇ ગયો અને અણધારી બલા તથા આકાશમાથી ઉતરતી બળવાન વિધિની ઝડપથી સામે આવી ઉભો.

મજલૂતીના ઢોલનો એવો અવાજ નીકળ્યો,
કે જે અવાજથી આકાશના મગજમાથી હોશ ઉડી ગયા.

ડાબી ને જમણી બાજુથી યમ (ના દૂત) આવી પહોચ્યા,
આફત, આસમાન પરથી જમીનપર ઉતરી આવી,
સુભાગ્યની ધણી રહેનારો સાન્જમા બદનાઇ ગઈ,
ધણાઓની રોજીનો દીનમ (તેજ દીવસે) પૂરો થયો

[હાથીપર બેઠા બેઠા બને મરનારોએ લડવા માંડયુ શુજાઅતખાનના હાથીએ હુમલો કર્યો એટલે હામેદખાને પોતાની સવારીના હાથીને આગળ ચલાવ્યો શુજાઅતખાન (મારું) એમ જાતમો પહેરી અમાડીમા બેઠો હતો, તેની જોડે તેનો નાનો છોકરો હતો બના પણ વીર્ય ને હિંમત તેના જાતી સ્વભાવમા ખમીરરૂપે રહેના (ઓતપ્રોત થઈ ગએના) હતા તેથી પોતાના હાથીને તેના હાથીને સામે આણ્યો અને બંને બાજૂએ ગોળીબાર રવાનું તથા તીરના સદેશા મોકલવાનું જારી થયુ શુજાઅતખાનનો છોકરો હુસેન કુલી કે જે ત્રણહજાર બહાદુર સવાર તથા નવરંગ મીયાણો, નાગત લોદી, મસ્તી લોદી, સૈયદ ફૈયાઝખાન અને શેગનીખાન, જેવા પ્રખ્યાત જમાદારો તથા મશહૂર પ્યાદા અને બહાદુર સિપાઇઓની ટૂકડી સાથે લશ્કરને મોખરે રહેવા નીમાયો હતો તેણે પોતાના હાથીપરથી જોયુ કે હામેદખાન તેના બાપની સામે આવે છે તેથી તેણે પોતાના સાથીઓમાથી જેટના બાકી રહ્યા હતા, તેમને તે તરફ દોડી જઈ હુમલો કરવા આગ્રહ કર્યો તેણે ઘણુંએ કહ્યુ પણ તે તેમણે માન્યુ જ નહિ અને તેમાથી કોઇને પણ પ્રભુએ સારી પ્રેરણા કરી નહિ તેથી ન છૂટકે પોતે એકલો (તે તરફ) પાછો ફર્યો, પરંતુ તે એવે વખતે આવી પહોચ્યો કે જ્યારે બાજી હાથમાથી જતી રહી હતી શુજાઅતખાને છોડેના તીર જો કે ત્યા સુધી પહોચતા ખરા પરંતુ અંબાડીના થાભના વચમા આવવાથી કારગત થઇ પડતા નહિ અને એનુ પોતાનુ આવી બન્યુ હતું એટલે હામેદખાનના થોડાએક તીર પણ યમના દૂતની માફક એક પછી એક શુજાઅતખાનપર કામ કરતાં ગયા] એની જોડે જેઓ રહ્યા હતા તેમાના થોડા આ લડાઇમા મરાયા અને થોડા ઘવાયા અને ઘણા કે જેઓ બચી ગયા હતા તેઓ વેરણખેરણ થઇ જઇ મરાઠાઓના હાથમા કેદ પકડાયા

આસમાની (ગગના) આમશના એક ચકરાવા જેટલી મુદતમા
[ન તો છાવણી ઠેકાણે રહી, કે ન તો કોઇ સિપાઇ.]

[હામેદખાનના લશ્કરે શુજાઅતખાનના હાથીને ઘેરી લીધો અને (મોટા નાના) ભાલાથી વીંધી નાખી તેને પૂરો કર્યો] દીવસના ત્રણ કલાક બાકી હતા ને શરીફના એતવ્વા જોડે અલીમહમદખાને મુબારેઝ-ઉલ-મુલ્ક માટે

આમળાંનો જે મુરબ્બો મોકલ્યો હતો તેની કાવડ લઇ (કહાર લોકો) કાવડીઆઓ આ ઉડાઉડમાં લાગ મળતા શહેરમાં પાછા ફર્યા, અને જે બન્યું હતું તેના સમાચાર કહ્યા. ઓ હામેદખાન આવે છે, ઓ મરાઠાઓ આવે છે, એ અફવાઓ સાંભળી ઈબ્રાહીમ કુલીખાન સિપાઇઓની ચોકસી રાખી શહેરનો બચાવ કરવા માટે કારંજા બજારની ઇમારતમાં બે દીવસ થયા બેસી રહ્યો હતો અને જેને આ બનાવ બનવા વિશે ખબર હતી નહિ તેને તેમણે તે બાબત જાહેર કરી. ખૂનામરકી, લૂંટફાટ કરી શુજાઅતખાનનાં કુટુંબીઓ તથા તેના છોકરાઓ, હુસેન કુલી અને મુસ્તફા કુલીને કેદ પકડી, સાંજને સમે મરાઠાઓના લશ્કરને લઈ હામેદખાને શાહીબાગમા પડાવ નાખ્યો, અને રાતના બેએક કલાક વીત્યા બાદ શુજાઅતખાનનું માથું સફદરખાન બાબીપર મોકલ્યું, જે તેણે ઈબ્રાહીમ કુલીખાનને પહોચાડયુ.

બહેરામ ગોર પોતાના મન સાથે આમ બોલ્યો,

કે જે રાત્રે કબરમા સુવાનુ (નિર્માણ) હોય તે રાત્રે ઘેર સુવાય નહિ.

તેને તેજ વખતે અલીમહમદખાને આ બનાવની હકીકત મુબારેઝ ઉલ્-મુ'કને લખી જણાવી અને ઝડપી કાસદો જોડે કાગળ રવાના કર્યો, અને દીર્ઘદૃષ્ટિ પહોચાડી શુ બનશે તે બાબત પોતાના અનુમાન જે પહેલેથીજ પોતે લખી જણાવ્યા હતા તે મુજબજ બનાવ બન્યો અને પોતાના સુખન સાચા પડયા એમ જણાવ્યુ. અલીમહમદખાન તથા સફદરખાન બંને સાથે ઇબરાહીમ કુલીખાન પાસે ગયા, અને કહ્યુ કે બાજી હવે હાથથી ગઇ છે અને તદબીરનુ મ્હોરૂ માત થઇ ગયુ છે (મોતના ખાનામા ઘેરાઈ ગયુ છે), એટલે હવે કારજામા બેસી રહેવુ અને બખેડો ઉઠાવવો તેથી કાઇ ફાયદો થવાનો નથી; કારણુ જે લોકો હજુ સુધી તારી સાથે રહ્યા છે તે એન વખતે કામ નહી લાગે. આ અંધારી રાતના પડદાનો લાભ લઇ પોતાના કુટુંબીઓ અને લાગતા વળગતાને સાથે લઈ ખંભાત તરફ ચાલ્યા જઇ ત્યાથી તેનાથી સુરત બંદરે જઈ શકાશે અને ત્યા રૂસ્તમ અલીખાનને મળી વખતનો વિચાર કરી જે કરવાનુ ઠીક લાગે તે કરી શકાશે. પરંતુ સ્વમાન અને બહાદુરીની લાગણીઓ એનો પાલવ પકડી બેઠી તેથી એવી શરમ પોતાને લગાડાવવા એ તૈયાર નહતો. તેણે કહ્યું કે જો કે હામેદખાનને શહેરમાં દાખલ થતો અટકાવવાની શક્તિ તો મારામા નથી છતા હું ગમે તેટલો એકલો પડી જઇશ તો પણ જે ઇશ્વરે ધાર્યું હશે ને બનવાનું હશે તે તો અહિં જ બનશે.

આવા જીવન કરતાં મૃત્યુ બહેતર
કે જે જીવનને લીધે મારા ગાલ પર (શરમના) શેરડા પડે.

છેવટે તેમના ઘણા આગ્રહથી તે જગા છોડી પોતે શુજાઅતખાનને મકાને ગયો. બીજે દહાડે સવારે જ્યારે સૂર્યે ઉષાનું લોહીથી ખરડાએલું પહેરણ ફાડી પોતાનું મસ્તક બહાર કાઢયું ત્યારે સફદરખાન બાબી અને બીજા મુનશીઓ (અમલદારો) હામેદખાન પાસે જઇ તેને મળ્યા. મરાઠાઓનું લશ્કર કીડી અને તીડની માફક આમતેમ વેરાઇ ગયું અને ગામડાંઓ તથા પરાંઓમાં લૂંટફાટ ને નાશનો જુલમગાર હાથ લંબાવી એવી એવી જગાઓએ જઈ પહોંચ્યું કે જ્યાં કોઈએ હજુ સુધી મરાઠાનું નામ સરખું પણ સાંભળ્યું નહતું. તે જ દીવસથી આ સૂબો જમાનાના તડકા છાયડાની લાતો ખાઈ ખાઈ એવો ચગદાઇ ગયો છે, કે આજે તે બિલકુલ જ મરાઠાઓ કબજામાં આવી ગયો છે. ટૂંકામાં પોતાને માથેથી બટ્ટો દૂર કરવા એક યુક્તિ રચી હામેદખાને પૃથ્વીપતિની કચેરીમાં રહેતા વકીલને લખી જણાવ્યુ કે આ વખતે શુજાઅતખાન કે જે શહેર કબજે લેવાને ઇરાદે આવતો હતો તે પાડોશમાંજ કંથાજી મરાઠાને હાથે માર્યો ગયો છે ને તેનું લશ્કર નાશ પામ્યુ છે. બાદશાહનો સેવક એ જિલ્લામાં પાસે જ હતો તેને એ વાતની ખબર પડતાં જ જેમ બને તેમ જલદી ત્યાં જઇ પહોંચી તેણે શહેર બચાવી લીધુ અને પાદશાહ હજરત ને સુભાગ્યે મરાઠાઓ તરફથી કાઇ પણ નુકસાન ન પહોંચતા સૂબો સલામત રહ્યો છે. સંજોગવશાત્ બીજાના કાગળો એ વકીલને પહોંચે તે પહેલાં એનો કાગળ તેને મળ્યો, એટલે તરત ને તરત તેણે તે હકીકત હજૂરથી પાસે નિવેદન કરી. તેથી તેનાં વખાણ થયા ને તેને શાબાસી આપવામાં આવી, અને પોશાક તથા મોતીનાં કાનનાં કુંડળ ભેટ આપી તેને સન્માનિત કરવામાં આવ્યો. એ દીવસ બાદ જ્યારે તે બનાવની ખરી કેફીઅત ખબરપત્રીઓ તરફથી પ્રસિદ્ધીમા આવી ત્યારે તે બાબતમાં કાંઈ પણ શક રહ્યો નહિ. પ્રભુના પડછાયા રૂપ પાદશાહે મુબારેઝ–ઉલ્–મુલ્ક પાસે એ બાબતનો ખુલાસો માગતાં તેણે અરજ કરી કે હજૂરશ્રીનો સેવક તો તેને લાંબા વખતથીજ માર્યો ગએલો અને મુએલો ગણાતો હતો. અને (તેમ કહી) અલીમહમદખાનના આગલા ને પાછલા પત્રો હતા તેવા હજૂરશ્રી પાસે રજૂ કર્યા. ટૂંકામાં બીજે દીવસે ઈબરાહીમ કુલીખાનને લઈને સફદરખાન હામેદખાન પાસે ગયો અને તેની મુલાકાત કરાવી. તેણે વખત વિચારી જઇ

દાભક શબ્દો તથા કપટી સુખનો વાપરી તેને દિલાસો તથા આશ્વાસન આપી વદાય કર્યો. બીજા રબી મહીનાની પહેલી તારીખે હામેદખાન પૂર દારૂમાદ સાથે મગરા સૈન્યને જોડે લઇ ભદ્રના કિલ્લામા દાખલ થયો. સુબાનો દીવાન મોમિનખાન તથા આગલો દિવાન ફિદવીખાન્ કે જેણે અમદાવાદને વતન બનાવવું પસંદ કરી ત્યા રહેઠાણ રાખ્યું હતું, તેમજ શહેરના હિંદુ ને મુસલમાન મુખ્ય મુખ્ય માણસો મને દમને જઇ તેને મળ્યા, તથા શહેરના સઘળા મહાલો તથા મહીને આ કાઠે આવેલા પરગણાની ચોથ તથા સરદેશમુખી કંથાજીને આપવાનો કરાર થયો. વગર અટકાવ અને દહેશતે દક્ષણીઓના લશ્કરી માણસો, ટોળી અને ટુકડીબંધ શહેરમા પેસી જઈ ગલીએ ગલીએ ને બજારે બજારે દમ મારતા અને નિશ્ચિંતતાથી ખરીદીઓ કરવા અને માલ વેચવા ફરતા થઈ ગયા, તથા બહારથી તથા શુજાઅતખાનના લશ્કરને લૂટી જે આણ્યું હતુ તે વેચવા કાઢ્યુ, તે એટલે સુધી કે શેખ અહમદ ખટ્ટુ (ઈશ્વર તેની ગોરને પવિત્ર રાખે)ની દરગાહમાથી તેમની કબર પરનો ગલેફ, તથા શામીયાનો, ફાનસ અને પીત્તળની જાળી કે જે એ તકીયાની આસપાસ ઉભી કરવામા આવી હતી તે ખોદી કાઢી વેચી માર્યા. થોડા વખત બાદ કંથાજીએ ઠેકાણે ઠેકાણે ચોથ ઉઘરાવવા પોતાના માણસો મોકલ્યા અને પોતે લુટફાટ કરવા અને ખડણી ઉઘરાવવા વીરમગામ તરફ ગયો, અને તેને ઘેરો ઘાલ્યો. કસબાતીઓ તથા ત્યાના વતનીઓ પાસે એવા કિલ્લા કે બચાવના સ્થાનો ન હતા કે જેના પર આધાર રાખી તેઓ તેની સામે થઈ તેને હરાવી શકે, તેથી તેઓ ઉદેકરણ દેસાઈની સલાહ મુજબ તેની પાસે આશ્રય માગતા આવ્યા, અને "માલ અમાની" જેને દક્ષણીઓની ભાષામા ખડણી કહે છે તે તરીકે રૂપીઆ ત્રણ લાખ પચાસ હજાર આપવાનુ નકી કર્યું. થોડાજ વખતમા તેણે ક્રૂર ને કઠોર હૃદયના ઉઘરાનદારો અને તહેસીલદારોને મોકલી એ રકમ વસુલ કરી લીધી અને પછી બીજી તરફ રવાના થયો. દીર્ઘદૃષ્ટિ પહોંચાડી દેસાઈએ ખંડણીની રકમ વસુલ કરતી વખતે ભેગાભેગી ગામ ફરતો કોટ ઉભો કરી શકાય એટલી કાંઇક વધારે રકમ વસુલ કરી લીધી અને ટુંક મુદતમા એક મજબૂત કિલ્લો ઉભો કરી દીધો. બદખોરીના ખુલ્લા શબ્દો ઉચ્ચારી હામેદખાને જાહેર રીતે બળવાનુ તથા શત્રુતાનુ ઢોલ પીટ્યુ અને બાદશાહ તરફથી નીમાએલા મુતસદ્દીઓ તથા તાલુકદારોને બરતરફ કરી, ન્હાના મોટા પરગણા ને મહાલો દરોબસ્ત જપ્ત કરી પોતાના નોકરોને હવાલે કરી દીધા, અને વારવાર સુબાના શિરસ્તાના ચોપડાઓ (દફતરો)

બાદશાહી દફતરખાના (કચેરી)માંથી, સૂબાના દીવાન પાસેથી મગાવી લઈ ખાલસા, પાયબાકી તથા જાગીરો કબજે કરી લીધી આમ થયા બાદ સૂબાના મહાલો પાછા બાદશાહી અધિકાર નીચે આવ્યા નથી, અને નાઝિમને પોતાની સત્તા નીચે રાખી મૂક્યા છે

## ઇબરાહીમ કુલીખાનનું મરાવું



શુજાઅતખાન, રૂસ્તમઅલીખાન, ઈબરાહીમ કુલીખાન, તેમના સગા સબંધીઓ તથા કારભારીઓની મિનકત લઇ સેનાની તદબીરમાં હામેદખાન હોવાથી, તેણે આગા હાદી કે જે એ ખાનોનો વિશ્વાસુ માણસ હતો અને જેનાપર તેમનો મદાર હતો તેને બોલાવી કેદ કર્યો અને ઈબરાહીમ કુલીખાનને કેદ પકડવાનું પોતાના મન સાથે નક્કી કર્યું આ દુષ્ટ ઇરાદાની તેને ખબર પડવાથી તે વિચારસાગરમાં ડુબી ગયો, અને સ્વમાન-પોતાની આબરૂ-જાળવવા પોતાનો જાન આપવો એ સિવાય બીજો રસ્તો તેને દેખાયો નહિ તેથી પોતાના કેટલાક વિશ્વાસુ નોકરો સાથે પોતે જાન આપવા દૃઢ નિશ્ચય કર્યો છે, એવા પરસ્પર સોગદ લીધા, અને હામેદખાનની મુલાકાત લેવાનું બહાનું કાઢી એવો ઠરાવ કર્યો કે, મળતા જ તેને પૂરો કરવો (તેમ કરતા)જો પોતે જીવતો રહ્યો તો તો પોતાની મુરાદ મુજબ જ થયું સમજવું, ને જો જીવતો ન રહ્યો તો કાંઈ નહિ આબરૂ ભેર માથું આપ્યું કહેવાશે

હવે જોવાનું રહ્યું છે કે ઉંચુ આસમાન
પોતાની વાકી જાળમાં કોની ગરદન સપડાવે છે

એવું સાંભળવામાં આવ્યું છે કે (આ કામમાં) મહમદઅલી નામનો જમાદાર કે જે હામેદખાનનો સાથી હોઇ તેના તરફથી મધ્યસ્થ તરીકે કામ કરતો હતો તેને પણ (પોતાની સાથે) સમત બનાવ્યો હતો ટૂંકમાં જે ઇરાદો પોતાની મનરૂપી પાટીપર ઇબરાહીમ કુલીખાને ચીતર્યો હતો તેને અનુસરી બીજી રબી માસની ચોથી તારીખ ને ગુરૂવારે દીવસનો આશરે એક પહોર વિત્યા બાદ, પોતે બહાર પડી જે થોડા મિત્રોએ તેની જોડે સોગદ લીધા હતા તેમને લઈ ઘોડેસ્વાર થઈ કિલ્લા તરફ ગયો નાઝિમને રહેવાના

મકાનના બાગના દરવાજાની પાસે પહોચતાં, આટલાં બધાં સંખ્યાબંધ માણસો કે જેમની બાંહ્યમાંથી લોહીની વાસ આવતી હતી અને જેમના ચ્હેરાપરથી પણ કાંઈક જુદીજ વાત સમજાતી હતી,તેમને જોઈ ત્યાંના ચોબદારો અને દરવાનો (પહેરેગીરો)એ આગળ જતા અટકાવ્યાં. પણ તેમણે તે અટકાવને ગણકાર્યો નહિ અને બાગમા પેઠા. હલકાં માણસોનો સ્વભાવ કુતરા જેવો હોય છે તેથી તેઓએ ટોળે મળી તેમને અટકાવવાના ઇરાદાથી બેશરમ રીતે વર્ત્તવા અને મ્હોડામાંથી ગમે તેમ એલફેલ બોલવા માંડયું. તથા શેખી (ધૃષ્ટતા) કરવા માંડી. ઇબ્રાહીમખાન કે જે આ બધું (કેટલીક વખત) સાંખી રહ્યો હતો. તેનાથી પણ આ વર્ત્તણુક સાખી શકાઇ નહિ. તેની ધીરજ ખૂટી ગઈ, અને તેના હાથમા બગ્છી (નાની તલવાર) હતી તે તેમનામાંના એક પર વાપરી તેને ઘાયલ કર્યો. તેના સાથીઓએ પણ તલવાર ખેચી દીવાનખાનાના (ઓરડા) મકાન તરફ મ્હોડું ફેરવી ઝટ દોડવા માંડયુ; શોરબકોર વધી ગયો. હવે વિધિને તેમની યોજના ઉધીજ વાળવી હતી તેથી અકસ્માત બન્યુ એવું કે હામેદખાન પોતાના ખાનગી ઓરડામા બેઠો હતો અને બહાર (દીવાનખાનામા) આવ્યો નહતો; અને ત્હેના બ્હાર આવવાની વાટ જોતી જે મંડળી (દીવાનખાનામા) બેઠી હતી તે આ મામલો જોઈ ગભરાઈ જઈ એક બાજુ થઇ ગઇ (જતી રહી). એની પાસે ખાનગીમા પણ જવાની જેમને રજા હતી તેવા કેટલાક ખાસ માણસોએ વિચાર કર્યો કે પોતે હામેદખાન પાસે જવું અને તેથી શેકાતી રાઈના દાણા માફક પોતાની જગાએથી ઉછળી તે તરફ ગયા. હામેદખાન બહાર આવ્યો નહતો તેની ઇબ્રાહીમ કુલીખાનને ખબર થતા હમામ જોડેના તેના ખાનગી ઓરડા આગળ પોતે જઈ પહોચ્યો, તો ત્યા તેને આસફજાહના મહાવોના મુતસદ્દી રાય નાં (?નં)દા, ધોળકાના આમિલ ભારમલ, દીવાન ગીરધરલાલ અને ઝાબુવા જમીનદારનો પત્યા નામનો કારભારી કે જે મરાઠાઓ જોડે આવ્યો હતો, તેમના ભેટો થયો. પત્યો માર્યો ગયો ને રાય નાં (?નં)દા, તથા ભારામલ જખમી થયા. બાદ પોતે ખાનગી ઓરડામાં પેઠો. હવે તેને ખાતર પોતાનો જાન આપી દેવાનું, તેને બહાદુરીથી સહાય કરવાનું. અને પોતાનો જીવ પણ જાય તો તે જવા દેવાનું પસંદ કરી જે થોડાં માણસો તેની સાથે આવ્યા હતાં તેમણે આ અરસામા પોતાની આંખ સામું મૃત્યુ આવી ઉભેલું જોઇ તેમાંના દરેકે જણે બહાર ન્હાસી જઈ, પોતાનું સિર સલામત રાખવાની ફિકરમાં પડી, વેરણ ખેરણ થઇ જવા માડયું. કેટલાક સાબરમતીપર પડતી બગીચાની બારી વાટે અને બીજાઓ જે

રસ્તો જડયો તે રસ્તે નાસી છુટયા. ઈબિરાહીમ કુલીખાને એકલા એકલા પણ હિંમત અને મર્દાનગીથી તેના ખાનગી ઓરડા સુધી બહાદુરીનો પગ લંબાવ્યો, અને ગર્જતા સિંહ અને ભયાનક કેસરી માફક અંદર દાખલ થયો, પણ હામેદખાનને તેણે ત્યાં જોયો નહિ, કારણ કે આ રમખાણની ખબર થતા બીજે રસ્તે બહાર નીકળી જઈ, પોતાના માણસોને જે બનાવ બન્યો હતો તે વિશે ખબર આપી, તેને કાતો કતલ કરવા યા તો કેદ પકડવા તેણે હુકમ કરી દીધો હતો. વખતે તે રણવાસમા હશે એમ ધારી ઘરના અંદરના ભાગ (જનાના)મા પોતે ગયો, અને તેને ઘણો પણ શોધ્યો, પણ તે જડયો નહિ, તેથી ન છુટકે પોતે બહાર આવવાનો વિચાર કર્યો. આ અરસામા ચારે તરફથી માણસો આવી લાગ્યાં, અને તીરના ઘાથી, બંદૂકની ગોળીઓથી અને તલવારના ઝટકાથી એ શૂરવીર ઉગતા જુવાનને નીચે નાખી દીધો. આ મારામારીમા હામેદખાનના સાથી મહમદઅલી જમાદાર તથા ફરીદ અફગાન જમાદાર કે જે સાબરમતીને પેલે પાર રહેતો હતો, અને જે હમેશા હામેદખાન પ્રત્યે સમભાવની વાતો કરતા હતા, તેઓ ઈબિરાહીમ કુલીખાન જોડે મળી ગયા છે એવા વહેમને લીધે, તેમને પણ મારી નાખવામા આવ્યા. હથીઆર અને કપડા (લઇ લેવા)ના લોભથી પુરબીઆ સૈનિકોએ જાણીતા કે અજાણ્યા જે હાથમા આવે તેમને દયાહીન તલવારને ઝાટકે ઉગડવા માડયા. ભદ્રના દરવાજા બંધ કરવામા આવ્યા, કે જેથી કોઈની મકદૂર નહિ કે અંદર જઈ યા બહાર આવી શકે, અને પછી ઈબિરાહીમ કુલીખાનના સાથીઓને શોધવા માડયા. અકસ્માત્ એવું બન્યું કે આ બનાવ બનવા પૂર્વે થોડા દીવસ અગાઉ લેખકના પિતાને બોલાવવાથી કિલ્લામા જવાનુ થયુ હતુ, પણ તે દીવસે હામેદખાનની મુલાકાત થઇ શકી નહતી હવે વખતને માન આપી કિલ્લામાં પોતે આવવા જવાનું જારી રાખવું જોઇએ, એવા વિચારથી આજ દીવસે તેમને ઈબિરાહીમ કુલીખાનના ઈરાદાની ખબર ન હોવાથી, પોતે ત્યા જઈ હામેદખાનના બહાર આવવાની વાટ જોઇ બેઠા હતા, એટલામા એકાએક રમખાણ જાગ્યુ. એમની જોડે વળી મહેરઅલીખાનનો પુત્ર અશરફ અલીખાન કે જે ઇડરના ફોજદાર આકિલખાનની મારફત મુલાકાત કરવા આવ્યો હતો, તેનુ કામ પણ એમની માફક પરિપૂર્ણ થયુ નહિ! ઇશ્વર ન કરે ને હમને પણ ભૂલથી ઈબિરાહીમ કુલીખાનના સોબતી ગણી નકામા હેરાન (તબાહ) કરે એવી બ્હીકથી જ્યારે જનાના દરવાજા તરફ ઝપાઝપી ચાલવા માંડી ત્યારે (લેખક)ના પિતાએ અશરફ અલીખાનને સાથે લઇ તોશાખાનામા આશરો લીધો, કારણ એ

તોશાખાનાના ઉપરિ ખાજેસરા મોહરમ જોડે તેમને સહેજસ્હાજ ઓળખાણ હતું. ત્યા થોડીવાર રોકાઈ જ્યારે આણી તરફ બધું ખાલી થઈ ગએલું દેખાયું ત્યારે એ આફતમાથી છૂટવા અને પોતાના ઘોડાઓ પાસે જવા તેઓ નીકળી પડયા. બાગના દરવાજા પાસે જે જગાએ પોતાના ઘોડા ઉભા રાખ્યા હતા ત્યા જઇ જોયું તો ઘોડા ન મળે, કારણ રમખાણ શરૂ થતાજ ઘોડાવાળા ઘોડાને ઘેર લઇ ગયા હતા અને જોડે આવેલા (તેમના) નોકરો (રસાલો) પણ રફેદફે થઇ ગયા હતા. તેથી ન છૂટકે પગપાળા જવાનો વિચાર કરી તેઓએ કચેરીના દરવાજા તરફ ચાલવા માડયુ, એટલામા સામેથી પુરબીઆ સૈનિકોમાથી પાચ છ જણાઓ તલવાર ખેંચી (તેમના પર) હુમલો કરવા ધસી આવ્યા. એમાનો એક જણ તેમને કાઈક ઓળખતો હતો તેથી તેણે તેમને ઓળખી કાઢી પાછળથી (દોડી) આવી પુરબીઆઓને અટકાવવા પોતાનો હાથ બતાવી તેમને (તલવાર મારતા) અટકાવ્યા. છતા પણ માથાના તાલકા પર સ્હેજ જખમ થયો, ને એટલેથીજ અટકયુ (બચી ગયા), અને તે તેમને ખાનના તોશાખાના પાસે પાછો પહોચાડી આવ્યો. ત્યા અરસામા ક્રોધાયમાન થએલો હામેદખાન બહાર આવ્યો, અને તેણે હુકમ કર્યો તે મુજબ ઈબ્રાહીમ કુલીખાન તથા બીજા માર્યા ગએલા માણસોની લાશોને ઘમડી જઈ કોટવાળી ચબૂતરા પાસે ફેકવામા આવી, અને તેણે એક ઘર બાધવા માટે પાયો નાખ્યો હતો તેની પાસે રાત્રે તેની રજાથી દાટવામા આવી. તેના જે જે માણસો ખુણેખાચરે ભરાઇ રહ્યા હોય તેમને પકડી કેદ કરવા તેણે હુકમ કાઢયો, જેથી અબદુલગફફારખાન કે જે કોટવાળના ઓહ્દા પર નીમાઇ એની સાથે આવ્યો હતો અને જે જ્યારે તે (હામેદખાન) બહાર નીકળી ગયો ત્યારે તેની વિરુદ્ધ થઇ જઈ પાછળ રહી ગયો હતો તેને અને ખુશાલચદ શેઠને પણ માણસો પકડી લાવ્યા, પણ તેમને તો પોતે છોડી દીધા. આકેલખાન કે જે અશરફ અલીખાનને લાવ્યો હતો તેને તે પોતાની જોડે લઈ ગયો, તેથી લેખકના પિતા એકલા પડી ગયા. એટલામા ઉબયદખાન આવી પહોચ્યો અને ભદ્રમા પોતાનુ ઘર હતું ત્યા પોતાની સાથે તેમને લઇ જવા ચાલી નીકળ્યો. નગારખાનાની પડોશમા પહોચતા તેની જોડે કોઇ અજાણ્યા માણસને જોઈ પુરબીઆઓ કાગડાઓના ટોળા માફક, ચારે તરફથી તેમના પર તૂટી પડયા. જો કે ઉબયદખાનને તેઓ પોતાના હતા અને તેને બરાબર રીતે ઓળખી પણ કાઢયો હતો છતાં તેથી કાઈ લાભ થયો નહિ. એટલામા તેમનો સરદાર (હઝારી) આવી પહોચ્યો અને તેણે સૌને વાર્યા. પણ એ રમખાણમા

ઉબયદખાનની પાવડી ગુમ થઈ ગઈ. દીવસ પૂરો થવાને લગભગ બે કલાક બાકી રહ્યા ત્યારે તેઓ ખેરીયત (સલામતી)થી તેને મકાને પહોચી ગયા, અને લેખક કે જેને આ બાબતની કાંઈ ખબર ન હોવાથી ફિકર કર્યાં કરતો હતો તેની ચિંતા દૂર કરવા ત્યાથી ઉબયદખાનના એક નોકરને નદીપર પડતી બારીને રસ્તે મોકલ્યો, અને રાતના ચાર કલાક વીત્યા બાદ પોતે પણ ઘેર આવ્યા ટૂકામા જેને સાચેસાચો કયામતનો દહાડો કહી શકાય તેવી જાતની એક આશ્ચર્યકારક ઉથલપાથલ ને ગેરવ્યવસ્થા સવારથી સાંજ સુધી ચાલુ રહી બીજે દીવસે માણસો મોકલી હામેદખાને શુજાઅતખાન તથા ઈબરાહીમ કુલીખાનના ઘરની, ઝવેરાળી ને નિર્જીવ, (જંગમ ને સ્થાવર) મિલકત જપ્ત કરી લીધી, અને તેમના સગાસબંધી અને નોકરોમાથી જે હાથ આવ્યા, તેમને પકડી કેદ લીધા તથા ખજાનામાં જે રોકડ નાણું અને શાહી કારખાના (વણાટશાળાઓ*)મા જે મૂલ્યવાન ચીજો ને કાપડ મળ્યા તે કબજે કરી લીધા શહેરમા રહેતી દરેક જાત અને ધંધાદારી વર્ગ—શું નાણાવટી કે શું વેપારી કે શું કારીગર, તેના—પર કર, કે જે ગુજરાતમા "વેરો" એ નામે મશહૂર છે તે—તરીકે અમુક રકમ નાખી કર ને કઠોર હૃદયના ઉઘરાતદારો નીમી તેમને સપૂર્ણ તાકીદ આપી તે રકમ વસૂલ કરી લીધી લેખક આ પ્રાતમા આવ્યો તેની શરૂઆતથી અત્યાર સુધી તેણે "વેરો" એ શબ્દ કદી સાભળ્યો નહિ, પણ હવે તો વારવાર નાઝમો દર સાલ આ દુષ્ટ રીતિના નામ હેઠળ કોઇ વખત વેપારની વસ્તુઓના વેચાણને બહાને (વેપારીઓ પાસથી), તો કોઇ વખત દરેક કોમ પાસથી, તો કોઇ વખત વસ્તી ગણત્રીને બહાને, તો કોઇ વખત ઘર ગણત્રીને બહાને, ઘણા નાણા ઉઘરાવતા જ રહે છે અને દેશ બિલકુલ તારાજ અને (આફતોથી) પાયમાલ થઇ ગયો છે

આજે ત્હે જોયું તે તો થોડું છે

પૂરેપૂરૂ કામ તો હજુ વિધિના હાથમા છે

કદાચ તે કૃપાવત દયાસાગરની દયા (પ્રસ્તુત) સમયને મહાય કરે તો આ આગળી પાછળી નવી રૂઢીઓ નાબૂદ અને અદ્રશ્ય થઇ જાય અને ઇશ્વરે સરજેલા લોકો સુખી થાય તથાસ્તુ (આમીન), હે જગદીશ !

---

** The Imperial workshops, the towns of Lahore, × × × Ahmedabad turn out many masterpieces of workmanship" Blochmann's Ain-e-Akbari Vol. I p 88

## રૂસ્તમ અલીખાનને પોતાના ભાઈઓ માર્યા જવાની ખબર પડવી, તેનું અમદાવાદ તરફ આવવું, હામેદખાનનું તેની સામે થવા બહાર પડવું, તેમની વચ્ચે લડાઈ થવી અને રૂસ્તમ-અલીખાનનો જાન જવો



રૂસ્તમ અલીખાન કે જે સુરત બંદરના મુતમદી તથા વડોદરા અને પેટલાદના ફોજદારના ઓદ્દા પર હતો અને જે, આ અરસામા પીલાજી કે જે પોતાનાં સત્તા અને જોર વધારી દઈ (તે) જિલ્લામા બંડ ને બળવાની ધુળ ઉરાડી રહ્યો હતો, તેની પૂઠ પકડવામા રોકાયો હતો, તેને ઉપલા બનાવની સવિસ્તર અને તફસીલવાર હકીકત તથા શુજાઅતખાન અને ઈબરાહીમકુલીખાનના માર્યા જવાની તથા તેમના કુટુંબની સ્ત્રીઓના કેદ પકડાવાની ખબર જ્યારે ખાનાપુરની ટેકરીની નજદીકમા મળી, ત્યારે આખા વિશ્વને નીહાળતી તેની આખમા પ્રકાશપૂર્ણ દીવસ અમાસની રાત જેવો અંધકારમય અને પ્રકાશહીન લાગવા માડયો. જુના વખત વિચારી જઇ એ ખાનગી વાત સંબધી ઝાહેરમા પોતે કશું બોલ્યો નહિ. પણ તેના મનને તેના ભાઇઓના માર્યા જવાને લીધે જેટલો શોક ન થતો હતો તેટલો શુજાઅતખાનના છોકરાઓ અને તેનો જનાનો કેદ પકડાયા તે બાબત થતો હતો. લાચાર થઇ પીલાજીની પૂઠ પકડવી છોડી દઈ તે સુરત બંદર તરફ પાછો ફર્યો, ને ત્યા ન્હાના મ્હોટા સૌની પાસે એને એકાએક પાછા ફરવાનું કારણ ઝાહેર ને જાણીતુ થઈ ગયુ. પીલાજીને આ બનાવની જાણ થઈ કે તરતજ પોતે તેની પછવાડે તે જગાની પાડોશમા જઈ પહોચી આગળ કરતાં પણ વિશેશ ધીંગાણુ કરવા મ ડી ગયો. તોપખાનાની વ્યવસ્યા કરવા, તેને માટે સાધનો મેળવવા તેમજ લડાઈ માટે સામગ્રી તૈયાર કરવા સંબધે પોતાના મસ્લાહકારોની સલાહ લેવામા રૂસ્તમ અલીખાન મશગૂલ થયો. દીર્ઘદ્રષ્ટિવાળા તથા સમજુ મસ્લાહકારોમાથી ઘણાનો મત એવો થયો કે હવે વરસાદની મોસમને આવી પહોચવા તથા મરાઠાઓને પોતાને વતન પાછા ફરવાને ત્રણ મહીના બાકી છે તો તેટલો વખત સુરત બદરમાજ મુકામ રાખી ઘણી સારી રીતે લડાઇ માટે તૈયારી કરી પછી (પોતાના) ઇરાદાના વાવટાને ઉડતો કરવો. ઘણા ભાગનો એવો અભિપ્રાય હતો કે એ મામલાનો અંત યુદ્ધ યા લડાઈમા આવશે નહિ. એક વખત

એમ ધારીએ કે હામેદખાન આપણી સામે ટકી પણ રહે, તોપણ સિંધએ જે ધાર્યું હશે તે તો થશેજ પોતાના ભાઈનો જનાનો કેદમા પડયો હતો તેનું દુ ખ રૂસ્તમ અલીખાનના મનમા ઘણ સાલતુ હતુ અને તેથી સ્વમાન અને પોતાની આબરૂ જાળવવાની લાગણીને વશ થઈ, દીન કરવી તેને બ્હીકણ પણ અને સ્વમાનનો અભાવ ગણી, એ સલાહકારોએ દર્શાવેલા મતને પોતે સમત થયો નહિ, અને કૂચ કરી જવાનો દૃઢ ઈરાદો કર્યો હવે રસ્તામા પહેલો કાંટો પીલાજી હતો, અને તેથી તેની જોડે લડાઇ કરતા કરતા આગળ વધતુ પડશે,તેમ ન કરવુ પડે માટે તેની જોડે સલાહસપનો પાયો નાખી તેને મનપસંદ વચનો આપી પોતાની જોડે દોસ્તી કરવા આમ ત્રણ કર્યું મુસ્તફાખાન કે જે વચમા ભાજગડીઓ થયો હતો તેની આવજાવ થયા બાદ પોતે એકલો હોઈ, તેની જોડે લડાઇમા ઉતરી ટકી શકે એટલી શક્તિ પીલાજીને પોતાનામા નહિ લાગવાથી તેણે તે વાત સ્વીકારી અને એવુ ઠર્યું કે નર્મદા નદીપાર ઉતર્યા બાદ તેમણે મુલાકાત કરી એક બીજા વચ્ચે થવાના કોલકરારો રૂબરૂમા સોગદથી પાકા કરવા પોતાના છોકરા બહેરામ ખાનને પોતાના નાયબ તરીકે સુરત બદરમા મૂકી રૂસ્તમ અલીખાન કૂચપર કૂચ કરી નર્મદા પાર ઉતર્યો પીલાજી પણ કરાર મુજબ આવી પહોચ્યો ને થોડે દૂર મુકામ નાખ્યો વડોદરાની નજદીકમા બને પક્ષે મુલાકાત લેવાની ઇચ્છા બતાવી કેટલાએક સવાલોનો નીકાલ કરવા માટે સા થોડા દીવસ મુકામ રાખવો પડયો, અને એ ( બેઠક ) મુકામ દરમ્યાન કેટલા એક માણસોના વચમા પડવાથી સૈયદ અલી વાએઝી કે જેને વડોદરામા કેદ કરવામા આવ્યો હતો તેને છોડી દેવામા આવ્યો તેણે વચન આપ્યુ કે હવે ફરીથી તે કોઇ રીતનુ તુફાન ઉઠાવશે નહિ એટલે તેને સુરત જવાની રજા મળી કરજને ( ? કરજણ ) અને બાજવા ગામની અધવચ પીલાજી આવી તેને મળ્યો, અને થએલા કોલકરાર તથા આપેલા વચન રૂબરૂમા કસમ ને સોગદથી પાકા કરવામા આવ્યા કરાર મુજબ એક લાખ રૂપીઆ રોકડા, એક હાથી, કાપડ તથા જવાહીરની ભેટ આપવાનુ સાટુ થયુ આ કાર્યના કર્તા તથા આ સંધિની ભાજગડ કરનારા ( સદેશા લાવનાર લઇ જનાર ) મુસ્તફાખાનને રૂસ્તમ અલીખાને પીલાજી જોડે જવા મુકરર કરી તેને જવાની રજા આપી તેણે એની પહેલા મહીનદી પાર ઉતરી જઇ મુકામ નાખ્યો અને રૂસ્તમ અલીખાન પણ બીજે દીવસે નદી ઓળગી,પેટલાદ પરગણાના અડાસ ગામ આગળ જઇ પહોચ્યો તેનાથી થોડે દૂર તેજ પાર પીલાજીએ પોતાનો મુકામ રાખ્યો અકસ્માત્ તેજ દીવસે હામેદખાન

કંથાજી મરાઠાને, સલાબત મહમદખાન બાબી કે જેને પોતે આ અરસામાં બોલાવી મંગાવ્યો હતો તેને, સૈયદ ફયાઝખાન અને શીરાનીખાન વગેરે મુખ્ય સરદારોને તથા અમદાવાદમાં તોપખાનાનો જે રસાલો હતો તે લઇ, તથા લડાઇમાં બે પરિણામજ આવી શકે એવી લાંબી દૃષ્ટિ દોડાવી, પોતાના સગાસંબંધીઓને સરદાર મહમદખાન ગવરની કે જે પૂર્વેથી રૂસ્તમ અલીખાનનો મિત્ર તથા તેનો સેનાપતિ હતો, તેના ઘરમાં તેના ભાઇઓ મહમદઅલાદીન તથા મહમદઅશરફ કે જેઓ તે વખતે શહેરમાં રહેતા હતા, તેમને હવાલે કરી, જનાનું રક્ષણ કરવાની ભિફારશ કરી, પોતાના નાયબ તરીકે સફદરખાન બાબીને ભદ્રમા રાખી, કૂચપર કૂચ કરતો રૂસ્તમઅલીખાન જોડે લડાઇ કરવાના ઇરાદાથી આગળ વધતો હતો, તે પણ આવી પહોચ્યો અને રૂસ્તમઅલીખાનની છાવણીથી બે કોસ દૂર તેણે પોતાની છાવણી નાખી, અને તેજ રાતે, મુસાફરીની ધૂળથી ખરડાએલાં પોતાનાં માણસો જોડે આસફજાહ તરફથી આવેલા પત્રો, કે જેમા તેની સાથે દોસ્તી રાખી તેનો પક્ષ લેવાનો મજકૂર લખેલો હતો, તે ( પત્રો ) પીલાજી પાસે મોકલ્યા અને તેના પોતાના મનનો ભેદ ( વિચાર ) શું હતો તે જાણવા માગ્યુ. પોતે એકલે હાથે રૂસ્તમઅલીખાનને પુરો પડી શકે એમ ન હતું તેથી આ દરખાસ્તને તેણે જમાનાને અનુકૂળ ફાયદો ને નસીબની યારી ગણી, મુલક હાથ કરી લેવાની તથા તેના જેવા હરીફને તોડી પાડવાની આવી તકને એક મ્હોટો આશીરવાદ સમજી, રાત્રેને રાત્રે હામેદખાનની મુલાકાત લીધી, અને કરારને પાકો કરી પોશાક તથા હાથીની ભેટ લઇ રાતને છેડે પોતાની છાવણીમા પાછો આવતો રહ્યો. તરતજ રૂસ્તમઅલીખાનને આ ઘટનાની જેવી હતી તેવી ખબર પડી અને પીલાજીના વિશ્વાસઘાતની હકીકત સંશયના પરદામાથી બહાર આવી. જવાબમા પોતે જણાવ્યુ કે એના તરફથી મદદ અને સહાયની મને આશા હતીજ નહિ, પરતુ અહી સુધી ( નિર્વિઘ્ને ) આવી પહોચવુ એજ મારો આશય હતો અને તે પુરો પડયો. ફતેહ ને વિજય મળવા એતો દૈવને હાથ છે: તે શી રીતે અને ક્યારે, ઓછાં મળશે કે વધતા, મળશે એનો વિચાર કરવાનો હોય નહિ.

માથક કોને પસદ કરશે, તેનુ વલણ કોના તરફ હશે ? ( એ જોવા જેવું છે ).

મીર નથુ ને મહમદસલાબત રોહીલા, હામેદખાનના બોલાવ્યાથી તેની નોકરીમા દાખલ થવા માળવાથી નીકળેલા, તે આજ વખતે મંજેગ-

વશાત્ આવી તેને મળ્યા અને મરાઠાઓના લશ્કર ઉપરાંત તેની પાસે સારી સંખ્યાનાં લશ્કર જમા થયું. બીજે દીવસે જ્યારે ખંજરમારતા સૂર્યે આસમાની રંગના કિલ્લાની અગાશી પરથી ઝપાઝપીનો વાવટો ઉગાડ્યો ત્યારે રૂસ્તમઅલીખાને કૂચનું ઢોલ વગડાવી, ચાર હજાર સ્વાર ને તેટલાજ પ્યાદા સિપાઇઓના લશ્કર સાથે, સરદાર મહમદખાન અને કામગાર-અલીખાનને મોખરે, શુજાઅનખાનના પુત્ર અહમદકુલીને જમણી બાજૂએ, કાસિમબેગખાનને ડાબી બાજૂએ, મહમદપનાહને લશ્કરની પાછળ, તથા બહાદૂર સૈનિકાની એક ટૂકડી સાથે પોતે મધ્યમા ગોઠવાઇ, સ્વાર થઈ ચાલવા માડ્યું હવે રાતને વખતે હામેદખાને તોપખાનાને લશ્કર સાથે લાવી સા ગોઠવી દીધું હતું, તેથી તેણે તોપો છોડવાની શરૂઆત કરી, તેથી ન છૂટકે રૂસ્તમઅલીખાન કે જે આગળ કૂચ કરવાને માટે તૈયાર અને સજ્જ થએલો હતો તેને પોતાનો ભારે સરસામાન, જેટલો તેમા રહી શકે તેટલો, તે ગામડાના નાના સરખા કિલ્લામા ભરી એક આરબની ટૂકડીને સોપી પોતાના લશ્કરને ગોઠવવાના કામમા રોકાઈ જવું પડ્યું.

જેવા (બનેના લશ્કરના) મધ્ય ભાગ ને પાંખો ગોઠવાઇ ગયા
કે ઢોલ ને રણશીંગડાના અવાજ નીકળવા માડ્યા.

અજગરના મ્હોડા જેવી તોપોએ બને બાજૂથી અગ્નિ કેકવા માડ્યો. પોતાની સામેના તોપખાનાપર રૂસ્તમઅલીખાને વાયુ ને વીજળીને વેગે ત્વરાથી હુમલો કર્યો પહેલેજ હુમલે થોડી ઝપાઝપી બાદ શત્રુનું તોપખાનું તેણે હાથ કર્યું, હામેદખાનનો કારભારી (દીવાન) ગીરધરલાલ જે તોપખાનાની ટૂકડીનો સરદાર હતો તે બીજા થોડા માણસો સાથે મોતની ધૂળ ચાટતો થયો. આ સ્થિતી જોતાજ મીર નથ્થુ અને મહમદ સલાબત રોહીલા કે જેઓ મોખરાની ટૂકડીમા હતા તેઓ સામે આવી પહોચ્યા અને સરદાર મહમદ-ખાન કે જે હાથીસવાર હતો તે જે હાથીપર મીર નથુ બેઠો હતો તેની સામે પહોચી ગયો અને એ હાથીસવારો વચ્ચે તલવારની ઝપાઝપી તથા શમશેરનું યુદ્ધ થયું બને બાજૂના ભડવીરોએ એક બીજાની સામે ઉભા રહી, સામસામા લડવા માડ્યું આ પ્રમાણે યુદ્ધરૂપી પ્રચંડ અગ્નિ બળવા માડ્યો અને કયામતના દીવસની ભયાનક સ્થિતિ જાહેર થઇ, અને પ્રાણ ને શરીર, માથું ને ધડ, એક બીજાથી જુદા પડવા માડ્યા અને જીવતેણુ એવા એ બનાવોથી માણસોના હૃદયમા અશાંતિ ને ગભરામણ પેસી ગયા.

રૂસ્તમ જેવા વિખ્યાત પહેલવાનોએ
મ્યાનમાથી તલવારો ખેચી.

દરેક શખ્સને તલવારના પાણીનો ઘૂટડો મળ્યો,
તે શરવિરોએ કોઈ પણ માણસને તે ઘૂટડો ન આપી નિરાશ કર્યો નહિ
એ યુદ્ધમા તેમની તલવારનુ પાણી
યમપૂરીમા જવાને જે તરસ્યા હતા તેમની ઉમે ચાખ્યુ.
કાઇ પણ અતિશયોક્તિ વિના, આ (ખાકી) નાશવત દુનીઆ (પૃથ્વી),
અને આ પુરાણા આકાશને ખરેખરી રીતે જાહેર થયુ,
કે આવુ યુદ્ધ અને આવા યોદ્ધાઓ
ન તો જમાનાએ જોયા હતા કે ન તો જમીને અનુભવ્યા હતા.
યુદ્ધમાની ઝપાઝપી ને શોરબકોર એટલા તો વધી ગયા
કે તેથી તીક્ષ્ણ તલવારોએ ખોળીઆ ખાલી કર્યા

બન્યુ એવુ કે મગદાર મહમદખાનને હાથે **મીર નથુ** મરાયો, અને તેની સાથેજ ઝપટ અને ત્વરાથી રૂસ્તમ અલીખાને પોતાનો હાથી **હામેદ**-ખાનના હાથી સામે લીધો **મીર નથુ** પોતાની ટૂકડી સાથે મરાયો હોવાથી તેમજ તેના માણસોના પગ પાછા પડવાથી (ન્હાસી જવાથી) અને પોતાના હરીફને એકાએક આવી પડતી આફતની જેમ ઝપાટાબધ આવતો જોઈ, "યોગ્ય વખતે ન્હાસી જવુ એ પણ એક જાતની ફતેહ છે," એ કહેતી યાદ કરી, **હામેદખાન** હાથીપરથી ઉતરી ઘોડેસ્વાર થઇ ન્હાસી ગયો

અણીની (યોગ્ય) વખતે ન્હાસી જવુ એ (એક જાતની) ફતેહ છે

મરાઠા સરદારો કે જેમને રૂસ્તમ અલીખાનનો ઘણો ભય તથા મ્હોટી બ્હીક લાગતા હતા, તેઓ આ લડાઇનો તમાશો દૂરથી જોયા કરતા હતા અને લડાઈમા ઉતરવા જેટલી હિમત તેમણે બતાવી ન હતી ટૂકામા ફતેહ અને વિજય મેળવી રૂસ્તમ અલીખાન હામેદખાનની છાવણીમા આવ્યો, તો ત્યા તેણે શુજાઅતખાનના છોકરાઓ હુસેન કુલી અને મુસ્તફા કુલીને તથા આગા હાદીને સાસરે ભાવેના તથા મેડીઓ સાથેના જોયા અને તેમને છૂટા કર્યા, અને હામેદખાન તથા તેના સિપાઈઓનો સરસામાન લૂટાયો તેટલો લૂટી લીધો તે જગાએ પાચ ૭ કલાક થોભી અને રોકાઈ વિજય ઘોષ કરતો પોતે ઉભો રહ્યા અને શત્રુમ થી કોઈને પણ તેની સામે (લડવા) આવવા જેટલી હિમત કરતો જોયો નહિ, ત્યારે સીસુ અને દારૂગોળો ને થોડી તોપો કબજે લઇ, બાકીની તોપોના કાણામા લોખડના ખીલા મારી પોતાની છાવણીએ પાછો ફર્યો હામેદખાનના થોડા સિપાઇઓ તથા (છાવણી) બજારના માણસો પોતાના સરસામાન સાથે આવી રૂસ્તમ અલીખાનને

મળ્યા અને તેની પાસે રક્ષણુ ને આશરો માગી તેની જોડે થઇ ગયા. રૂસ્તમ અલીખાનના નીકળી ગયા બાદ લડાઈનુ મેદાન ખાલી જોઈ કંથાજીએ હામેદખાનની છાવણી લૂંટવા અને પાછળ રહી ગએલાઓના ઘોડા તથા સરસામાન લઇ લેવા પોતાનો હાથ લબાવ્યો અને આખના પલકારામા તેનો (છાવણીનો) નાશ કરી નાખ્યો. આ વખતનો લાભલઇ પીલાજીએ રૂસ્તમ અલીખાનના (પાછળ રહી ગએલા) મોદીખાના પર છાપો મારી લૂટી લીધુ, અને પેલા ન્હાના કિલ્લામા આરબોના રક્ષણ નીચે જે સામાન તેણે રાખ્યો હતો તે સિવાય બીજુ કશુ રહેવા દીધુ નહિ. તોપો ખેંચવાના ગાડા બાળી મુકયા અને તોપોના બુરાખમા મેખો મારી અને સીસુ તથા દારૂગોળો તથા બીજો સામાન ઉપાડી લઇ જઇ શકાય તેટલો ઉપાડી લઇ ગયો, અને બાકીનો બાળી દીધો જ્યારે રૂસ્તમ અલીખાન ત્યા આવ્યો ત્યારે ન તો ત્યા પોતાનુ મોદીખાનુ તેણે જોયુ કે ન તો બીજો સરસામાન નજરે પડયો જેઓ લૂટાયા હતા તેમણે જે બન્યુ હતું તે કહી સભળાવ્યુ, તેથી ન છૂટકે ત્યાના તળાવપર એક ન્હાનો તબુ નાખી છાવણી બનાવી, જખમી થએલા માણસોની પોતે સંભાળ લેવા માડી. કાઝિમ બેગખાન તથા બીજાઓ જેમનુ આવી બન્યુ હતુ તેઓ તો પહેલાજ હુમલામા મોતની ખીણને રસ્તે ચાલી નીકળ્યા હતા ટૂકામા જ્યારે હામેદખાન એ લડાઇમાથી ન્હાસી નીકળી કંથાજી પાસે આવ્યો, ત્યારે તેણે તેને ઠપકો આપવા તથા મ્હેણા મારવા પોતાના જીભ લબાવી, પોતે તમાશો જોયા કર્યો અને તેનીજ છાવણી લૂટી લીધી તે વિષે તાણા માર્યા તેણે માફી માગી તથા જે ગુમ થઇ ગયુ હતું તેનો "ખરાબી બાદ બદલો" આપવા જણાવી તબુઓ તથા જરૂરીઆત સરસામાનમાથી થોડો સામાન જેણે જેણે તે લૂટી લીધો હતો તેની તેની પાસેથી પાછો અપાવી, તથા સવારી માટે હાથી ઘોડા અપાવી, પોતાની છાવણીમા તેને ઉતારો આપ્યો મરાઠાઓનો મ્હોટો ભાગ બ્હીકનો માર્યો લડાઇને દીવસેજ મહી નદી ઉતરી ચાલ્યો ગયો હતો, તેમાના એક પણ માણસનો ઓછો કે ચ્હેરો બે દીવસ સુધી દેખાયો નહિ આ અરસામા મરાઠાઓની એક બીજી ફોજ પવાર અને સમોમિયાની સરદારી નીચે એ ફોજને આવી મળી. શુજાઅતખાન માર્યો ગયો છે એવી ખબર દક્ષણમા પહોચી જવાથી, ગુજરાતનો મુલક જે તેમને મન ખાનેયગમા (જેને ગમે તે લૂટે તેવી લૂટને માટે તુર્કોમા મૂકાતો એક ખુમચો) જેવો હતો, તેને લૂટવા તથા ત્યા લૂટફાટ કરવાને લોભે દરરોજ મરાઠાઓના ટોળેટોળા અને ટૂકડીઓએ આણી તરફ આવવા માડ્યુ, તે એટલે સુધી કે છેલ્લા

દહાડા સુધીમાં તો લગભગ સીત્તેર, એંસીહજાર સવાર ભેગા થઈ ગયા. ત્રીજે દીવસે મરાઠાઓએ કેટલીક તોપો સામે ગોઠવી લડાઇ શરૂ કરી, આ બાજુથી પણ તેમની સામે તોપના ગોળા છૂટવા માંડયા. હવે શત્રુઓની સંખ્યા વધારે હતી તથા તેમનું ટોળું મ્હોટું હતું એટલે તેમણે ચંદ્રની આસપાસ દેખાતા કુંડાળા માફક પોતાના શત્રુની છાવણી ઘેરી લીધી અને અંદર આવવા જવાના માર્ગ તથા ઘાસદાણો આવવાના રસ્તા બંધ કરી દીધા. તોપના ગોળા સતત્, રાત ને દહાડો, છૂટતા હતા અને તેમાંથી બચવા ઇસ્લામી લશ્કર પાસે કાંઇ સાધન ન હોવાથી દરરોજ ઘણા માણસો (ઇશ્વરને) પ્રાણ અર્પણ કરતા હતા. હવે ઉપરની ખબર મળવાથી શહેરના મવાલીઓ અને બદમાશો તથા શુજાઅતખાનના સાથીઓમાથી જેઓ લૂંટાયા હતા તેમણે વિધિને પોતાની ઇચ્છા અનુસાર જોઇ હુલ્લડ કરવાનું શરૂ કર્યું, અને હામેદખાનના સગાવહાલા તથા નોકરોના ઘોડા ઉપાડી જવા તથા માલમિલકત લૂટી લેવા તથા તેમને નુકસાન તથા છજા પહોંચાડવા હાથ લંબાવ્યો અને તેથી સાર્વજનિક બખેડો થયો અને લોકો ભદ્રના કિલ્લામા ઘૂસી ગયા ને ત્યાના ફરાશખાના તથા તોશાખાનાનો અસબાબ પણ ઉઠાવી ગયા. સફદરખાન બાબી આ ધીંગાણું જોઇ ગભરાઇ ગયો અને ઘણી મુશ્કેલીએ ભદ્રમાથી નીકળી પોતાને ઘેર પહોચ્યો. હામેદખાનના નીમેલા કેટલાક મુતસદ્દીઓ તે વખતે શહેરમા હાજર હતા, તેઓ બ્હીકના માર્યા આમતેમ મ્હોંકું સંતાડવા અને છૂપાઇ જવા લાગ્યા. પોતાને ફતેહ મળવાની ખુશખબર લખી જણાવતા સાથે સાથે રૂસ્તમ અલીખાને સૂબાના દીવાન મોમિનખાનને શહેર સંભાળવા તથા સાચવવાનુ તથા શુજાઅતખાનના એક સગા મીર ઈબરાહીમને ભદ્રમા રહેવાનું લખી જણાવ્યું હતુ, તેથી સૂબાના દીવાને સવાર તથા પ્યાદાને રાખી લઈ પોતાના પુત્ર ખલફખાનને રાત્રે રોન ફરવા તથા ચોકી કરવા નીમ્યો, અને મીર ઈબરાહીમે સૈયદ નુરૂલ્લા જમાદારને નોકરીમા રાખી ભદ્રના કિલ્લામા પ્રવેશ કર્યો. દરરોજ હામેદખાનના માર્યા ગયાની ખોટી ખબરો આવ્યા કરતી. જો ફતેહ મળવાને પહેલે દીવસેજ રૂસ્તમ અલીખાન અમદાવાદ તરફ આવવા નીકળી પડયો હોત તો ઘણો સંભવ હતો કે તે શહેરમા આવી પહોચી શકત. પરતુ ઇશ્વરની ઇચ્છા અને વિધિનો ઇરાદો તેમ થવા દેવાનો હતો નહિ એટલે આઠ રાત ને દહાડા પેલા ગામના તળાવને કિનારે રોકાઈ ત્યા પોતાનો મુકામ રાખ્યો અને સવારથી સાજ સુધી તોપ ને બંદૂકની લડાઇઓ લડતો રહ્યો. આખરે બીજા જમાદી માસની પહેલી તારીખે ત્યાથી

ઉતાવળી કરી, અને જાણે તાજા માર્યા ગએલા માણસો માટે શોક દર્શાવવા ઢોલ, નગારાએ અવાજ અને પોકાર કરવા માંડ્યો

ઢોલના અવાજ ને શરણાઇના (એવા) રુદન થવા માંડ્યા,
(કે જેથી) લોખંડના એ પહાડો (લશ્કરો) પણ પોતાને સ્થાનેથી હાલી ઉઠ્યા

આફતના મહા સાગરની જેમ મરાઠાઓના લશ્કર આસપાસ ફરી વળેલા હોવાથી પરોઢથી રાત સુધી લડતા લડતા રૂસ્તમ અલીખાનને આગળ વધવું પડતુ જે દિશાએથી રસ્તો જડે તે દિશાએથી રસ્તો કાપવો પડતો, તથી તે આખા દહાડામા ખંભાતના ચોરાસી પરગણામા આવેલા મોજે નાયાડ (? નાપાડ) સુધી મુશ્કેલી અને મહેનત સાથે, ઝપાઝપી કરતા, આવી શક્યો ત્યાથી બીજે દીવસે નીકળી આગલા દીવસની માફક કરમમર (? કરમમદ) અને તેને બીજે દહાડે પેટલાદ પરગણાના નાપા ગામે આવી પહોચ્યો એ બધો વખત પછી દીવસ હોય કે રાત હોય તોપણ તોપ બંદુકનુ યુદ્ધ તો એવુ ચાલુજ કરતુ કે જે એક ક્ષણ પણ અટકતુ નહિ અને લડાઈની ભઠ્ઠી તપેલીજ રહેતી

આવી રીતની રોજ લડાઇ થતી
જમીન લોહીથી ભરેલી ને હવા અંધકારમય રહેતી

હામેદખાનના લશ્કરમાથી એનુ રક્ષણ માગી આવેલા (અવણી) બજારના માણસો તથા બીજાઓ જે એની સાથે ચાલતા હતા તેઓ આ મુસાફરીમા તમ મગના બહાર જતા રહ્યા ને દીવસે દીવસે લશ્કરની સંખ્યા કમી થતી ગઇ અને જેમને માટે દૈવે હુકમ કાઢી મુક્યો હતો તેઓ નાશ (મોત)ની ખીણ તરફ દોડ્યા (માર્યા ગયા) મીર મહમદ હાદી કે જે આ યુદ્ધ દરમ્યાન લશ્કરના પાછલા ભાગમા હાથીપર સવાર થઇ ચાલતો હતો તેનો હાથી તોપના ધડાકા અને બાણના અવાજથી ગભરાઇ મસ્તીપર ચઢ્યો અને મહાવતના તાબામા રહ્યો નહિ અને શત્રુના લશ્કર તરફ દોડી ગયો અને ત્યા પકડાઇ ગયો એક બીજો હાથી તોપના ગોળાથી જખમી થઇ ધૂળ ચાટતો થયો (મરી ગયો) આગા હાદી કે જેને લડાઇને પહેલે દીવસે જ છોડી દેવામા આવ્યો હતો તે આ અરસામા ગુજરી ગયો આ વખતે પેટલાદ પરગણુ રૂસ્તમઅલીખાનના તાબામા હતું એટલે તેને તાબે આવેલુ ગામ વસો કે જે શહેરથી સત્તર કોસને છેટે છે તેના મુખી વણારસીએ આ વખતે તેની તરફ વિવેકથી વર્તવાનો નિશ્ચય કરી તેને જણાવ્યુ કે જો મદદરૂ ગામે તે આવે તો જે ખાધખોરાકી તથા માણસો પોતે ભેગા કર્યા છે તે

તેની સેવામાં હાજર કરે, અને એક બે દીવસ ત્યાં મુકામ રાખવાની' જરૂરત લાગે તો રાખવો કે જેથી લસ્કરનો થાક પણ ઉતરે (ને આરામ મળે). વળી અમદાવાદમાં નોકરીમાં નવા દાખલ થએલા સિપાઈઓની ટૂકડી જે તેની મદદમાં આવી પહોચી હતી તે પણ તેના ભેગી થઈ જાય. આ ઉપરથી પોતે તેણી તરફ જવા લગામ ફેરવી. હામેદખાન તથા મરાઠાઓને આ વ્યવસ્થાની ખબર પડવાથી તેમણે વણારસી પર એક ધમકીથી પૂર્ણ પત્ર લખી મોકલ્યો. વળી શહેરના કેટલાક મુખ્ય માણસો જે અંદરખાનેથી હામેદખાનના મળતીઆ હતા અને જેઓ રૂસ્તમઅલીખાનની હિમતના પાયા તોડી પાડવા મથતા હતા, અને જેઓ તેની સાથમા હતા તેમણે કપટ કરી વણારસીને ડરાવવા માંડયો. તે બહુ ડરી ગયો અને રાત્રે રાત્રે ગામ ઉજ્જડ કરી બહાર ચાલ્યો ગયો. એજ મહીનાની પાંચમી તારીખ ને સોમવારની ઝપાઝપી ઘણી સખત થઈ હતી કારણ તેમાં કામગારઅલી અને બીજા બહાદુર સૈનિકો ખપી ગયા હતા. તે દીવસે ઘણી મુસ્કેલીએ, રૂસ્તમઅલીખાન, આરબ વગેરે કોમનાં ચારસો સવાર અને એટલાજ પ્યાદા લઇ, રાત્રે અંધારૂ થવાને સમયે શત્રુઓ જોડે લડતો લડતો વસો ગામને તળાવે આવી પહોચ્યો, તો ત્યા ન વસ્તીની કે ન ખાધખોરાકીની એકે નિશાની માલમ પડી. ન છૂટકે ત્યા છાવણી તો નાંખવી પડી. જો કે એની પાસે રહેલા માણસોની સંખ્યા થોડી હતી અને શત્રુ સંખ્યાબધ ને ટોળાબધ હતા છતા તેમાથી કોઈ એકમા એટલી પણ હિમત કે મકદૂર હતી નહિ કે એનાપર હુમલો કરે. પણ શત્રુએ ચારે બાજૂએથી મોરચા નજદીકમા લાવી આખી રાત બંદૂકની ગોળીઓ ને તોપના ગોળાનો અગ્નિના કણ જેવો મારો વરસાવવો ચાલુ રાખ્યો. કેટલાએકનું આવી બન્યું હતું તે તો ઇશ્વિર શરણ થયા અને એ તળાવને કિનારે તેમને દાટવામા આવ્યા. બીજે દીવસે કૂચ કરવાની તક ન મળવાથી ત્યાજ મુકામ રાખવો પડયો. ગામને તરતમાજ ઉજ્જડ કરવામા આવ્યુ હતું અને એ ગામ ઘણું મ્હોટું (આબાદ) હતુ એટલે માણસોએ જેમ તેમ થોડો ઘણો ઘાસદાણો ભેળવી ગાડું ગબડાવ્યુ. બીજે દીવસે એટલે એજ મહીનાની સાતમી તારીખ ને બુધવારે (ત્યારે) એણે કૂચ શરૂ કરી (ત્યારે પૂર્વ (દિશા)ના સમ્રાટે અંધકારમય રાત્રીના મ્યાનમાથી સોનેરી (દીવસ ઉગવારૂપી) તલવાર ખેંચી હતી.

સિપાઈઓ બંને તરફથી આજેજ થઇ ગયા,
(કારણ) જાણે કે એક કાળું વાદળું ચઢી આવ્યું હોય એમ દેખાતં.

## એ સરદારનો સરદાર દુનિયામાંથી ઉપડી ગયો

ટૂંકામાં હામેદખાને નીમેલા માણસો કે જે ફેરવાણે છૂપાઇ ભરાઇ બેઠા હતા અને પરિણામ ખરાબ આવશે એવા અંદેશાથી હેરનમદીના પહેરણમાં પોતાના માથાં ધારી દહેશતના ખૂણાઓમાં લપાઈ ગયા હતા તેઓ હવે રાજી થતા થતા બહાર પડ્યા અને પોતાને જે વેઠવું પડયું હતું તેનો બદલો લેવા, ખોયું હતું તેનાથી વિશેષ લેવા, મંડી પડયા સૈયદ નુરૂલ્લા જમાદાર મીર નમગહીમને પોતાની જોડે ભદ્રની બહાર લઇ આવ્યો ને તેને પોતાને ઘેર પહોંચાડયો અને તે એક બાજુ છૂપાઈ ગયો મરાઠાઓની ફોજને જોડે લઈ હામેદખાન શહેર તરફ આવવા નીકળ્યો, અને શાહીબાગમાં આવી પહોંચ્યો, અને વખતે દીવસે ભદ્રમાં પ્રવેશ કર્યો મહમદ અનાબન રોહીલાએ સરદાર મહમદખાન કે જે જખમી થયો હતો ને જેને પોતે લડાઇના મેદાનમાંથી ઉપાડી લઇ આવ્યો હતો તેને તેને ઘેર પહોંચાડયો રૂસ્તમઅલીખાનનાજ હાથીઓ પર સવારી કરી કંથાજી ને પીલાજી મરાઠા નસ્કરના દાર સાથે મહેલ કરવા તથા શહેર જોનાને દાગડે આવી હામેદખાનને મળ્યા કરેલા કરાર મુજબ મહી નદીની આણી તરફની ચોથ કંથાજીને અને પેલી તરફના વડોદરા વગેરે મહાલોની તથા સુરત બંદરની ચોથ પીલાજીને આપવાનું નક્કી થયું સૂબાના દીવાન મોમિનખાન અને આગલા દીવાન ફિદ્વીખાને દરેક ભેટ તરીકે પોતાની પાસે જે અકેક હાથણી હતી તે, તથા કટકુક (રેશમી) કાપડ અને બીજો કેટલોક સામાન કે જેને વિશે હામેદખાન હમેશ ફરીઆદ કરતો હતો કે મારો માન લૂટાઇ ગયો છે તેમાંથી થોડો મેનાભાવે અર્પણ કર્યો વગર ડગડગે અને બ્હીક, ભય અને ચિંતા વિના, કીડી ને તીડના ટોળા માફક મરાઠાઓ સૂબાના પરગણાઓમાં પથરાઇ ગયા, અને તેમણે લૂંટમાર કરવા તથા તેમની ભાષામાં જેને ખંડણી કહે છે તે ઉઘરાવવા, લાજ શરમ વગર, જુલમનો હાથ લંબાવ્યો અને કંથાજી તથા પીલાજી પોતાને નામે મુકરર થએલા તાલુકાઓ તરફ જવા રસ્તે પડ્યા હામેદખાને પોતાના કપાળ પર નાફરમાનીનો ફેંટો (રૂમાલ) બાંધી દીધો, ગળે બંડની પીંઢોડી નાખી દીધી, અને માથાપર અગરૂરીનો મુગટ પહેરી દીધો, અને (આ) સૂબામાં "હું અને બીજો કોઇ નહિ' એવો સાદ પાડી, પોતાની સત્તાનો ઝુંડો ઉભો કર્યો અને જાહેરરીતે વિરોધનું ઢોલ વગડાવી સ્વતંત્રરીતે અને પોતાના જ આધમરથી સૂબાનો કારભાર કરવા માંડ્યો, તેમજ લશ્કરી તૈયારી તથા સામગ્રી ટોળે કરવા માંડી એંશી હજાર રૂપીઆ રોકડા તથા પોશાકના

કેટલાંક ખાસ કપડાં કે જે શેખ ઉલ્ ઈસ્લામખાનના તાબામાં હતાં તે તેણે જોરજુલમથી લઇ લીધાં. શેખ ઉલ્ ઈસ્લામખાને એ રકમ તેને એવી શરતે હવાલે કરી કે તેણે ( હામેદખાને ) તેને મહાન કાબા ( ઇશ્વર તેની પવિત્રતા ને ઉચ્ચતા વધારે ) જવાની રજા આપવી. ( રજા મળવાથી ) તે ખંભાત ગયો અને ત્યાંથી વહાણમાં બેસી, સુરત બંદરે જઈ પહોંચ્યો. વળી સરકારી માલથી ભરેલી વખારો ખોલી જે કાંઈ લેવાઇ શકાય તેવું હતું તે લઇ લીધું. આ અંધાધુધીના અરસામાં જે શાહી દફતરો એણે પહેલાં લીધાં હતાં તે ખોવાઈ ગયાં ( નાશ પામ્યાં ) હોવાથી, દીવાનના દફતરખાનામાંથી તેણે બીજા ( હિસાબી ) ચોપડા લીધા, અને ખાલસા જાગીર વગેરે સાથે આખા સૂબાનો કબજો લઈ, ધનવાન અને પૈસાદાર માણસોને પકડી, વેરો ઉઘરાવવા માંડી, જાતજાતના સિતમ ને જુલમ, કે જેનું યથાસ્થિત વર્ણન અત્રે થઈ શકે તેમ નથી, તે વાપરી ઘણી મ્હોટી રકમો પડાવી લીધી. આજ અરસામા મરહૂમ શુજાઅતખાનના પુત્રો અહમદકુલી અને હુસેનકુલીને ઝેર આપી હામેદખાને પરલોક મોકલી દીધા; મુસ્તફાકુલી કે જે સગીર ( ન્હાની ઉમરનો ) હતો તેને રહેવા દીધો. મોરલીધર નામે એક ગુજરાતનો વતની જે નવીસંદો (કારકુન) હતો ને એ કામને માટે લાયક હતો તેને જે પોશાક આપી પોતાનો દીવાન નીમ્યો. સમય વર્તી જઇ સંલાબત મહમદખાન બાબીએ શહેરમા વધારે વાર રહેલુ સલાહકારક કે ફાયદાવાળું ન ગણ્યુ તેથી વીરમગામની ફોજદારી લઇ પોતે બહાર નીકળી ગયો.

જ્યારે શુજાઅતખાન અને પછી રૂસ્તમ અલીખાનના માર્યા જવાની ખબર દક્ષણમા ખંડેરાવ સેનાપતિના પુત્ર ત્રંબકરાવ કે કંથાજી ને પીલાજી જેના નોકર હતા, તેને પડી ત્યારે તે મ્હોટી ફોજ લઈ આણી તરફ આવવા નીકળ્યો અને શહેરની નજદીકમા આવી પહોચી હામેદખાન જોડે મુલાકાત માગવાનો સંદેશો મોકલ્યો અને શહેરનુ રક્ષણ કરતા કોટની સામે સાબરમતીની રેતીમા તેઓ મળ્યા. પછી આગળ આવેલુ તેમજ પાછળથી આવેલું બધુજ મરાઠી લશ્કર પોતાની સાથે રાખી તે ખંભાત બંદર તરફ ગયો અને ત્યા જઈ તેને ઘેરો ઘાલ્યો. હામેદખાન તરફથી કામમખાન નામનો અમલદાર ત્યા હતો, તે પોતાના કોટ કિલ્લા સભાળવા તથા તેની સામે થવામા ગુથાયો. અકસ્માત્ મગરાઓમાજ માહોમાહે કોઇ કારણને લીધે વિરોધ પડ્યો, અને તેને પરિણામે તેઓએ માહોમાહે લડવા માંડ્યુ, અને એ ઝપાઝપીમા ત્રંબકરાવ સેનાપતિ માર્યો ગયો, તેથી દક્ષણીઓનું લશ્કર વેરણખેરણ થઇ ગયુ અને તેમણે પોતાના વતન તરફ ચાલવા માંડ્યુ; જેથી મજકૂર બંદર આફતમાથી બચી ગયુ.

## મુબારેઝ ઉલમુલ્ક સરબુલંદખાન બહાદુર દિલાવરજંગને ખીલાફત ને પૃથ્વીપતિના દરબારમાંથી ગુજરાતના સૂબા તરફ જવાની રજા મળવી તથા હામેદખાનને કાઢી મૂકવા, દક્ષણીઓને નસીહત આપવા તથા સૂબાનો કારભાર રીતસર ને નિયમસર કરવા માટે રૂપીઆ એક કરોડ આપવાની મહેરબાની થવી

જ્યારે કીર્તિવત અને ઉચ્ચ તખ્ત પાસે કુતબઅલીખાનના માર્યા જવાની ખબર પહોચી ત્યારે સૂબાના નાઝિમ મુબારેઝ ઉલ્મુલ્ક સર બુલંદખાનનાપર ઉચ્ચ હુકમ મોકલવામા આવ્યો કે એક ફોજ તૈયાર કરી તથા બ્હીકણપણા ને નામર્દીના આક્ષેપથી મુક્ત હોય એવુ એક લશ્કર ભેગુ કરી તેણે અમદાવાદ સૂબા તરફ જવુ અને હામેદખાનને કાઢી મુકવો, તથા દક્ષણીઓને નસીહત આપવી તથા સજા કરવી, અને એ કામ માટે તથા તેને માટે સામન સરંજામ તૈયાર કરવા માટે ખર્ચના રૂપીઆ એક કરોડ હજૂરની તીજોરીમાથી લેવા હુકમ થયો વળી એમ પણ ઠરાવ થયો કે એમાથી પચાસ લાખ રૂપીઆ તરત આપી દેવા અને બાકીની રકમ ત્રણ ત્રણ લાખ રૂપીઆનો દરમાયો આપી પૂરી કરવી મુબારેઝ ઉલ્મુલ્કની અરજ મુજબ તેના ભાઇઓ, સૈયદ સયફુદીન અલીખાન, સૈયદ નજમુદ્દીનઅલીખાન, તથા સૈયદ અબદુલ્લાખાન કુતુબઉલ્મુલ્કના ભત્રિજા સૈયદ નિજાબતઅલીખાન કે જેમને શાહી (મુબારક) કિલ્લામા કેદ રાખવામા આવ્યા હતા તેમને છૂટા કરી ઉચ્ચ ખીતાબો આપી તેમના આગના ઓહ્દા, જાગીરો અને ફોજદારીઓ બહાલ રાખી તેની મદદમાં જવા રજા આપવામા આવી મુબારેઝઉલ્મુલ્કે માણસોને નોકરીમા લેવાનો શરૂ કરી (શહેર) બહાર છાવણી નાખી અને વધ (બાદશાહી) આજ્ઞાનુસાર, મારવાડના રાજા, મહારાજા અભેસિંહ, નરોડના રાજા ચતરસિંહ, તથા કંદર્પસિંહ તથા મહારાણાના લશ્કરને આ ચઢાઇમા ભાગ લેવા મુકરર કરવામા આવ્યા વળી એવુ પણ ઠર્યું હતુ કે બાદશાહી સ્વારી (ખુદ બાદશાહ) પણ સાથે કૂચ કરશે, અને તેથી (બાદશાહી લશ્કરની) મોખરેની ટુકડી લઈ મુબારેઝ ઉલ્મુલ્કે આગળ આગળ જવુ આ સબબથી લગભગ પંદર હજાર બહાદુર સવાર અને એટલુંજ પાયદળ

તથા તોપખાનાંની ટૂકડી લઈ તે રવાના થયો, અને નવ માસ પાટનગરની પાડોશમાં તથા રેવારી જિલ્લા અને કોટ પોટલીની આસપાસમાં બાદશાહી લશ્કરને આવી મળવાની વાટ જોતો પોતે પડી રહ્યો. મુબારેઝ ઉલ્મુલ્ક મ્હોટું સૈન્ય લઇ આવે છે એવી ખબર જ્યારે અમદાવાદ પહોંચી, અને મરાઠાઓને તેમને વતન પાછા ફરવાનો વખત આવી પહોંચ્યો છે, એમ જાણવામાં આવ્યું, ત્યારે હામેદખાને તેમને કહ્યુ કે બાદશાહે મોકલેલી ફોજ આણી તરફ આવે છે, માટે વરસાદની મોસમ જેવી ખલાસ થાય કે તરત તમે પાછા ફરી મારી જોડે જોડાઈ જજો. મુબારેઝ ઉલ્મુલ્ક આ આવ્યો ! આ આવ્યો ! એવી જાહેરાતો ચાલુ થયાજ કરતી હતી, અને લેખકના પિતાને એ નવા નીમાએલા ઓહ્દેદાર (નાઝિમ) જોડે ખાસ મૈત્રી હતી તે લોકો જાણતા હતા એટલે તેમની ખુશામદ કરવા (તેમને સારૂં લગાડવા) તથા દુનીયાદારીની રીતને અનુસરી, તેમની પાસે લોકોએ આવવા જવા માડ્યુ. પિતાએ દીર્ઘદૃષ્ટિ વાપરી વિચાર કર્યો કે રખેને કોઇ વિરોધી કોઈ પણ જાતનો વિરોધ હામેદખાનના મનપર ઠસાવી દે અને તેમના મન ઉંચા થાય, તેથી બે દીવસ વહેલા કે મોડા પણ (નવા ઓહ્દેદાર નાઝિમનો) આદર સત્કાર કરવા માટે જવું ઠીક ધાર્યું; તેથી શાબાન માસની પંદરમી તારીખે અબ્દુલરહીમખાન બાબી કે જે હામેદખાન તરફથી કડીનો ફોજદાર નીમાયો હતો તેની સાથમા બહાર નીકળી પડયા. લેખક તથા તેના બે મરહૂમભાઈઓ પિતાની સેવાનું સુભાગ્ય મેળવી શકયા હતા. ત્યા વીસ દહાડા મુકામ રહ્યો. સલાબત મહમદખાન બાબી કે જે આ વખતે વીરમગામમા હતો તેને હમારા આવવાની ખબર પડવાથી અમને તેની પાસે બોલાવ્યા અને રમઝાન માસની સાતમી તારીખે હમે ત્યા ગયા અને ઘણો આગ્રહ કરી અમને ત્યા રાખવામા પોતે કારણભૂત થયો. લેખકના પિતાએ મુબારેઝઉલ્મુલ્કને આવકાર આપવા માટે અમદાવાદથી નીકળી બહાર આવવાની તથા વીરમગામ પહોચવાની ખબર તેને લખી મોકલી હતી. તેના જવાબમા લખાઈ આવ્યુ કે થોડા કાસદ તથા જાસુસો નીમવા તથા શહેરમા બનતા બનાવો અને હામેદખાનની ખબર વારવાર મળતી રહે એવી (વ્યવસ્થા કરવી). તેમણે તેમ કર્યું. આજ મહીનાની આખરે સલાબત મહમદખાનને ગોલવાડ (ગોહેલવાડ) તરફ જવાની જરૂર પડી એટલે પોતાના ભત્રિજાને નાયબ નીમી તે ત્યાં ગયો. એજ અરસામા ઇદ (ઉલ્ફિત્ર) ને દીવસે સફદરખાન બાબી એકાએક મરણ પામ્યો વીરમગામની ફોજદારી પરથી સલાબત

મહમદખાન ફેરવાઈ ગયો. લેખકના પિતા ત્યાંથી મોઝે નબોટે ગયા અને ત્યાંથી રાધણપોર પાસે હતુ અને હજુ મુબારેઝઉલ્મુલ્કના આવી પહોંચવાના ખરા સમાચાર મળ્યા ન હતા એટલે પોતે ત્યાં ગયા ત્યાંના ફોજદાર જવાનમર્દખાન બાબીએ મુબારેઝઉલ્મુલ્કના પાસે આવી પહોંચવાના સમાચાર મળતા સુધી તેમને પોતાની પાસે રાખ્યા કેટલાએક મુત્સદ્દી કામોની મસલત કરવાની હોવાને લીધે પાછળથી એવો વિચાર થયો કે વિધાતા જેવા ભગવાન બાદશાહના વિજયી લશ્કરે કૂચ કરવાનું મોકુફ રાખવું, તેથી સૂબા તરફ મુબારેઝ ઉલ્મુલ્કે (એટનાએ) કૂચ કરી જવું એવો હુકમ નીકળ્યો, છતાં તે ઢીલ કર્યા કરતો હતો તેથી એના સખત ગુર્ઝબરદારો તથા અહદીઓ (સૈનિકો)ને નીમવામાં આવ્યા કે જેઓ મોખરાની ટુકડી તરીકે રહી તેને કૂચ કરાવે તે પછી તે પણ કૂચ કરતો અન્તે પડવો અને (શ્રેયસ્થાન)* દારૂલખયેર અજમેર આવી પહોંચ્યો અને તેના ત્યાં આવી પહોંચ્યાની ચોક્કસ ખબર મળી.

## ઉંચા દરજ્જાના સૂફીઓમાં શ્રેષ્ઠ એવા મવલાના નુરૂદ્દીનનું જખમી થવું

ઉચ્ચ દરજ્જાના સૂફીઓમાં શ્રેષ્ઠ અને વિદ્વાનોના નેતા મવલાના નુરૂદ્દીનનું જખમી થવું એ આ સાલના બનાવોમાંનો એક છે આ ટૂંકી વાતની તફસીલવાર વિગત એ છે કે અરબગ નામે એક અફગાન કે જે ફોજદારે ગર્દનો સાથી હતો ને જે મદરેસામાં આવતો જતો હતો અને ત્યાંના વિદ્યાર્થીઓ જોડે જેણે દોસ્તી બાંધી હતી, તેણે ધર્માંધતાને વશ થઈ, તેમાંના એક જણના ભરમાવાથી મવલાના નુરૂદ્દીન કે જે "કહે કે તમારી પાસે સંદેશો પહોંચાડવા માટે મારા સગાવહાલાંઓ પ્રત્યે તમારા પ્રેમ સિવાય બીજો કાંઈ બદલો માગતો નથી" એ કોરાનના સૂત્ર મુજબ પેગંબરના ખાનદાન અને અલીના વલીપણા પ્રત્યે ભાન રાખતા હતા તેના પર રાફેઝીઈ હોવાનું તહોમત મૂક્યું, અને અજ્ઞાનતાને આધિન થઈ જુમ્માની

* દરેક મ્હોટા શહેરને માટે આવા વિશેષણ મળી આવે છે

§ હજરત અલીના અનુયાયીઓ, શીયા પંથીઓનો એક ભાગ કે જેમણે અલીના પુત્ર હુસેનના પુત્ર ઝૈદને નેતા તરીકે કબૂલ રાખી પછી તેનાપરથી પોતાની આસ્થા ખસેડી લીધી હતી

નિમાઝ પઢી મવલાના પાછા ફરતા હતા ત્યારે મદરેસાના ચોગાનમા જઈ પહોચી કેટલાક કારી જખમો તેમના માથા તથા હાથપર કર્યાં. મવલાનાના ભાણેજ શેર મહમદખાન તથા ઉબેદખાનના કેટલાક નોકરો કે જેઓ નિમાઝ પઢવા આવ્યા હતા તેમણે તેને ધૂળ ચાટતો કર્યો (મારી નાખ્યો), અને ઘાયલ થએલા મવલાનાને ઘેર લઈ જઈ રૂઝના ઈલાજ લેવા માંડયા. ફોજદારને આની ખબર પડતા પોતે તેની લાશને કોટવાળી પાસે અણાવી અને તેનુ વેર (લોહી બદલ લોહી, લેવા)ના ઉદ્દંડ ઉઠાવવા તથા મવલાના ઘર પર હુમલો લઈ જવા માટે બખેડાનુ મૂળ થઈ પડયો. આ ઉપરથી ગૈનિકો વગેરે વર્ગમાથી મવલાનાના લગભગ બે હજાર શિષ્યો અને અનુયાયીઓ તેમના ઘરમા એકઠા થઈ ગયા અને તેને અટકાવવા તેમજ તેની સામે થવા તૈયાર થઇ ગયા ત્રણ રાત ને દીવસ આ દંગો જારી રહ્યો. (શહેર) કોટવાલે વચમા પડી અફગાનોને લડાઈ કરતા અટકાવ્યા ઘા રૂઝાઇ ગયા બાદ અને તબીએત સુધરના વખતનો વિચાર કરતા મવલાનાને અમદાવાદમા વધારે વખત રહેવુ સલાહ ભરેલુ લાગ્યુ નહિ તેથી શહેર છોડી, ૭ કોસ દૂર આવેલા મોજે સાનદમા જઈ થોડો વખત રહ્યા હિ સ ૧૧૩૮ ના મહોરમ માસમા હામેદખાન જમીનદારો પાસથી પેશકસ ઉઘરાવવાને બ્હાને ઝાલાવાડ તરફ જવા માટે બહાર આવી તબૂ ઠોકી પડયો અને પોતાને આવી મળવા માટે સલામત મહમદખાન તથા જવાનમર્દખાનપર તાકીદ હુકમો લખ્યા વખત વિચારી જઇ પોતાના સ્થાન છોડી તેને જઈ મળવુ દુરસ્ત ધારી, તેઓ જઈ મળ્યા થોડો વખત આ પ્રમાણે બહાર ફરવામા ગયો, એટલામા મુબારેઝ ઉલ્મુલ્કે અજમેરથી કૂચ કરી મારવાડ જીલ્લા પાસે આવી પહોચવાની ખબર મળી.



## સૂણાની સરહદ પર મુબારિઝ ઉલ્‌મુલ્કનું આવી પહોંચવું ને મોખરાની ટૂકડી (એલચી) તરીકે શેખ અલ્લાયારબક્ષી વગેરેને નીમવા, અલીમહમદખાનનું ચાલી નીકળવું, દાંતીવાડા મુકામે તેમની મુલાકાત થવી, હામેદખાનનુ અમદાવાદ પાછા ફરવું, દક્ષણ તરફ જવાને ઇરાદે ત્યાંથી નીકળી પડવુ અને રસ્તામાંથી કંથાજી મરાઠા જોડે પાછા આવવું, સરદાર મહમદખાન ગવરની-એ મુબારિઝ ઉલ્‌મુલ્કના નાયબ તરીકે શહેરનો કબજો લેવો, અને એલચી (મોખરેની ટૂકડી) જોડે હામેદખાનને ઝપાઝપી થવી અને મજકૂર લશ્કરનું હારી જવુ

દારઉલ્ ખયેર અજમેરથી કૂચ કરી મુબારિઝ ઉલ્મુલ્ક મારવાડને રસ્તે અમદાવાદ તરફ આવવા નીકળ્યો અને રોજને રોજ નવો (નાજિર) અમલદાર મ્હોટી ફોજ સાથે ' આવે છે, આવે છે, " એવી ખબર સૂબામા ફેલાતી ગઈ, તેથી હામેદખાનના નીમેલા ફોજદારો અને આમેલોને રાખવાના બંદો-બસ્તમા ઘણી ખલેલ પડવા માંડી. કાઝી અસમઉદ્દીને પાટણ શહેરમા એવી વાત ઉડાડી કે મને અહીંના ફોજદારના નાયબના હોદ્દાની સનદ મળી છે અને તેમ કહી તેણે પોતાના હોદ્દાનો હવાલો લઈ લઈ હામેદખાને નીમેલા ફોજદારને કાઢી મૂક્યો, અને આવી રીતે ઘણી જગાઓએથી ફોજદારો અને આમેલોને દૂર થવુ પડ્યુ. લેખકના પિતાપર ઘણા તાકીદ પત્રો સતત આવવા માડ્યા કે તેમણે તેની (મુબારિઝ ઉલ્મુલ્કની) પાસે જલદી જઈ પહોચવુ. હવે સલામત મહમદખાન અને જવાનમર્દખાન બાબી જોડે પોતે એવો કરાર કર્યો હતો કે તેઓ સૌ સાથે ત્યા જશે. તેથી તેમણે જવાબમા ઢીલ થવાનુ કારણ લખી જણાવ્યુ કે તેમના આવી પહોચવાની પોતે રાહ જુએ છે, અને વળી ખાનો કે જેઓ હામેદખાન પાસે હતા તેમને એ બાબતથી વાકેફ કર્યા. જે દીવસે મુબારિઝ ઉલ્મુલ્કે વડગામ કસ્બામા મુકામ નાખ્યો તે દીવસે સૈયદ અકીલખાન કે જેને પોતે ઉચ્ચ સરકાર પાસેથી બાકીની રકમ લાવવા માટે હજુરથી પાસે મોકલ્યો હતો, તે ખિનાફત અને પૃથ્વી

પતિની દરબારમાંથી મનસબના ઇઝાફા તથા મુતવસ્સલખાનની બદલીમાં ગોધરા સરકાર તથા ઠાસરાની ફોજદારીના ઓદ્દાનું માન મેળવી તથા રૂપીઆ ત્રણ લાખ લઇ એજ મુકામે આવી પહોંચ્યો. હવે ત્યાંથી સૂબાની સરહદ પાસેજ હતી તેથી લેખકના પિતાએ ન આવી શકવાનું કારણ બનાવ્યું હતું તે કબૂલ ન રાખતા ઘણીજ તાકીદથી તેમને બોલાવ્યા. પોતે તેથી ન છુટકે રાધણપોરથી નીકળી રાત્રે પાટણ શહેરમાં આવ્યા અને બીજે દિવસે સિદ્ધપોર કસ્બા તરફ જવા નીકળી પડયા. દીવસને છેડે એ કસ્બાની પાસેજ મોખરાની ટૂકડી (એલચી) તરીકે શેખ અલ્લાયાર બક્ષીને (થોડા) લશ્કર તથા થોડી તોપો સાથે આગળ મોકલવામાં આવ્યો હતો તેના આવી પહોચવાની ખબર સાભળી પોતે તેને મળ્યા. હવે તેઓ આ પ્રાંતના કામકાજથી વાકેફ હતા તેથી તેણે વખતનો વિચાર કરી તેમને ત્યાજ રોકી પાડયા; અને આ જીલ્લાના રહેવાસીઓમાના કેટલાએક સ્વાર તથા પ્યાદાની એક ટૂકડીને તેમજ પાટણથી કાઝી અલમઉદ્દીનને બોલાવી મંગાવી તેમને બાદશાહી નોકરીમા દાખલ કરી દીધા, કે જેથી તેઓ રસ્તાઓના ભોમીયા તરીકે તથા નદીઓ ઉતરવા માટે ઘાટ બતાવવા ઉપયોગી થઈ પડે. બીજા બે વધારાના દીવસ શેખ અલ્લાયારના આગ્રહથી ત્યા રોકાયા, એટલામા ફરીથી તાકીદથી આવવાનો પત્ર આવ્યો, એટલે પોતે રવાના થઈ ગયા. પણ છાવણીથી બે કોસ દૂર આવેલા દાંતીવાડા ગામ આગળ તેમને એક બીજો પત્ર મળ્યો, જેમા જણાવ્યુ હતુ કે શેખ અલ્લાયારના કાગળ પરથી સમજાય છે કે તમે મોખરાની ટૂકડીને આવી મળ્યા છો, માટે હવે તમારે ત્યાજ થોભી જવું અને સમયને અનુસરી જે કાંઈ કરવું સલાહ ભરેલું લાગે તે પોતાની (મારી) બુદ્ધિ વાપરી અમલમા આણવું, જ્યા પોતે છાવણી પાસે આવીજ પહોચ્યા હતા તેથી ત્યાં જઇ તેને મળ્યા અને જે બનાવ ને હકીકતો બની હતી તેનો વિગતવાર અહેવાલ કહી સંભળાવ્યો અને સરદાર મહમદખાન ગવરની કે જે અમદાવાદમા હતો તેના નામનો નાયબની જગાનો હુકમ મેળવી રવાના કર્યો: તે હુકમ એવો હતો કે લાગ મળેથી શહેરનો કબજો લઇ લેવો. મુબારેઝ ઉલ્મુલ્ક નજદીકમા આવી પહોચ્યો છે એ ખબર સાભળી હામેદખાન અમદાવાદ પાછો ફર્યો, અને સલાબત મહમદખાન તથા જવાનમર્દ ખાન બાબી તેનાથી છુટા પડી નવા ઓધ્ધેદાર (નાઝિમ)ને આવકાર આપવા ગયા. હામેદખાન કે જે રોજ્જેરોજ મરાઠાઓના આવી પહોચવાની રાહ જોતો બેઠો હતો, અને ઉપરાઉપરી તેમને તે બાબતમાં સખત તાકીદ

રાખ્યા કરતો હતો તેણે જ્યારે તેમના આવવાની કાંઇ પણ નિશાની જોઇ નહિ ત્યારે, તેમજ નવો અમલદાર (મુબારેઝ ઉલ્મુલ્ક) સુબાની મસનદ પર આવી પહોંચ્યો છે ને તેની મોખરાની ટુકડી શહેરની પાડોશમાં આવી ગઇ છે, એ જ્યારે તેણે જોયું ત્યારે પોતે કરેલાં ન છાજતાં કામો તથા કૃત્યોનો તથા તેનું પરિણામ બુરૂં આવશે, એ વિચારથી રૂપસિંગ નામના માણસને નાયબ નીમી તથા સરદાર મહમદખાનને તેની મદદ તથા સહાયમાં રહેવાની ભલા-મણ કરી પોતે અહેમદાવાદ તરફ જવા નીકળી પડ્યો. મુબારેઝ ઉલ્મુલ્કની ઘણી તાકીદ હોવાથી શેખ અલ્લાયાર સિદ્ધપોર છોડી આગળ વધ્યો. સરદાર મહમદખાન (ગવરની)ને નાયબની નીમણુકનો પત્ર મળી ગયો હતો અને મોખરાની ટુકડી પણ ત્રીસ ગાઉ ઉપર આવી પહોંચી હતી એટલે તેણે એક યુક્તિ રચી રૂપસિંગને કહ્યું કે નવા અમલદારનું લશ્કર નજ-દીકમાં આવી પહોંચ્યું છે અને પોતે વગર દીવે તેની પાછળ ચાલ્યો આવે છે, તો તેને માટે સલાહ અને ફાયદા ભરેલો માર્ગ તો એ છે કે તેણે બધી જતું હોય તો (હમણાંજ) "મિર સલામત" રાખી–પોતે (અહીંથી) ચાલ્યા જવું. તેણે જોયું કે આમાં તો બાર નશીબ જોગ કરે છે એટલે તે બહાર ચાલ્યો ગયો, અને સરદાર મહમદખાને શહેરનો કબજો લીધો, અને તેને સાચ-વવાના પગલા લેવા માડ્યા. મહી નદીની પાડોશમાં હામેદખાનને કંથા-જીના આવવાની ખબર પડી, અને તે પણ જલદીથી આવી જઇ તેને મળ્યો અને તેઓ સાથે સાથે શહેર તરફ આવવા નીકળ્યા. રસ્તામાં તેમને રૂપસિંગ મળ્યો, તેણે પોતાના ચાલી નીકળવાની તથા મોખરાની ટુકડીના આવી પહોંચવાની ખબર કહી. હામેદખાને કંથાજી જોડે આવી શાહીબાગમાં મુકામ નાખ્યો અને શહેરમાં દાખલ થવાની બાબતમાં પ્રતિબંધ ન નાખવા તેણે સરદાર મહમદખાનને ઘણો સમજાવ્યો પણ તેણે માન્યુ નહિ તેથી પોતાને ફતેહ મળવા બાબતમાં તે નિરાશ થઈ ગયો. મરાઠાઓને લઈને હામેદખાન પાછો ફર્યો છે તથા સરદાર મહમદખાને શહેર કબજે કરી લીધુ છે એ બન્ને ખબરો એકી વખતેજ શેખ અલ્લાયારને શહેરથી ચૌદ કોસ દૂર કલોલ મુકામે મળી. વખતનો વિચાર કરી બાકીનુ લશ્કર ગુલામઅલીબેગ, ખાજા મહમદ અમાન તથા રાયજાદા હરકરણના હવાલામાં મૂકી, પોતે ખાસ ચુંટી કાઢેલા ઝડપી બહાદુર એકહજાર સવારને સાથે લઇ રાતને સમયે કે જ્યારે અધકાર પૂરો છવાઈ ગયો હતો ત્યારે ટેકરા ટેકરી કુદાવતો, ત્વરાથી કુચ કરી સાબરમતી નદીને પેલે કિનારે આવી પહોંચ્યો અને રાયખડને દરવાજેથી

શહેરમાં પેઠો; આથી કિલ્લામાંનાં માણસોને નવું જોર આવ્યું અને શહેરવાસીઓને એ રાત ઇદની રાત જેવી લાગી. હામેદખાનના જુલમમાંથી છુટવાનો આનંદ તેઓ શરીરમાં શમાવી શકયા નહિ. ગુલામ અલીબેગ અને બીજા સરદારો કલોલથી કૂચ કરી શહેરથી પાંચ કોસ દૂર આવેલા અડાલજ ગામે આવી પહોંચ્યા અને પોતાની છાવણી ફરતા મોરચા બાંધી દઇ મુકામ નાંખી પડયા અને જે હકીકત બની હતી તેની ખબર મુબારિઝ ઉલ્‌મુલ્કને આપવા ઝડપી કાસદો રવાના કર્યા. ફતેહ લશ્કર નામની તોપના ગાડાનું પઇડું ભાંગી જવાથી મુબારેઝ ઉલ્‌મુલ્ક પણ દાંતીવાડેથી એ મુકામ કરી સિદ્ધપોર આવી પહોચ્યો હતો. ત્યાં સલાબત મહમદખાને અને જવાનમર્દખાન બાબીએ પોતાના ભાઈઓ તથા છોકરાઓને લઈ લશ્કરી દાદ સાથે અલીમહમદખાન (લેખકના પિતા) મારફત તેની મુલાકાત લીધી. બીજી બે કૂચ કરી તે વીસનગર કસ્બે આવી પહોચ્યો. ભૂલથી મોદીખાનું મહેસાણે જવાથી એક દહાડો ત્યાં મુકામ રાખ્યો. ત્યાથી ઉપડી શહેરથી વીસ કોસ પર આવેલા મોજે બીરત રાયણે આવી મુકામ કરવાનું નક્કી કર્યું હતુ, ત્યા જતા, રસ્તામા મરાઠાઓ સાથે હામેદખાનના આવી પહોચવાની, તેમની સાથે લડાઈ થવાની, મોખરાની ટૂકડી હારી જવાની, ખાજા મહમદ અમાનના તથા રાયજાદા હરકરણના માર્યા જવાની ખબર જે તે યુદ્ધક્ષેત્રમાથી ઘાએલ થએલા સિપાઈઓ આવતા રહ્યા હતા તેમની વાતપરથી ઝાહેર તથા પ્રસિદ્ધ થઈ તે, એ હતી કે મોરચા બંધાઈ ગયા બાદ હામેદખાન મરાઠાઓને લઈ તેમના પર ચઢી આવ્યો અને બંદૂક ને તોપને લડાઈ શરૂ થઈ અને સવારથી મધ્યાહ્ન કાળ સુધી બંને બાજૂથી અગ્નિ સળગાવી યુદ્ધની ભઠ્ઠીને ગરમ બનાવવામા આવી. મરાઠાઓની દહેશત તથા તેમના ભયને લીધે કેટલાક કસબાતીઓ કે જેઓ (લશ્કરમા) નોકર તરીકે જોડાઈ જોડે (રહી લડતા) હતા તેઓ ટકી રહી શકયા નહિ, અને તેથી સામા ઉભા ન રહેતાં તેમણે નાસી છુટવાનો રસ્તો શોધવા માડયો, અને બીજાઓની પાયદારી (ટકી રહેવાની શક્તિ) ના સ્થંભ તેમણે હલાવી નાખ્યા. આ પરિસ્થિતિ જોઈ ગુલામ અલીબેગ, ખાજા મહમદ અમાન અને રાયજાદા હરકરણે હિંમત અને બહાદુરીથી લડાઈમા ઝંપલાવી પડી હારબંધ શત્રુના લશ્કર પર તૂટી પડયા.

તોપોના અવાજથી યુદ્ધ પોતાને સ્થાનેથી કૂદી પડયુ,
અને (તેણે) શરીર સૈનિકોનું ગળું પકડયું.

કમાનોમાંથી તીરોએ છૂટવા માંડ્યું,
મેઘ ધનુષ્યમાંથી વીજળીએ ઉછળવા માંડ્યું.
ગુજરાતી અને દિલ્હીવાળી શરવીરોએ
યુદ્ધનો ઝુંડો ઉડતો કર્યો.
ઘણાઓ માર્યા ગયા અને ઘણાઓને તેમણે મારી નાંખ્યા.
ઘણા પરાક્રમી લડવૈયાઓ નાશ પામ્યા.

તેઓ જ્યા હાથીપર સ્વાર થઈ હામેદખાન બેઠો હતો તેની સામે જઈ પહોંચ્યા અને તેમણે બેધારી તલવારો ચલાવવા માંડી. ખાજા મહમદ અમાન અને રાયજાદા હરકરણ નામના બેઉ પરલોક સીધાવ્યા, અને ગુલામ અલીબેગ ઘણો જખમી થયેલો હોવા છતા બહાદુર લડવૈયાની માફક શત્રુના લશ્કરની હાર ભેદી થોડા માણસો સાથે શહેરમા આવી પહોંચ્યો જેઓ મરતા બચ્યા હતા તેઓ લૂંટાઈ જઈ થોડા અમદાવાદ પહોંચી ગયા ને થોડા આજુબાજુ ને આસપાસ વીખેરાઈ ગયા અને તેમાનો એક ભાગ મોજે બીજ્ત રાયણ કે જ્યા પહેલા છાવણી નાખવામા આવી હતી ત્યાં પડતો આખડતો આવી પહોંચ્યો ટૂંકામા વસ્તુસ્થિતિની તથા બનેલા બનાવોની ખબર પડતા મુબારેઝ ઉલમુલ્કે, શત્રુની સામે થવા તથા આગળ કૂચ કરવા બાબતમા શુ યોજના ને તૈયારી કરવી તે વિશે રાતને વખતે મસલત કરવા એક સભા ભરી

કામના કરવૈયાઓ પાસે અંત કરણની છૂપી વાત કહી,
મસલત કરવાના દાબડાનુ ઢાકણુ ખોલ્યુ

આ પ્રાન્તની હકીકતથી અલી મહમદખાન વાકેફ હતા તેમજ એ પ્રદેશના માણસો જોડે તેમને દોસ્તી હતી એટલે એમની સલાહ તથા દોરવણી મુજબ સલાબત મહમદખાન તથા જવાનમર્દખાનને બોલાવી મગાવવામા આવ્યા અને તેમની પાસેથી વચન અને કોલ લઈ, સોગનથી પાકા અને દૃઢ કરાવી વીરમગામની ફોજદારી સલાબત મહમદખાનને તથા પાટણની જવાનમર્દખાનને આપી, અને તે બને ઓહદાના પોશાક તે બને ભાઇઓને આપી તેમના મન મનાવ્યા, અને તેમની રજા તથા જવાબદારીપરથી આસપાસના તથા પાડોશના રાજપૂત જમીનદારો અને કોળીઓને બોલાવી મગાવવાના હુકમ કાઢ્યા સીધે રસ્તે જતા લશ્કરને પૂરૂં પડી શકે એટલા જથામા પાણી મળી શકે તેમ નહતુ તેથી એવો નિશ્ચય થયો કે વીજાપોરની દિશામા જઈ સાબરમતીનો કાંઠો પકડી તે રસ્તે આગળ વધવું. અલી

મહમદખાન, સલાબત મહમદખાન અને જવાનમર્દખાન રસ્તાથી તેમજ નદી પાર ઉતરવાના ઘાટથી વાકેફ હોવાથી તેમને લશ્કરની મોખરાની ટૂકડી તરીકે નીમવામાં આવ્યા, અને બીજે દીવસે કૂચનું ઢોલ વગાડવામાં આવ્યું અને સાબરમતીને કિનારે આવી પહોચી ત્યાથી ઉપરાઉપરી કૂચ કરી આગળ વધવા માંડયું. ફતેહ મેળવી હામેદખાન મોજે અડાલજથી શાહીબાગ પાછો ફર્યો હતો. પણ પોતે (દરવાજા ખોલી) શહેરમાં દાખલ થઈ શકે એવો સંભવ લાગ્યો નહિ: વળી નવા ઓહ્દેદાર (મુબારેઝ ઉલ્મુલ્ક)ની સારામાં સારી ટૂકડીઓ તથા સરદાર મહમદખાને નોકરીમાં રાખેલી ટૂકડીઓ ભેગી થઈ હતી, તથા લોકોમાં વાતો ચાલતી હતી કે નવો ઓહ્દે-દાર વીસ હજાર બહાદુર સવારોની સેના, તમામ તૈયારી સાથે, લઈને આવે છે; તેમજ મરાઠાઓની યુદ્દ કરવાની રીત એટલે પાછા પગલા કરવા, પોતાનું લશ્કર કે જે આશરે ચાર પાચ હજારની સંખ્યા જેટલું હતુ, તેનામાં લડવાની જવાબદારી માથે લેવા જેટલી શક્તિ પોતે જોઈ નહિ, તે ઉપરાત સિપાઇઓ અને ઘણાખરા નોકરો જેમણે પોતાના ચઢેલા પગારનો તકાદો કરવા માડ્યો હતો અને જેઓ તેની પડખે રહેવાની ઇચ્છા ન રાખતા હતા—દાખલા તરીકે, મોરલીધરદાસ એનો ગુજરાતી દીવાન, કે જે પરિણામ માઠુ આવે તો પોતે સિપાઈઓને હાથે કેદ પકડાય એવી બ્હીકથી નાસી ગયો હતો—એ બધુ જોઈ પોતે, જે દીવસે શહેરથી બાર કોસપર આવેલા ગામ પેથાપુર આગળ મુબારેઝ ઉલ્મુલ્કના આવવાની ખબર સાંભળી, તેજ દીવસે દક્ષણ તરફ જવાને ઈરાદે કંથાજીની જોડે મહેમદા-વાદ તરફ રવાના થયો અને ત્યાથી મહી નદી ઉતરી આગળ ચાલતો થયો. હિ. સ. ૧૧૩૮ ના બીજા રબી માસની છઠ્ઠી તારીખે મુબારેઝ ઉલ્મુલ્ક શહેરની પાડોશમા આવી પહોચ્યો અને શહેરની ઉત્તરે, સાબરમતી નદીને કિનારે આવેલા મહમદ અમીનખાનના બાગની લગોલગ મુકામ કર્યો, અને સૂબાના દીવાન મોમિનખાન, શદર અમુલ મુફાખરખાન, કાઝી અબદુલ અહદખાન, બક્ષી અને ખબરપત્રી અમાનતદારખાન, સમાચાર આરપત્રી ફ્ખીર અલીખાન, શેખ અલ્લાયાર, સરદાર મહમદખાન, સૈયદ ફૈયાઝખાન, શેરાનીખાન, તથા બીજા મોટા માણસો અને માનવંતા સૈયદો, ઉચ્ચ દરજ્જાના શેખો, સૂબાના મુખ્ય મુખ્ય મનસબદારો. ખુશાલચંદ નગરશેઠ, નાણાવટી તથા હિંદુ મુસલમાન વેપારી મંડળના પ્રમુખો, મોઝે જઈ એની મુલાકાત લીધી. મુબારેઝ ઉલ્મુલ્કે ત્યાજ થોડા દહાડા મુકામ રાખી, ફોજદારો, આમેલો, અને થાણદારોની નીમણુકો કરવા માટે તથા

લુંટફાટ કરનારાઓને બંદોબસ્ત કરવા માટે કારભારીઓ તથા શુભેચ્છકોની એક સભા ભરી. તે વખતે શહેરમાં દાખલ થવું પોતાને સલાહ ભરેલું જણાયું નહિ, તેથી ત્યાંથી મુકામ ઉઠાવી બહારને રસ્તે શેખ ભીખનની દરગાહ (ઇશ્વર એને પવિત્ર રાખે) ની નજદીકમાં શહેરની દક્ષિણે સાબરમતીના કિનારાપર તંબુ ઠોક્યા. ફિદાઉદ્દીનખાન કે જેને પાછળથી મોમિનખાન તથા નજમઉદ્દૌલાના ખેતાબ તથા અમદાવાદની સુબેદારી આપી સન્માનિત કરવામાં આવ્યો હતો ને જે હકીકત હવે પછી ઇશ્વરેચ્છા હશે તો—તેને યોગ્ય સ્થળે લખવામાં આવશે, તેને શીબંદીના ખરચ માટે ત્રીસ હજાર રૂપીઆનો દરમાયો નક્કી કરી ફોજદારે ગઈ નીમવામાં આવ્યો. અને શહેર કોટવાળ તરીકે કચ્છ અલીને મોકલ્યો. કુચનો વખત બહુ લંબાવાથી સિપાઈઓનો માલ ને સરસામાન ઘસાઇ ગયો હતો એટલે તેઓ પોતાના અસબાબ તથા સામગ્રી દુરસ્ત કરવા મંડી ગયા.

---

## પીલાજીને સાથે લઈ કંથાજી મરાઠાનું પાછું ફરવું, તેમની સામે થવા પોતાના પુત્ર ખાનેઝાદખાનને લશ્કર આપી મુબારેઝ ઉલ્મુલ્કે નીમવો, ફોજદારો અને આમેલોને તેમને કામે ચઢાવી દેવા, અને તેનું શહેરમાં દાખલ થવું

---

કંથાજીએ હામેદખાનને મહીપાર ઉતારી દીધા બાદ તેની પૂંઠ લેતું તેણે કોઇને જોયું નહિ, તેમજ પીલાજી પણ એ અરસામાં આવી પહોંચ્યો હતો, તેથી તેઓ બન્ને જણા સાથે સાથે પાછા ફર્યા, અને તેમણે મુસલમાનોની છાવણીની આજુબાજુ તથા પાડોશમાં લૂટફાટ કરવા તથા ધાડ પાડવા માંડી, રસ્તે આવજા કરનારને મારી નાખવા તથા કેદ કરવાના અત્યાચારનો હાથ લંબાવ્યો; અને ફોજદારે ગઈ, ફિદાઉદ્દીનખાન કે જે પરાઓ સંભાળવા માટે પોતાનું લશ્કર લઇ બહાર આવી લશ્કર ગોઠવી રહ્યો હતો તેની જોડે એ ત્રણ વખત નયનપૂરની ગઢી તથા રાજપુરની બાજુ તરફ તેમને સખત ઝપાઝપીઓ થઈ મુબારેઝઉલ્મુલ્કે પોતાની સાથે લાવેલા લશ્કરમાંથી આશરે દસ હજાર બહાદુર સવાર, અને તેટલાજ પ્યાદા આપી, પોતાના પુત્ર ખાનેઝાદખાનને, સૈયદ અકીલખાનને દીવાન

નીમી, જવાનમર્દખાન, સરદાર મહમદખાન, અને સૈયદ ફૈયાઝખાનને ત્રણ ચાર હજાર ગુજરાતી સવારોનો રસાલો (લશ્કર) સોપી, મરાઠાઓને ધકો આપવા, શિક્ષા કરવા તથા હાંકી કાઢવા માટે તેમજ મહમદ ઈજ્જ કે જેને ધોળકાના ફોજદાર તથા અમીનનો, નુરૂદીન મહમદખાન કે જેને ખંભાત બંદરના મુતસદ્દીના નાયબનો, અલીમર્દાન કે જેને પેટલાદના ફોજદાર ને અમીનનો ઓહદો આપવામા આવ્યો હતો, તે દરેકને પોતાનો ઓહદો સંભાળી આપાનવા જવા, રૂખસત આપવામા આવી, અને પોતે સફર ડુ મહીનાની બાવીસમી તારીખે અમદાવાદ શહેરમા પ્રવેશ કર્યો, અને નિઝામતના ઓહદાને લગતો માલી ને મુલ્કી કારભાર કરવા માંડયો તેમજ હામેદખાને નીમેલા નોકરો અને આમેલો જેઓ આ પ્રાંતના વતનીઓ હતા તેમને પકડી આણવા (કેદ કરવા)ના પગલા લઈ એ રસ્તે તેમની પાસેથી નાણાની મ્હોટી રકમો માગવામા આવી નિઝામતના દીવાનની જગાપર અલી મહમદખાનને નીમવામા આવ્યા, તથા શહેરનો સાયર મહાલ બાદશાહી કારખાનાઓના ખરચને માટે સુબાના દીવાનના હાથ નીચે મૂકયો, તથા તે સિવાયના શહેરના બીજા મહાન (ખાતા) તથા ખાલસાના (ન્હાના મ્હોટા) બધા પરગણા તેમજ પાયમાલી (મહેસુલની બાકી) પોતાના તાબામા લીધા પોતાને સોપેના લશ્કરને બરાબર ગોઠવી ખાનેઝાદખાન ધોળકા તરફ કૂચ કરી ગયો રસ્તામા મરાઠાઓએ તેના લશ્કરની જમણી ને ડાબી બાજૂ, આગલી ને પાછલી ટૂકડીઓપર (એટલે ચારે બાજૂથી) હલ્લો કર્યો, પરતુ બહાદુર મુસલમાન સિપાઈઓએ તેમને પાછા હટાવ્યા અને ધોળકે પહોચી ગયા મહમદ ઈજ્જને પોતે તેના ઓહદાપર ચઢાવી દીધો, અને ત્યાથી પછી આગળ વધ્યો, અને મરાઠાઓ જોડે ઝપાઝપી કરતો પેટલાદ તાબે સોજીત્રા ગામ આવી પહોચ્યો એ મુકામ પર દક્ષણીઓએ બખેડો કરવા ખૂબ કોશેશ ને પ્રયાસ કર્યા અને ત્યા એક જબરી લડાઈ થઈ ને તેમા તેમને નસીહત મળી ખંભાત બંદરે નુરૂદીન મહમદખાનને અને અલી મર્દાનને પેટલાદમા તેમને ઓહદે ચઢાવી મરાઠાઓની પૂઠ પકડવા પોતે આગળ વધ્યો મુસલમાની લશ્કરના પ્રહાર સહન કરવાની તેમનામા શક્તિ ન હોવાથી તેઓ મહીપાર ઉતરી ગયા બીજા કેટલાએક મહાલોનો બંદોબસ્ત કરી તથા મુબારેઝ ઉલ્મુલ્કના પત્ર મુજબ ફોજદારો નીમી અમદાવાદ તરફ પાછા ફરી શહેરની પૂર્વે એ કોસ પર આવેલા રખીઆલ ગામે દેરા ઠોકયા સૈયદ નજમુદીન અલીખાન અને નિઝામત અલીખાન કે જે એને મદદ કરવા માટે નીમાયા

હતા ને પાછળથી આવતા હતા, તેઓ આ અરસામા શાહીબાગ આગળ આવી પહોચ્યા. મુબારેઝ ઉલ્મુલ્ક પોતાના બીજા પુત્ર શાહ નવાઝખાનને તેમને આવકાર આપવા મોકલ્યો, ને તે તેમને શહેરમા લઇ આવ્યો તેમની જોડે મુલાકાત થઈ, રીતસરના ખાણા અને જાફતો અપાયા અને ભેટો થઈઓ ત્યાર બાદ પોતાની જોડે લાવેલા ત્રણ હજાર માણસના લશ્કર સાથે સૈયદ નજમુદ્દીન અલીખાન ખાનેઝાદખાન જોડે થઈ ગયો અને મરાઠાઓને નસીહત આપવા તથા શિક્ષા કરવા માટે તેમને જવાનું નક્કી કરવામા આવ્યુ કારણ કે મુસલમાનોની ફોજના પાછા ફર્યા બાદ એ મરાઠાઓએ પાછા આવી કપડવણજની પાડોશમા કોળીઓ જોડે મળી જઈ યોગ્ય જગાએ ચારે તરફ કાંટાની વાડવાળી છાવણી નાખી મ્હોટા ઝાડોવડે તેને કિલ્લાની માફક સુરક્ષિત બનાવી દીધી હતી અને બખેડા તથા ફિસાદનુ મૂળ થઈ પડયા હતા તેઓ પણ પોતાનો સરસામાન ને અસબાબ તે સુરક્ષિત જગાને આશરે રાખી તેમને આવકાર આપવા આગળ આવ્યા અને પોતાનામા હતી તેના કરતા વધારે શક્તિથી લડયા મુસલમાની ફોજે તેમનાપર છાપો મારી તેમને પાછા હઠાવ્યા, અને તેમને તેમની સુરક્ષિત જગાએ હાંકી કાઢયા મરાઠાઓએ પોતાના ઝાડના બનાવેલા દુર્ગ તથા રાચ્યા બનાવેલા કોટને આશ્રયે રહી લડવા માંડયુ આકાશના ગડગડાટ જેવા ગડગડાટ કરતા ને વીજળીના ચમકારા જેવા ચમકારા વરસાવતા તોપખાનાના હુમલાએ તેમના લશ્કરરૂપી લણીના પાકને આગ લગાડી મૂકી, તેથી એ શત્રુઓના વિરોધનો સૂર્ય અસ્ત થવાની સરહદ પર આવી પહોચ્યો, એટલે ફરી સામે થવા જેટલી શક્તિ તેમનામા રહી નહિ, અને તેમની દૃઢતાના પગ લપસી ગયા

એ લડાઇમા શત્રુના સિપાઇઓને
પોતાના નસીબ તરફથી બિલકુલ મદદ મળી નહિ,

તેથી લાચારીથી પોતાના હરીફને લડાઈનુ મેદાન સોપી તેઓ ચાલ્યા ગયા અને ઇસ્લામના શૂરવીરોએ ફરી છાપો મારી તે જગાએ પોતાની છાવણી નાખી મરાઠાઓને વધારે વખત રોકાવાની તક ન આપતા ત્યાથી તેમની પૂઠ પકડી અને એક પછી એક મજલ કાપતા તેમના મોદીખાનાને (છાવણી બજારને) ઘેરી લઇ મહી નદીને પેલે પાર હાંકી કાઢી ડુંગરી પ્રદેશના મોહાન (ગામ) સુધી પહોચાડયા વડોદરાની ફોજદારી શેખ હુસેન ઉદ્દીનને તથા ભરૂચ, જંબુસર ને મકબૂલાબાદની ફોજદારી બીજાને આપવામા આવી

---

## વડનગર કસબાની ખરાબી, તેને બાળી નાખવો તથા બીજી ઘટનાઓ ✓

જે વખતે ખાનેઝાદખાન પોતાના લશ્કર સાથે મરાઠાઓ જોડે માળવાના પ્રદેશમાં લડાઇ કરતો હતો તે વખતે કંથાજી ને ભાસ્કર મરાઠાએ એક બીજુ લશ્કર લઇ ઈડરની બાજુ તરફથી આવી વડનગર કસબા સુધી પહોચી તેને ઘેરો ઘાલ્યો. એ કસબો એક માતબર જગા હતી, અને ધનવાન માણસો, સમૃદ્ધિવાન સરાફો અને ઉમદા વેપારીઓ કે જેમની લાખો રૂપીઆની લેવડદેવડ દરેક શહેર ને પ્રદેશમા ચાલતી હતી, તેવી નાગરબ્રાહ્મણ કોમના વસવાટનુ સ્થાન હતુ એ કસબાના જે વતનીઓ શહેર (અમદાવાદ)મા રહેતા હતા તેમણે ઘણીએ ફરીઆદ કરી તથા તે જગાનો બચાવ કરવા માટે લશ્કરની માગણી કરી પરંતુ એ કામને માટે લાયક થઇ પડે તેવા લશ્કરને અભાવે મુબારિઝ ઉલ્મુલ્ક તેમને મદદ કરી શક્યો નહિ અગર જો કે વડનગરનો કિલ્લો મજબૂત હતો છતા તેમા કિલ્લેદાર કે સિપાઇઓ ન હોવાથી, તેમણે લાચારીથી ખંડણી તરીકે ચાર લાખ રૂપીઆ આપી પોતાનો છૂટકો કર્યો અને એ ફોજ જે રસ્તે આવી હતી તે રસ્તે થઇ પાછી ફરી કંથાજીએ અને પીલાજીએ મુસલમાનોના લશ્કર જોડે લડવાની પોતાનામા શક્તિ કે લડાઇમાથી કાંઇ લાભનો સંભવ ન જોવાથી, તેઓ બને પોતપોતાની ફોજ સાથે એકબીજાથી છૂટા પડી ગયા અને લૂટફાટ કરવી શરૂ કરી દીધી, એવી ધારણાથી કે જો મુસલમાની ફોજ તેમના બેમાથી એકની પૂઠ પકડે તો બીજાએ બીજી બાજૂએ જઈ ફિતના ફિસાદ (દગા-હુલ્લડ)ની ધૂળ ઉડાડવી આ ઉપરથી કંથાજી ગોધરાને રસ્તે છાડર ને ત્યાથી વડનગર કસબા તરફ ગયો અને પીલાજી વડોદરા તરફ પાછો ફર્યો અને ત્યાથી મહી નદી ઉતરી આવ્યો ન છૂટકે મુસલમાની લશ્કરને પીલાજીની પૂઠ લેવી પડી, કારણ તે શહેર તરફ ચઢી આવવાને વિચારે પાછો ફર્યો હતો, અને લશ્કર ખંભાત બંદરની સરહદપર આવી પહોચ્યુ, પણ પીલાજી ઝપટ વાપરી સોરઠને કિલ્લે જતો રહ્યો કંથાજીએ વડનગરને ઘેરો ઘાલ્યો ત્યાના રહેવાસીઓ હજુ પહેલા હુમલાના પ્રહારથી ઠેકાણે પડયા ન હતા એટલે (આ યોગથી) તેઓ ગભરાઈ ગયા, અને કતલ થએલા પ્રાણીની માફક પગડા મારી ગામમા રહેવાને બદલે નહાસી જવુ વધારે પસંદ કરી, રાત્રીના અંધકારના પરદાનો લાભ લઇ પોતાના બાપદાદાના ઘરબ્હાર છોડી સમ-

વિના તારાની આફક વેરણ ખેરણ થઈ ગયા. સવારના પહોરમાં જ્યારે દીવમરૂપી સૈનિકે ગાતરૂપી કાળા હબશી પર હુમલો કર્યો ત્યારે વગર અટકાવે મરાઠાઓ કમબામાં પેસી ગયા અને ઘરના માલિકો જે વસ્તુઓ લઈ જઈ શકયા નહતા તેના પોતે માલિક થઇ બેઠા. જૂના વખતથી એ કસબો આ પ્રાતમા આબાદી ભોગવતો આવેલો હતો, એટલે રાચરચીલાં અને દાટેલા ખજાના ખોદી કાઢી તેમણે મ્હોટી રકમો હાથ કરી; પણ એટલાથી સંતોષ ન પામતાં તેમણે ત્યાં આગ લગાડી અને તે આગમાં કેટલીએ મનહર, ઘણી મહેનતે બાધેલી, અને ચિત્રોથી સુશોભીત ઇમારતો બળી ગઇ, ત્યાના રહેવાશીઓ તથા ઘરના માલિકોએ બળતે મને, રડતી આંખોએ પોતાનુ વતન છોડી આમતેમ રખડવું પસંદ કર્યું. જેમનાથી બની શકયુ તેઓ મથુરા અને કાશી (બનારસ) ચાલ્યા ગયા અને બાકીનાઓ આજ પ્રાતના બીજા કમબાઓ તથા ગામોના આશ્રય લઈ ત્યા રહી પડ્યા. આ પ્રદેશના લોકોને મોઢે અને જીભે એક કહેતી ચઢી ગઈ છે તે એ છે કે અમદાવાદને બે સોનેરી પાંખો છે: એક વડનગર બીજી ઉમરેઠ: કારણ આ બને કસબામા જેમની મુડી લાખો રૂપીઆની હતી એવા ઘણા ધનવાન અને પુણ્યવાળા વેપારીઓ રહેતા હતા. પરંતુ વખતના વહેવા તથા આફતોના પડવાને સબબે તે બંને કમબા હાલ તૂટી ગયા છે, અને વેરણ ખેરણ થઈ ઉડતા ભૂકા જેવા થઈ ગયા છે: પરિણામે અમદાવાદ પાંખ ને પીછા વિનાના પક્ષી જેવું થઈ ગયુ છે. ટૂંકામા ખાનેઝાદખાન કે જે ખંભાત બંદરે જઈ પહોચ્યો હતો તેને ત્યાથી બોલાવ્યાથી અમદાવાદ પાછો ફર્યો, અને શુજાઅતખાનના મકાનમા ઉતારો રાખ્યો. જ્યારે આ બનાવોની પવિત્ર હજૂરથીને ખબર પડી ત્યારે ખાનેઝાદખાનને અસલ ને ઇઝાફાવાળી ૭ હજારી જાતી (મનમબ), પાચ હજાર સવાર, તથા ગાલેબજંગના ખેતાબથી અને સૈયદ નજમુદીન અલીખાનને પણ ઉચી જાતનો ઇજાફો આપી સન્માનિત કરવામા આવ્યા. પોતાને વતન પાછા ફરવાની મોસમ આવી પહોચવાથી પીલાજી ને કંથાજી ચાલ્યા ગયા. કાંઇક બાબતને લીધે મુબારેઝ ઉલ્મુલ્કના મનમાં સૈયદ નજમુદ્દીન અલીખાન સંબધે ખોટું લાગી ગયું હતું, તેને એ વાતની ખબર પડી જવાથી તે હજૂરથી પાસે જવા નીકળ્યો. પોતાના સાથીઓમાના એક, અબદુલ્લાબેગને ખાનેઝાદખાને ભરૂચની ફોજદારી તથા અમીની આપી મુબારેઝ ઉલ્મુલ્ક પાસે તેને પોશાક અપાવી તેણી તરફ રવાના કર્યો. આજ સાલના રમઝાન માસમાં, રૂહઉલ્લાખાનની પુત્રી ને મુબારેઝ ઉલ્મુલ્કની સ્ત્રી, પન્નાબેગમ ઇશ્વિરશરણ

૫૪. મુ'દમ'ઝેલ (ઔર'ગઝેબ)ના શાહઝાદા મહમદ અઝીમઉશ્શાન જોડે પરણેલી આયેશાબેગમની એ માજણી બ્હેન થતી હતી. હઝરત શાહભીખન (ઇશ્વર એની કબરને પવિત્ર રાખો)ની દરગાહમાં એને દાટવામાં આવી.

હે મોત! તેં હજારો ઘર વેરાન કર્યાં છે,
હસ્તીરૂપી મુલકમાથી જીવને તું લૂંટી ગયું છે.
આ દુનીયામાં જે કોઈ મૂલ્યવાન જવાહિર પેદા થયું
તેને તું ઉપાડી ગયું છે અને જમીનની નીચે દાટી દીધું છે.

એજ વખતમા સીબ'દી (લશ્કર)ના ખરચની રકમની માગણી અને શહેરની ઉપજ લેવા બાબત, તથા મુબારેઝ ઉલ્‌મુલ્કના નોકરોને સરદાર મહમદખાન જોડે, બોલાચાલી થતા, મામલો બગડી ગયો અને તેનુ પરિણામ માઠુ અને અનિષ્ટ આવ્યું (તેમના વચ્ચે અણબનાવ થયો). હવે લેખકના પિતા તેના કારભારી (વહીવટદાર) તથા વકીલ હતા, તેમજ નાયબગીરીનો પત્ર તેનાપર મોકલાવનાર હતા, તેથી તેમની જોડે પણ મુબારેઝ ઉલ્‌મુલ્કનુ મન ઉંચુ થયુ, અને નિઝામતના દીવાનની જગાએથી તેમની બદલી કરી તે જગાએ મહમદ સઇદબેગને નીમ્યો. (લેખકના) પિતા (દરબારમા) આવવું જવું બધ કરી ઘેર બેઠા, અને લગભગ બે મહીના એમ ચાલ્યા ગયા. દરમ્યાન જે કેટલાક કામ એમની સલાહ અને બુદ્ધિ અનુસાર થતા હતા તે ચુથાઇ ગયા. મુબારેઝઉલ્‌મુલ્કે ખુશાલચદ નગરશેઠના કેટલાએક, પોતાનો સ્વાર્થ સાધનાર એવા, વિરોધીઓની વાત સાભળી તેને કેદ કર્યો અને રેશમી કાપડના વેપારીમહાજનના શેઠ ગ'ગાદાસને કુલ શેઠ નીમ્યો અને જો તે (મુબારેઝ ઉલ્‌મુ'ક) ખુશાલચદને જાહેરમા રૂસવા અને બેઆબરૂ કરે તો તે શરતે લાખ રૂપીઆ આપવા પણ તે (વિરોધીઓ) કબૂલ થયા. આ અરસામા સિપાઈવર્ગ (પગાર માટે) મુબારેઝઉલ્‌મુ'કપર તકાદો કરતો હતો તેથી તેને ઝાહેરમા રૂસવા કરવા બાબતમા તેનુ મન ઢચુપચુ થવા લાગ્યુ. (લેખકના) પિતા દરેક કામની યોજના સારી કરી શકે છે તથા તેમના વિચાર હમેશા શુદ્ધ હોય છે એવો મુબારેઝ ઉલ્‌મુલ્કને સ'પૂર્ણ વિશ્વાસ હોવાથી તેમની ગેરહાજરીમા પોતે બોલ્યો કે ફલાણો ફલાણો મારી જોડે નાખૂશ થયો છે (રીસાયો છે) અને તેથી ઘર સેવે છે, છતા હુ તેને બોલાવુ તો આવે કે કેમ? તેમના કેટલાક મિત્રો ત્યા હાજર હતા તેમણે કહ્યુ કે તેને ન આવવાનું કાઇ કારણ નથી. ખાનગી રીતે તેમણે તેમને ખબર આપી દીધી કે જો કોઈ માણસ તેમને બોલાવવા આવે તો તેમણે આવવુ, આ ઉપરથી જ્યારે

ખ્વાજેસરા (જનાનાના રક્ષક) મનખૂને મુબારેઝ ઉલ્મુલ્કે તેડવા મોકલ્યો, ત્યારે પોતે ત્યાં ગયા અને તેને મળ્યા. અંતઃકરણની આરસીપરથી નાખૂશીનો મેલ સાફ કરી, ખુશાલચંદના મામલા વિષે તેમનો અભિપ્રાય જાણવા ઇચ્છ્યું. તેમણે ઝાહેર કર્યું કે એ સ્વાર્થી માણસોની મતલબ એવી છે કે એની આબરૂ લેવામા આવતાં એ પોતેજ સ્વમાનની લાગણીને વશ થઈ આપઘાત કરશે, અને આવું થવાથી એમની ઇચ્છા પાર પડશે (મતલબ બર આવશે). જો નાણાંજ મેળવવાપર તમારી નજર હોય તો જેટલાં બની શકે તેટલા (તેની પાસેથી) લેવાય તેમ છે; જેથી નાણાં પણ મળશે અને એ સ્વાર્થી માણસોના માથાપર ઘા કરવાનું પણ બાકી (મુલતવી) રખાશે. એ રસ્તો તેને સલાહ ભરેલો લાગવાથી તેમના વખાણ કર્યા, અને સાઠ હજાર રૂપીઆ નક્કી કરવામા આવ્યા, તે પહોચાડયા બાદ પોતે (ખુશાલચંદ) જમાદાર મહમદ લતીફ્પવાર જે બરતરફ થઇ જતો હતો તેની જોડે પાટનગર ગયો. દરમાયાના રૂપીઆની રકમ પેટે ત્રણ લાખ રૂપીઆ કે જે મુબારેઝ ઉલ્મુલ્કના પત્ર મુજબ તેણે અમદાવાદના સરાફો પાસથી લઈ લીધા હોવાનુ ઝાહેર કર્યું હતું તે રૂપીઆની રકમ હજૂરથીએ કૃપા કરી તેને આપી. કોઇ અમુક કારણને લીધે ખાનેઝાદખાનને પોતાના બાપ જોડે અણબનાવ થવાથી પોતે હજૂરથીના દરબાર તરફ રવાના થઈ ગયો. મહમદ સઇદબેગની ફેરફારીમા નિઝામતના દીવાનની જગા મુબારેઝ ઉલ્મુલ્કે મહમદ સલમાનને આપી. હિ. સ. ૧૧૩૯મા મુબારેઝ ઉલ્મુલ્ક કડી અને બીજાપોર પરગણા તરફ પેશકશ ઉઘરાવવા તથા જમીનદારો અને બંડખોરોનો બંદોબસ્ત કરવા તથા તેમના જામીન લેવા ચાલી નીકળ્યો. આ અરસામા મરાઠાઓને પાછા ફરવાની મોસમ આવી પહોંચી હતી એટલે કંથાજી આણી તરફ આવતો નીકળ્યો અને મહી નદી સુધી આવી લાગ્યો, અને મલાહ કરવા રૂપી કામની દોરી હલાવવા માડી, અને પોતાના હિસ્સાનો ચોથો ભાગ કે જેને ચોથ કહે છે તે નક્કી કરી આપવા માગણી કરી, પોતાના પ્રતિનીધિઓ તેની પાસે મોકલ્યા. હવે આ વખતે મુબારેઝ ઉલ્મુલ્કની લશ્કરી તૈયારી તથા યુદ્ધની સામગ્રી એટલી બધી સારી હતી કે જેના વડે પોતે તેની સામે થઇ તેની હરાવી શકે, પરંતુ એ પ્રાતના વતનીઓના દુષ્ટ કામો તથા વર્તણૂકને પરિણામે, દક્ષણીઓજ એ પ્રાતમા મત્તાવાન થઈ બેસે, એવી ઇશ્વરેચ્છા તેમની મદદે આવી. અને તેમની સાથે મલાહ કરવી એવો મુબારેઝ ઉલ્મુલ્કનો વિચાર થયો. સુરતસિંગ નામનો માણસ કંથાજી તરફથી આવ્યો, અને હવેલી પરગણું તથા શહેરના મહાલો

(ખાતાં) કે જેના ઈજારાના રૂપીઆનો પરવાનો આપવામાં આવ્યો, તેની ચોથ સિવાય, મહી નદીના આ પારનાં જે પરગણાં તેના તાબામાં હતાં તે પરગણાઓની ચોથ આપવાનું નક્કી થયું અને ફોજદારો અને આમેલો ઉપર તેમના (દક્ષણીઓના) મક્કાસદારો (કર ઉઘરાવનારાઓ)ને કામ કરવા દેવાના લેખી હુકમો લઇ રવાના થયો, અને મુબારેઝ ઉલ્મુલ્ક પોતાનો કારભાર સંભાળવા લાગ્યો. સાબરના જિલ્લામાંથી પરવારી ઝાલાવાડ અને સોરઠના મુલક તરફ જવાના વાવટા ઉરાડી, વઢવાણ કે જે વીરમગામને તાબે હોઈ, જ્યાં અરજણસિંગ જમીનદાર રહેતો હતો, તેને ઘેરો ઘાલ્યો, અને મોરચાબંધી માટે જગા નક્કી કરી, ત્યા તોપો ગોઠવી. વીરમગામના ફોજદાર સલાબત મહમદખાન શેખ અલ્લાયાર બક્ષી જોડે મોખરાની ટૂકડીમા હતો તેણે દરખાસ્ત કરી કે અરજણસિંગ જોડે વાટાઘાટ કરવા માટે વિલંબ કરવો અને તેટલા માટે ઉદેકરણ દેસાઇને તેની પાસે મોકલ્યો. તેણે બે ત્રણ વખત આવજાવ કરી પરંતુ મંજૂર રહી શકે એવો જવાબ તે લાવી શક્યો નહિ, અથવા તો એ જમીનદારસંબંધે સલાબતમહમદખાન તથા દેસાઇને એક જાતનો છૂપો અણગમો હોવાથી તેઓ આ સંધિનું કામ તોડી પાડતા હતા. આ મામલાની વાટ જોતાં જોતાં બપોર થયા એટલે મુબારેઝ ઉલ્મુલ્કે લેખકના પિતાને એ બાબતની ખબર કાઢવા તથા તપાસ કરવા મોકલ્યા. જમીનદારે ચલાવેલી વર્તણુક દેસાઇએ એવી રીતે તેને કહી બનાવી કે જેમાથી મગરૂરી ને ગર્વની સોરમ આવે, અને આને લીધે બળતામા ઘી હોમાયુ, તેથી તેઓ પાછા ફર્યા. અકસ્માત્ તેમને પાછા ફરવાનું એવે રસ્તે થયુ કે ત્યાં તોપચીઓ તોપોને પલીતા લગાડી ફોડવાના હુકમની રાહ જોતા હતા. મુબારેઝ ઉલ્મુલ્કના કહેવાથી તેમણે મહમદ તગીબેગ દારોગાને તોપો ફોડવાની રજા આપી. જેની રજા અપાઈ કે તરત તોપો ફુટી. કાળા નાગની ફેણ જેવી તોપોએ ગડગડાટ શરૂ કર્યા અને કિલ્લામાના માણસોના પાયા હલાવી નાખ્યા; ચારે તરફથી એવી રીતે તોપો ફોડવામા આવી. મોરચાઓ હાથ કરવા બહાદુર સિપાઇઓએ સાહસની કમર ખૂબ કસીને બાંધી છતાં માર્યા ગયા. લેખકના પિતા મુબારેઝ ઉલ્મુલ્ક પાસે આવ્યા અને જે હકીકત બની હતી તથા જે વાતચીત થઈ હતી તેની ખબર આપી. જે બન્યું હતું તે પસંદ કરવામા આવ્યુ, અને પોતે (શત્રુની) સામેના મોરચામાં આવી બેઠા. તોપોના એક સરખા ચાલુ તથા સખત મારાથી બચાવની જગાના પાયા હાલી ઉઠયા હતા, તેમ વળી તે મારાથી, બીજે દીવસે ત્યાની વાવનું પાણી કે જે એ ઘેરામા પડેલા માણસો નથા

વામાં આવ્યા. આ વખતે તેમનું શરીર બગડયું હતું અને બે ત્રણ દીવસ થયાં પોતે મંદવાડ ભોગવતા હોવાથી ચાલવાની, ઉભા રહેવાની કે બેસવાની તેમનામાં શક્તિ ન હતી, તેથી તેમણે માફી માગી લીધી. બીજી વખતે તેમનું એ કારણ કબૂલ રહ્યું નહિ એટલે ન છૂટકે જવું પડયું, અને પરગણાની બાબતમાં સંક્ષેપમાં એવી વાતચીત કરી કે તોપખાનાનો પગાર એ પરગણામાંથી ન લેવામાં આવે; પછી પોશાક (ખિલત) પહેરી (પાછા) આવ્યા. ત્યાંના નોકરો તથા અમલદારોને લઈ બીજે દીવસે લેખક તેણી તરફ રવાના થયો. મહમદ સલમાનની ફેરફારીમાં મુબારેઝ ઉલ્મુલ્ક આગા મહમદ અમીનબેગને નિઝામતનો દીવાન નીમ્યો અને મહમદ અમીનબેગની ફેરફારીમાં શેખ ગુલામહુસેન ઉર્ફે મુજાહેદને તોપખાનાનો દારોગો નીમ્યો અને તેમને દરેકને એક એક ખિલત તથા હાથી આપ્યા. ફિદાઉદ્દીનખાનની ફેરફારીમા ફોજદારે ગર્દની જગા મહમદ ઝમાન વલદે મહમદ અમીનબેગને, વડોદરાની ફોજદારી હુમેનઉદ્દીનની ફેરફારીમાં સદર ઉદ્દીન મહમદખાનને, અને અલીમર્દાનની ફેરફારીમાં પેટલાદની (ફોજદારી) ફિદાઉદ્દીનખાનને આપવામા આવી, અને તેમને તેમની જગાએ જવાની રજા આપવામાં આવી.મરાઠા જોડે કરેલા ચોથના કરારની તથા કંથાજી જોડે કરેલી સાંધની ખબર જ્યારે આકાશ જેવી ઉચ્ચ દરબારમા પહોંચી ત્યારે ત્રણ લાખ રૂપીઆ કે જે (મુબારેઝ ઉલ્મુલ્કને) દર મહીને આપવાના નક્કી કરવામા આવ્યા હતા અને જે બે ત્રણ વખત તેને પહોંચાડવામાં પણ આવ્યા હતા તે મોકૂફ (બંધ) કરવાનો હુકમ થયો. મુબારેઝ ઉલ્મુલ્કનું લશ્કર મ્હોટું હતું અને તેની પાસે ઘણા નોકરો હોવાથી મહાલોમાંથી વસૂલ થતી રકમ તથા પેશકશ તરીકે મળતી રકમ (ખરચ માટે) પૂરતી થઈ પડતી નહતી, તેથી તેણે જોર જુલમથી પૈસા પડાવી લેવાની, તથા દંડ કરવાની નીતિ અને અધિકારયુક્ત "વેરો" ઉઘરાવવાની નાપસંદ પ્રથા સજીવન કરી. (આથી) ઈશ્વરનો ડર ન રાખનારા ચુગલીખોરો અને લોકોના ઘર ભંગાવનાર માણસોના બજારમા તેજી આવી. જમાબંદી કરવા, પેશકશ ઉઘરાવવા તથા મહી નદીના પ્રદેશના કોળીઓના જામીન લેવા મહમદ અમીનબેગ તથા અલ્લાયાર બક્ષીને લશ્કર સાથે મોકલવામાં આવ્યા.

---

## મરાઠા ઉદાજી પવારનું આવવું, અને વડોદરા તથા ડભોઈ જિલ્લામાં ફિસાદ ને ફિતનાની ધૂળ ઉડવી, અને વડોદરા પીલાજી ગાયકવાડના તાબામાં જવું

મહી નદીના પેલા કિનારાપરની ચોથ સેનાપતિ તરફથી પીલાજી ગાયકવાડને સોંપવામા આવી હતી તેથી કેટલોક વખત થયા તે ચોથનો કરાર ફગાવવાને મથી રહ્યો હતો આ અરસામા શાહૂ રાજાના મુખ્ય કારભારી બાજીરાવે ઉદાજી પવારને અમદાવાદ તરફ મોકલ્યો કે જેથી તે લડાઈ કરીને પણ ચોથ પોતાને નામે કરાવી લે તેણે વડોદરા જિલ્લામા પ્રવેશ કર્યો ને પીલાજી પણ આવી પહોંચ્યો. તેમની બેની વચ્ચે ટંટો થયો અને પરિણામે તેમની વચ્ચે લડાઇ ને યુદ્ધ થયા ડભોઈ મહાલ કે જે બુરહાન ઉલ્મુલ્કની જાગીરનો મહાલ હતો ત્યાંનો નાયબ ફોજદાર અબદુલનબી બેગ હમેશા પીલાજી જોડે ત્યાની ચોથ બાબત લડતો ઝગડતો હતો તે ઉદાજીને મળી ગયો અને તે બનેએ સાથે મળી લડાઈની તૈયારી કરી તેને ડભોઈના કિલ્લામા સ્થાન આપી (દાખલ કરી) વારવાર બહાદુરીથી લડાઈમા ઉતર્યો અને રૂસ્તમ પહેલવાન જેવી શૂરવીરતાથી લડ્યો, પરંતુ વિધિના લેખ પ્રમાણે અબદુલનબી બેગ માર્યો ગયો જેથી ડભોઈનો કિલ્લો ઉદાજીના હાથ ન–કોઇની પણ ભાગીદારી સિવાય–તાબામા આવી ગયો આ અરસામા કંથાજી પણ પોતાના ગહેલાણુથી ત્યા આવી પહોંચ્યો અને પીલાજીનો ભાગીઓ (સહાયક) થઈ ગયો અને બનેએ સાથે મળી જઈ ડભોઈને ઘેરો ઘાલ્યો. સદર ઉદ્દીન મહમદખાન કે જેને મુબારેઝ ઉલ્મુલ્કે વડોદરાનો ફોજદાર નીમી રવાના કર્યો હતો તે આ અરસામા મહી નદીને કિનારે આવી પહોંચ્યો અને ફાજલપુર આગળથી નદી ઉતરી ગતોગત વડોદરે પહોંચી જવા તેણે વિચાર કર્યો પણ પીલાજીને તેના આવી પહોંચવાની તથા આ ઇરાદાની ખબર પડી જવાથી તેણે પોતાના લશ્કરની એક ટૂકડીને તેના આવવાનો માર્ગ રોકવા મોકલી અને તેણે રસ્તામાજ તેના પર તૂટી પડી તેના કેટલાક માણસોને મારી નાખ્યા ને કેટલાએકને ઘાયલ કર્યા, અને તેની છાવણી (મોદીખાના)ના ઘણા માલ અસબાબનો નાશ થઈ ગયો સદર ઉદ્દીન મહમદખાન તે કાળી રાત્રે લડતો લડતો, પડતો આખડતો, જાતે તો વડોદરે પહોંચી ગયો, અને ત્યાના કિલ્લા, બુરજ, કોટ વગેરે સંભાળવા ખબરદારી રાખવા માડી ઉદાજી કે જે

પીલાજીનો વિરોધિ હતો અને જે ડભોઇના કિલ્લામાં તથા તેની નજદીકી અને પાડોશમાં હતો તેને પીલાજી તથા કંથાજીને મારી હઠાવવામાં પોતાનો મળતીઓ બનાવી તેનાં માણસોને વડોદરાની અંદર લઇ લીધાં. પીલાજી અને કંથાજીએ એ બંને જગાપર હુમલા કરી, ઘણી ખુનામરકી અને યુદ્ધની આગ સળગાવવા મંડી ગયા. ઉદાજીએ જોયું કે પોતે જો મુબારેઝ ઉલ્મુલ્ક જોડે મળી જઇ તેની પાસે મદદ માગે તોજ પોતાની બાજી સુધરે અને કામ થાય; તેથી તેણે પોતાનાં વિશ્વાસુ માણસો તેની પાસે મોકલી સંદેશો કહેવડાવ્યો કે જો તેણી તરફ ફોજ મોકલવામાં આવે તો (તે ફોજની મદદથી) પીલાજી અને કંથાજી બંનેને એ પ્રદેશમાંથી કાઢી મૂકી શકાય, અને તમારા મનની ખાત્રી કરી આપવા મારા પોતાના છોકરાને જામીન તરીકે મોકલવા તૈયાર છું. આ હકીકત જાણી મુબારેઝ ઉલ્મુલ્ક રાજી થયો અને ઉદાજીએ પોતાના ભાઈ આણંદરાવને પોતાના છોકરા જોડે એ કરારના પાયાને વધારે મજબૂત અને દઢ બનાવવા તથા ત્યાંથી લશ્કર લઇને આવવા અમદાવાદ મોકલ્યો. તે કાંકરીયે તળાવ આવી પહોંચ્યો ને બે દીવસ બાદ તેને મળ્યો, અને રૂબરૂમા વચન અને પ્રતિજ્ઞાઓ લેવામાં આવ્યાં. મુબારેઝ ઉલ્મુલ્કે આણંદરાવને પોશાક તથા ઘોડો આપી તથા તેના સાથીઓને લગભગ ગોએક બીજા પોશાક આપી જવાની રજા આપી. ધોળકા પરગણે નીમાતી વખત લેખકના પિતાએ નક્કી કરી લીધુ હતું કે તેની ઉપજમાથી સિપાઇ વર્ગનો તથા તોપખાનાના માણસોના પગાર નહિ અપાય, અને જે કાઇ વસુલ થશે તે વગર ઢીલ ને વગર વિલંબે સરકારને પહોંચાડી દેવામા આવશે. આ અરસામા તોપખાનાનાં માણસોએ સખત તકાઝો કરી દગો કરવા માંડયો, અને એ વખત ખરેખરા કામનો હતો એટલે ન છૂટકે તેણે ત્રણ લાખ રૂપીઆનું ચલાણ ધોળકા પર મોકલ્યું; વળી તેજ અરસામા આગળના રિવાજને અનુસરી ધોળકા પરગણું આમદ્જાદની જાગીર તરીકે બહાલ કરવામા આવ્યુ. એ વાત પૃથ્વિપતિના દરબારમાના વકીલોના પત્રો પરથી જાહેર થતા મુબારેઝ ઉલ્મુલ્કને ઘણું ખોટું લાગ્યુ અને તેના મનમા એવી ઈચ્છા થઇ આવી કે એ પરગણામા દીવો દેવના ન રહેવા દઈ તેને ઉજ્જડ કરી મૂકે. આજ સબબથી તેણે તોપખાનાની ટૂકડીના પગારનો ભાર (તે પરગણાપર) નાંખ્યો. મુબારેઝ ઉલ્મુલ્કના મનના વિચારની તથા પોતાની જોડે નક્કી કરેલા કરારની વિરુદ્ધની વર્તણુકની લેખકના પિતાને જાણ થતાં તેણે લેખકને લખી જણાવ્યું કે એટલે દોડ ત્યાંથી ઉઠી આવનો રહે. મુબારેઝ ઉલ્મુલ્કે

ધોળકા તોપખાનાના દારોગા શેખ ગુલામહુસેનને હવાલે કર્યું. તેણે પોતાના દત્તક પુત્ર દીનમહમદને ત્યાનો ફોજદાર નીમી મોકલ્યો. તેણે દેરવેસી જમા (જમાબંદી) ઉપરાંત જોર જુલમથી ઘણી મ્હોટી રકમો ઉઘરાવી. અને થોડી જમા(બંદી) લઇ ગરાસીયાઓને જાથુકને ઇજારે ગામો આપી તે રસ્તે પણ ઘણી મ્હોટી રકમ મેળવી; એટલે સારાં ગામો પણ તેમને કબજે ગયાં: ખરી રીતે તો એ ગામો તેમને વેચાતાં આપવા જેવુંજ થયું. તોપખાનાના પગાર માટે આ રકમ લેવાએલી હોવાથી સદરહુ કૃત્યની તપાસ (પુછપરછ) જ (કોઇએ) કરી નહિ. ટૂંકામાં ઉદાજીની માગણી મુજબ લશ્કર મોકલવાનુ નક્કી થયું હતું એટલે મુબારેઝ ઉલ્મુલ્કે મહમદ અમીન બેગ અને અહ્લાયાર કે જેઓ મહી પ્રદેશની વ્યવસ્થા કરી, ઝાલાવાડની જમાબંદી કરવા તથા સોરઠના જમીનદારો પાસેથી પેશકશ ઉઘરાવવાને ઇરાદે ધંધુકાની પડોશમા જઇ પહોંચ્યા હતા તેમને લખ્યું કે તેમણે પાછા ફરી, પીલાજી અને કંથાજીની જોડે લડવા તથા તેમને હાંકી કાઢવા માટે ઉદાજીની મદદમા જલદી જવું. કંથાજીને આ વાતની ખબર પડતાં તેણે કૃષ્ણા નામના પોતાના દત્તક પુત્રને એક સૈન્ય લઇ તે લશ્કરને આમતેમ સતાવવા, તેના પર એકાએક છાપો મારવા તથા તેને મળતાં ઘાસદાણાના ફરતા રસ્તા બંધ કરી દેવા માટે મોકલ્યો. તેણે એ લશ્કરની આગળ પાછળ દેખા દઇ દરરોજ એ કોમના ખાસ રિવાજ મુજબ નાસતાં નાસતાં લડાઇ કરવા માંડી. (કૃષ્ણાજી) છેવટ વાત્રક નદીના કિનારાપર એક સખત લડાઈ થતા નીચું જોવડાવે તેવી હાર ખાઇ, ઘણી કોશેશ કરી (મહા મહેનતે) એ હલાકીના ક્ષેત્રમાથી ન્હાસી છૂટી વડોદરાને રસ્તે ચાલી નીકળ્યો અને ત્યાં જઈ જે બની હતી તે હકીકત કહી સંભળાવી. પીલાજી ને કંથાજીએ સુબાના નાઝિમે મોકલેલું લશ્કર જઇ ઉદાજીને ન મળે એવા વિચારથી તે લશ્કરની સામે થવું ઘણું અગત્યનું સમજી, ડભોઇને ઘાલેલા ઘેરાપરથ હાથ ઉઠાવી, જલદી કૂચ કરતા આવ્યા અને મુસલમાની લશ્કર કે વડોદરે જવા માટે નડીઆદ કસ્બા સુધી આવી પહોંચ્યું હતું, તેની પાસે આવી પહોચી તેની જોડે લડાઇ ને યુદ્ધનો આતશ સળગાવ્યો. મહમ અમીનબેગ તથા અહ્લાયારે નડીઆદ કસબાને પોતાની પીઠ પાછળ રાખ એક અઠવાડીઆ સુધી લડાઇની ભઠ્ઠી ગરમ રાખી અને એ રણખાણમ આસપાસના કસબા તથા ગામોને ઘણી ખરાબી પહોંચી. પેટલાદના ફોજદાર ફિદાઉદ્દીનખાન કે જેની જોડે કંથાજીએ એક રીતનું પીછાન કરી દીધ હતું તેની મારફત તેણે સંધિનું બારણું ઠોક્યું અને પોતાની ચોથ નક્કી કરાવી

દેવાની કોશેશ કરવા માંડી. તેણે એ વિશે મુબારેઝ ઉલ્મુલ્કને લખી જણાવી તેની શી ઇચ્છા હતી તે પૂછાવ્યું. એ કામ (મરાઠાઓ)ને તોડી પાડવા માટે આનાથી વધારે શક્તિ પોતાનામાં ન હોવાથી અને તેમાં કાંઇ ફાયદો ન જોવાથી સમય વર્તિ જઇ મુબારેઝ ઉલ્મુલ્કે તેને તેમ કરવાની રજા આપી. મોમિનખાન પેટલાદથી નડીઆદ આવ્યો ને ટંટો પતાવી દીધો. કંથાજીએ ફિદાઉદ્દીનખાનને એક હાથણી ભેટ આપી વદાય કર્યો. ઉદાજી (આ પ્રમાણે) મુબારેઝ ઉલ્મુલ્ક તરફની મદદ મેળવવામાં નિરાશ થયો એટલે પોતે ડભોઇના કિલ્લામાં (પેસી જઇ) દ્રઢતાના પગ (જમીનપર) મજબૂત ટેકવી પીલાજી જોડે લડવા ને યુદ્ધ કરવામા મશગૂલ થયો. વડોદરાનો ફોજદાર સદરૂઉદ્દીન મહમદખાન કે જે તેને મદદ આપવા માટે પરસ્પર સોગંદથી પાકા કરેલા કોલ ને વચનથી બંધાએલો હતો તેણે પણ યથાશક્તિ તેને મારી હઠાવવાની કોશેશ કરી, અને જો કે મુબારેઝ ઉલ્મુલ્કે તેને તેમ કરતાં અટકાવવાનું લખી જણાવ્યુ છતા તેણે તે ગણકાર્યું નહિ. આખરે આ લડાઇ એટલી લંબાઇ કે તેમા પોતે ટકી રહેશે એટલી શક્તિ પોતાનામાં તેને લાગી નહિ; તેમ પાછા ફરવાનો રસ્તો પણ હતો નહિ તેથી ઉદાજીની જોડે બહાર નીકળી પડી પોતે માળવા તરફ ચાલ્યો ગયો અને ડભોઇ ને વડોદરાના કિલ્લા પીલાજીના તાબામા આવ્યા. આ સાલમા ફસલ તથા દાણો કાપવાની મોસમ આવતા બંદોબસ્ત કરવા તથા પેશકશ ઉઘરાવવા મુબારેઝ ઉલ્મુલ્ક સોરઠ જીલ્લા તરફ જવા નીકળી પડયો અને ફરી પાછા સલાબત મહમદખાન મારફતે નવાનગરના જમીનદાર પાસેથી એક લાખ રૂપીઆ લીધા. પેશકશ ઉઘરાવવાના કામોના નીકાલ આણવામા એણે સારી નોકરી ઉઠાવેલી હોવાથી મુબારેઝ ઉલ્મુલ્કે તેને એક હાથી ઇનામમા આપ્યો. સૂબાનો દીવાન મોમિનખાન કે જે કેટલોક વખત થયા બીમાર હતો તે અમદાવાદમાં રમઝાન મહીનાની સત્તરમી તારીખે ઇશ્વર શરણ થયો, અને ખબરપત્રીઓના કાગળો પરથી નવાનગરની નજદીકમા મુબારેઝઉલ્મુલ્કને એના મૃત્યુની ખબર પડી એટલે દીવાનની જગાનું કામકાજ કરવા અલીવર્દીખાન કે જે હજૂરથી તરફથી લશ્કરનો દીવાન નીમાઇ એની જોડે આવ્યો હતો તેને અમદાવાદ રવાના કર્યો. ટૂંકામા બંદોબસ્ત કરનો ને પેશકશ ઉઘરાવનો મુબારેઝ ઉલ્મુલ્ક પોરબંદર અને છાયા (?) કે જે દરીઆ કિનારે અને સોરઠ જિલ્લાને છેક છેડે આવેલા છે, અને ત્યા મજબૂત કિલ્લો છે, અને ત્યા મંખ્યાબંધ અને ગીચ બાવળીના ઝાડોની ઝાડી આવેલી હોવાથી ઘોડા પર એસીને જઇ શકતું પણ મુશ્કેલ થઇ પડે છે, ત્યા જંગલ કાપી

અને કાટા બાળી જઇ પરોચ્યો પોતાનામા તેની સામે થવા જેટલી તાકાત ન જોવાથી ત્યાનો જમીનદાર વહાણમા બેસી નીકળી પડયો અને દરીઆને રસ્તે બીજી જગાએ નાસી ગયો આઠ ધાતુના મિશ્રણથી બનાવેલી કેટલીક તોપો તથા બીજો સરસામાન ને ખાધખોરાકીની ચીજો, વખતને અભાવે તે લઇ જઈ શક્યો નહતો તે બધુ એના હાથમા આવ્યુ મુબારેઝ ઉલ્ મુલ્કે ત્યાજ મુકામ રાખ્યો પણ જ્યારે તેણે જોયુ કે જમીનદાર હાજર થતો નથી ત્યારે કિલ્લાને જમીનદોસ્ત કરવા માટે બેલદારો (મજૂરો) અને ખોદનારાઓને નીમી દીધા, (એવા વિચારથી) કે કદાચ પોતાના કિલ્લાનો નાશ થઇ જશે એવી બ્હીકથી તે જમીનદાર પોતાની લાચારી અને હાર સ્વીકારી તેની પાસે રજૂ થાય, પણ તેથી કાઇ વળ્યુ નહિ ફરી વિચાર કરતા શુભેચ્છકોની સલાહ મુજબ તેણે કિલ્લાના ભાગી તૂટી ગએલા ભાગની મરામત કરવા તથા (ત્યાને માટે) એક ફોજદાર નીમવા હુકમ કર્યો આ વાત સાભળી જમીનદાર હાજર થઇ ગયો અને સવાલાખ મહેમુદી સિક્કાની પેશકશ આપવા કબૂલ થઇ જામીન આપ્યો મુબારેઝ ઉલ્ મુલ્કે પાછા ફરવાનુ ઢોલ વગાડયુ ને પાછો ફર્યો ત્યાથી પાછા ફરતા રસ્તામા હળવદ આવે છે કે જ્યાનો જમીનદાર પરતાપસિંગ પોતાની કોમમા અમીરાઇ અને ખાનદાની માટે જાણીતો છે અને પૂર્વે થઈ ગએલા ઘણા નાઝિમોએ જેની જોડે (લગ્ન) સબધ બાધ્યો છે તેની દીકરીની માગણી કરી કન્યાને છાવણીમા બોલાવી પોતે લગ્નની ગાંઠથી (તેની જોડે) જોડાયો અને પરતાપસિંગની આબરૂ તથા તેનો મોભો વધારવા તેની પાસથી લેવાની પેશકશ માફ કરી તેને પોતાની જોડે અમદાવાદ લઇ આવ્યો અને થોડો વખત ત્યા રાખ્યા બાદ પોશાક, ઘોડો અને જેવર આપી પાછા ફરવાની રજા આપી હામેદખાનના બગાવાના વખતથી તેણે કર્યું હતુ તે મુજબ મુબારેઝ ઉલ્ મુલ્કે પણ ઉચ્ચ દરબારમા (હાજર રહી) સેવા કરતા ઘણા ખરા અમીરો તથા મનસબદારો અને સૂબાના અમલદારોની જાગીરો કબજે કરી લીધી હતી, તેથી વારે ને ઘડીએ તે બાબતની ફરીઆદ પવિત્ર હજૂરશ્રી પાસે થયા કરતી હતી અને વારવાર તે (જાગીરો) છોડી દેવાની તાકીદ (તેના) વકીલપર થયા કરતી હતી પરંતુ જ્યારે તેની કાંઈજ અસર ન થઈ ત્યારે એવુ શાહી ફરમાન કાઢવામા આવ્યુ કે તેની સરકારતી પરાપૂર્વની જાગીરો જે પંજાબ સૂબામા આવી હતી, તે તેના બદલામા લઈ લેવી, અને દરેક જણે પોતાના યોગ્ય પગારનો પરવાનો તે જાગીરોપર લઈ લીધો હવે સૂબામા નીમાએલા મનસબદારો કે જેઓ (આમાથી

બાતલ રહેવાથી ) નિરાશ થયા હતા તેમની હાલત દીવસે દીવસે મુશ્કેલી અને પરેશાનીને લીધે ભૂખે મરવા સુધી આવી ગઇ હતી એટલે તેમનામાંથી થોડા બાજૂએ (નિવૃત્ત) થઈ ગયા, મ્હોટો ભાગ (ખોરાકની) શોધમાં રઝળતો થઈ ગયો અને કેટલાએક જેમનામાં હાલચાલ કરવા જેટલી પણ શક્તિ નહતી તેમને તો રાત્રે રોટલો પણ ખાવા મળે નહિ એવી હાલત થઈ ગઇ અને તેઓ ધીમે ધીમે યમપૂરીને રસ્તે ચાલતા થયા. કંથાજી ને પીલાજીએ પોતાના પ્રતિનિધિઓને ઠેક ઠેકાણે ચોથ ઉઘરાવવા નીમી દીધા અને પોતે પોતાને વતન પાછા ફર્યા. ચાંપાનેરનો કિલ્લો કે જે એક ઉંચા ડુંગરાના શિખરપર આવેલો હોઇ ઘણોજ મજબૂતીવાળો છે તે કંથાજીના દત્તક પુત્ર કૃષ્ણાએ સર કરી ત્યાં પોતાને રહેવાનું રાખ્યું અને ઘણી વખત દંગા ફિસાદનું મૂળ થઇ પડી, મારવાડના મુલક તરફ ઝાલોર સુધી પહોંચી જઇ હુમલા કરી લૂંટફાટ ચલાવતો.

આજ માલમાં ખીઝરયારખાન મનસબદારના નાફરમાન પુત્ર નામે અબદુલ્લા કે જે જીંદગીનો દુરુપયોગ કરનારાઓ ( બદમાશો ) તથા લીજ્જાઓની સોબતમાં મુખાઇને રસ્તે ચઢી ગયો હતો અને નાલાયક કામો કરતો હતો અને પોતાનો બાપ કે જે ઉમરે પહોંચેલો અને પાક-પરહેઝગાર હતો તેની બ્હીકથી નિશ્ચિંત મને અને છડેચોક પોતાના દારૂડીઆ સોબતીઓ જોડે મઝા ( મસ્તી ) કરી શકતો નહતો, તથા જે પોતાના પિતાની હયાતીનો સૂર્ય કે જે અસ્ત થવાની અણીપર હતો તેની કબરના પડદામાં જવાની હમેશ વાટ જોયા કરતો હતો,—પરંતુ એ બનાવ ક્યારે બને તેની કોઇને ખબર ન હોવાથી, કારણ તે બનાવ અદ્દશ્યનાના પડદા પાછળ છુપાએલો છે-(અને કહેવત છે કે " વાટ જોવી એ મોત કરતાં પણ વધારે કપરૂં છે) "-તે સેતાનના જેવા સંસ્કારવાળા અને ઇશ્વરથી અજ્ઞાન એવા ( સોબતીઓ)ની બદસલાહથી પોતાના પિતાનું ખૂન કરવા તૈયાર થઈ ગયો ( કમર કસી ), અને તે માટે લાગ મળે તથા તક મળી આવે ત્યાંસુધી વાટ જોતો બેઠો.

ગુરુની પહેલી શીખામણ આ વાક્યનું ઉચ્ચારણ છે
કે અયોગ્ય ( દુષ્ટ ) સોબતીઓથી દૂર રહેવું.

છેવટે, રમઝાન મહીનાની આખરે એક દહાડો તેનો પિતા પાછલી રાતનો નાસ્તો કરી ચુક્યો હતો અને સૌ પોતપોતાને ઠેકાણે થઈ ગયા હતા, અને પોતે આરામ લેવાની તૈયારી કરતો હતો, તેવામાં તે દુર્મતિ કમબખ્ત, પોતાનું મ્હોડું બુરકાનીમાં છુપાવી એક તીક્ષ્ણ ખંજર લઈ,

એકાએક આવી પડતી આફત માફક, તેનુ અસ્તીત્વ પૂરૂં કરવા આવી પહોચ્યો. ખિઝરયારખાને બ્હીકના માર્યા ન્હાસી જવા માંડ્યુ પણ તેના પુત્રે થાવાર્ડી વાપરી એક પછી એક એમ બે ઘા તેની પીઠ અને બાજૂ પર કર્યા અને તેથી તે વૃદ્ધ માણસ પડી ગયો (અને મરી ગયો). ન્હાસતી વખતે પોતાના થોડા નોકરોને એણે બુમ પાડી હતી પણ તેઓ ગફલતીની ઉંઘમા ઘેરાતા હતા તેથી તેમણે તે સાભળી ન હતી પરતુ અકસ્માત એક હબની ગુલામ કે જે જાગતો હતો તે એ ખૂની પોતાનું કામ પુરૂં કરીને જતો હતો તેજ વખતે ત્યા આવી ચઢ્યો. રાતને અધારે, આવા દેખનાઈ અને ગભરાઈ ગએલા એક અજાણ્યા માણસને જોઈ હબશીએ તેના પર તરવારનો ઘા કર્યો, અને તેથી તેનો ખભો ઘવાયો. પરતુ એ કમબખ્ત દોડતે પગે બહાર નીકળી જઈ ઘરની અગાસીપર ચઢી ગયો અને દીવાલને અડીને તેની ઓડમા છૂપાઈ ગયો જ્યારે મશાલ આણવામા આવી ત્યારે જણાયુ કે ખિઝરયારખાન કે જેને લાગેલા જખમ કારી હતા તે ઇશ્વરશરણ પહોચી ગયો હતો હવે તે વખતે ખૂનીનો પત્તો ન લાગ્યો, પણ હબશીએ જણાવ્યુ કે મે એને જખ્મી કરેલો છે, એટલે તે નિશાની પરથી એને ઓળખી શકાશે સવાર પડી ગઈ હતી એટલે તપાસ ને તનામ કરતા તે કમબખ્ત જખમી થએલો ઘરમાથી જ મળી આવ્યો તેને કોટવાળીના ચબૂતરાપર મોકલવામા આવ્યો અને મરનારની લાશને દફન વસ્ત્ર તથા કફન પહેરાવવા માટે સૌ કામે લાગી ગયા કોટવાલે ત્રણ દીવસ સુધી તેને સખત કેદમા રાખી મોતની શિક્ષા કરી નરકવાસ કરાવ્યો

હમેલદાર સ્ત્રીઓ, હે શાણા પુરૂષ!
પ્રસવ વખતે સાપને જન્મ આપે,
તે ડાહ્યા પુરૂષોની નજરમા,
તેઓ નાલાયક પુત્રોને જન્મ આપે તેના કરતા બહેતર લાગે છે

હિ સ ૧૧૪૦ મા આગના દીવાન મોમિનખાનના ગુજરી જવાને લીધે સૂબાના દીવાનના ઉચ્ચ ઓદ્ધા તથા કીર્તિવત પોશાકથી ખિતાફત અને પૃથ્વિપતિની દરબારમાથી સન્માનિત થઇ તેનો ભાઇ અબદુલગનીખાન અમદાવાદ આવ્યો અને મુબારેજ ઉલ્મુલ્કને મળી સફર ઉલ્મુઝફ્ફર માસની સત્તરમી તારીખે પોતાના કામપર દાખલ થઈ ગયો જુનાગઢનો ફોજદાર અસદકુલીખાન કુદરતી મોતે મરી ગયો પોતાની તબીએત બગડેલી જોઈ મરતી વખતે તેણે સલાબત મહમદખાન બાબીને પોતાનો નાયબ નીમ્યો અને પછી મરી ગયો તેણે તે કામ પોતાના છોકરા

શેરખાનને સોંપ્યું. જ્યારે અસદકુલીખાનના ગુજરી જવાની ખબર કીર્તિવંત અને ઉચ્ચ દરબારમાં પહોંચી ત્યારે તેના પુત્ર ગુલામમોહીયુદ્દીનખાનને તેના બાપના મરવાથી તે જ શહેરની ફોજદારી પર નીમવાનું માન આપવામાં આવ્યું. તેના નાયબ તરીકેની સનદ શેરખાનને નામે મોકલવામાં આવી. થોડો વખત રહી અસદકુલીખાનની લાશને શાહજહાનાબાદ લઈ ગયા.



## મુબારેઝ ઉલ્‌મુલ્કના બોલાવ્યાથી ચોથનો કરાર કરવા શાહૂરાજાના પ્રધાન બાળાજીરાવના ભાઈ જમનાજીનું આવવું, તે કામ વિશે એકમત ન થવું, ધોળકાપર હુમલો કરવો અને તેનું પાછા ફરવું



કેટલાએક મુલ્કી કાર્યોના હિત બાબતનો વિચાર કરી મુબારેઝ ઉલ્‌મુલ્કે આ સાલમાં ચોથ બાબતનો કરાર કરવા માટે શાહૂરાજાના પ્રધાન બાળાજીરાવને બોલાવવાનું નક્કી કરી તેને લખી જણાવ્યું. તે તો હંમેશા તેમ કરવાની ઇચ્છા રાખી તક શોધતોજ હતો એટલે તેણે એક મ્હોટી ફોજ સાથે પોતાના ભાઈ જમનાજીને એ કરારના પાયા પાકા પૂરવા અમદાવાદ તરફ મોકલ્યો. તે બહુ ઝપાટાબંધ રસ્તે પડી ગયો અને ટૂંક સમયમાં શહેરથી બારકોસ દૂર આવેલા ધોળકા કસ્બામાં આવી પહોંચ્યો, અને મુબારેઝ ઉલ્‌મુલ્કને સદેશો પહોચાડવા થોડા પંડિતો સાથે ઉદાજી પવારને મોકલ્યો. આણી તરફથી રાય નથમલ મુનશી તેના પ્રશ્નોના, કેટલીક શરતોપર આધાર રાખતા, જવાબો લઈ તેની પાસે ગયો. પોતે ધારી રાખેલા મુદ્દા અનુસાર કામ પાર ઉતર્યું નહિ, તેથી જમનાજીએ ધોળકા અને ગામડાં લૂંટવાનો ત્રાસરૂપી હાથ લંબાવ્યો. હવે એ કસ્બાના રહેવાશીઓનો ધધો મ્હોટે ભાગે (લશ્કરી) સિપાઈગીરીનો હોવાથી એક સખત લડાઈ થઈ. જુના કાળથી એ ગામને ફરતો કોટ ન હતો, તેથી ચારે તરફથી મરાઠાઓ તેનાપર તૂટી પડ્યા અને તેને લૂટી લીધુ, અને ઘણા કમબખ્તીઓ કીર્ત્તિ ને યશ મેળવતા ખપી ગયા ને ઝખમી થયા. ઉપરે ખંડણી તરીકે એક ઘણી મ્હોટી રકમ લઈ તે લૂંટફાટ અને ખુનામરકી કરતો અટક્યો, તથા નક્કી કરેલી રકમ ટૂંક વખતમાં (ગણત્રી દહાડામાં) વસુલ કરી લઈ ગોધરા ને દાહોદને રસ્તે માળવા તરફ રવાના

થયો એ ( મે ) પરગણા તથા ચાંપાનેરનો કિલ્લો કબજે લઈ પોતાના માણસોને સોંપી દીધો, કે જે હજુ સુધી તેમની પાસેજ છે મુબારેઝ ઉલ્મુલ્ક વાત્રક નદી તરફ બંદોબસ્ત કરવા તથા પેશકશ ઉઘરાવવા નીકળી પડયો, અને માંડવાના જમીનદાર લાલ પાસે વીસહજાર રૂપીઆ અને બીજા કાળીઓ પાસેથી તેમની સ્થિતિને નમિત મુજબ પેશકશ ઉઘરાવતો અને બંદોબસ્ત કરતો બારનોરની સામે આવી પહોંચ્યો કંથાજી કે જેના મનમા જમનાજીના આવવાથી એક જાતનો ત્રાસ પેદા થયો હતો તેના શહેરથી સાત નવ ગાઉ દૂર આવેલા મહેમદાવાદ સુધી આવી પહોંચવાના સમાચાર સાંભળી, તેને સામે મોઢ થઈ મુબારેઝ ઉલ્મુલ્કે મહેમદાવાદ તરફ કુચ કરી અને કોણ્ણમોદીદ ગામપર આવી તંબુ ઠોક્યા, એટલે ત્યા કંથાજીના પ્રતિનિધિઓ આવી વાત સમજી વાતચીત કરી પાછા ગયા, ને કંથાજી સોરઠ જિલ્લા તરફ જવા નીકળ્યા મુબારેઝ ઉલ્મુલ્ક લગામ ફેરવી પાછો ભાગીઓનો બંદોબસ્ત કરવા, તેમને નસીહત આપવા તથા શિક્ષા કરવા તથા તેઓ મગરખેડો કરે નહિ તેમજ વટેમાર્ગુઓને લુટવાનુ છોડી દે, તેના જામીન લેવા તે જિલ્લા તરફ ગયો વાત્રક નદીના બન્ને કાંઠાપર આવેલ તેમના રહેઠાણોપર લશ્કર હુમલા કરતુ હતુ, તે પ્રહાર (હુમલા)ના ત્રાસથી તેઓ ન્હાસી ગયા અને તેમના ગામ કોપની આગથી બાળી મુકવામા આવ્યા હીયાળવાના જેના ગુણગાન એ ભાગીઓ આમ તેમ ન્હાસતા ન્હાસતા અને પોતાના પડછાયાથી પણ બ્હીતા બ્હીતા, પોતાના ઘેર છોડ્યા, સાનમિનરુન ને ઘરવાખના સાથે પિપનાદ પરગણાનુ મહેમાન ગામ, કે જ્યા ગાઢ જગલ ને ઝાડી આવેલા છે અને જ્યા કમારૂપી પક્ષી પણ ઉડી જઈ શકતુ નહતુ ત્યા જઈ આશરો લીધો સિંહનો પણ શિકાર કરે એવા હીંમતવાન સિપાઈઓ જ્યા જ્યા તેઓ ગયા ત્યા ત્યા તેમની પૂઠ પકડી એ ભયાનક જગલમા પણ આવી પહોંચ્યા, અને તેમને ઘેરી લઈ તેમની મ્હોરી સખ્યા તથા તેમના ઘણા માણસોને પત્થરને પણ ચીરી નાખે એવી તલવારના ભક્ષ બનાવી દીધા અને એ બનાવની છાપ એ જિલ્લામા એવી પડી ગઈ કે આજદીન સુધી પણ એ સમયમા તે દીવસની કતલ અને ખૂનરેજી એક કહેતીરૂપ થઈ પડી છે પોતાના મનની મુરાદ પાર પાડી મુબારેઝ ઉલ્મુલ્કે મોડાસા અને અહમદ નગર તરફનો રસ્તો લીધો તથા તે જગાના તથા સાબરમતીના કાંઠાપરના બહારવટીઆનો બંદોબસ્ત તથા તેમની જોડે મસલત કરી અમદાવાદ પાછો ફર્યો આ જ સાલમા મહમદ જાફર ગુર્ઝબરદાર જોડે વાનાશાનનું ફરમાન તથા તે

ઉચ્ચ અને પવિત્ર દરબારનો હુકમ આવી પહોંચ્યાઃ એવી મતલબના કે ધોળકા, ભરૂચ, જંબુસર ને મકબૂલાબાદ ( આમોદ ) પરગણાં કે જે પૂર્વે આસફજાહને જાગીરમાં અપાયા હતાં અને જે જાગીરો મહેરબાની રાહે બહાલ રાખવામાં આવી હતી, (તેનો કબજો છોડી દઈ) તે તેને પાછાં આપવાં અને તેને સંબંધે દખલગીરી કરવી નહિ. તે ફરમાનને આવકાર આપવાના રીતસરના ધારા મુજબ વિવેક બતાવી મુબારેઝ ઉલ્મુલ્કે સ્વીકાર્યું. પરંતુ આમદની કમી થએલી હોવાથી, ખરચ વધવાથી તથા સિબંદી લશ્કરના પગાર માટે મળતો દરમાયો, જે પ્રકાશિત હજુરથીએ બંધ કર્યો હતો તેથી, આસફજાહના નીમેલા અમલદારો આવી પહોંચવા છતા તે ( ફરમાન )નો તેણે અમલ કર્યો નહિ. સોરઠના ફોજદાર ગુલામ મોહીયુદ્દીનખાન તરફથી મીર ઈસ્માઈલ નામનો માણુસ, ત્યાનો કારભાર કે જેને માટે શેરખાન બાબી જવાબદાર હતો, તેની તપાસ કરવા હજુરથીના દરબારમાથી આવ્યો અને તેણે તે જગાનો ચાર્જ લેવાનો ઈરાદો જાહેર કર્યો પરંતુ સલાબત મહમદખાનની આબરૂ જાળવવા ખાતર મુબારેઝ ઉલ્મુલ્કની ભલામણથી ત્યાના ફોજદારના નાયબના ઈજારદાર તરીકે શેરખાનનેજ બહાલ કરવામા આવ્યો.

## સુરત બંદરે હુલ્લડ થવું, (શાહ વેપારી) ઉમદ્દત ઉલ્તુજ્જાર મુલ્લા મહમદઅલી વલદે મુલ્લા અબદુલહય ઈબ્ને મુલ્લા અબદુલગફૂરને ખોટું લાગવાને લીધે ત્યાંના મુતસદ્દી બહેરામખાનનું બહાર પડવું, તાપી નદીમાં રેલ આવવી

શાહ વેપારી મુલ્લા મહમદઅલી પાસે અનરગળ દોલત હોવાથી, આ અરસામાં, તેણે પોતાના વડવાઓની રીતભાત છોડી દઈ શેખચલ્લી જેવા વિચાર કરવા માડયા કે જેમાથી અંતે તેની ખરાબી થઈ. આ વિષયની ટૂંક હકીકત એવી છે કે, એના મનમા એવી ઈચ્છા થઈ કે મારે અજેય-દુર્ગ જેવું એક મજબૂત મકાન બનાવવું, અને તેમા યુદ્ધના સરસામાન ને સામગ્રી ભરી રાખવા. પેરીમનો ટાપુ કે જે ઘોઘા બંદર પાસેના દરિયામા આવેલો છે તેને વસવા લાયક બનાવવામા થોડો વખત લાગી ગઈ ત્યાં કોટ, બુરજ અને દીવાલોનો પાયો નાખ્યો અને તેમ કરવામા ઘણો પૈસો

ખર્ચો અને ત્યાંથી ત્યાંથી ત્યાં જઈ વસવા માટે માણસોને લલચાવ્યાં અને ઉશ્કેર્યા. થોડાં માણસો ભેગાં થઇ ત્યા જઈ વસ્યાં પણ ખરાં. પરંતુ તે ટાપુમાં સાપ અને કાનખજૂરા જેવાં પ્રાણીઓની વસ્તી ઘણી હોવાથી—અને તેમાં ખાસ કરીને સાપની અને તે પણ એટલી બધી કે એને (સર્પદ્વિપ) સાપનો ટાપુ કહી શકાય—કેટલાંએક માણસો જાનથી ગયાં. બાકી જે જીવતાં રહ્યાં તે પોતાનો જીવ બચાવવા ત્યાંથી બહાર નીકળી ગયાં. એ આફત દૂર કરવા તેણે ઘણા પ્રયત્ન કર્યા પણ કાંઈ ફાયદો થયો નહિ. આથી તેનું મન ખાટું થયું અને સુરત બંદરથી તાપીને કિનારે અડધા કોસપર આવેલા અઠવા ગામપર તેની નજર ઠરી અને ત્યાં એક કોટનો પાયો નાખ્યો. બહેરામખાને વાંધો ઉઠાવ્યો. પોતાના પૈસાના જોરે તથા (તેને લીધે આવેલી) મગરરીને લઇને શાહ વેપારીને તેથી ખરાબ લાગ્યું અને તેને નોકરી પરથી દૂર કરાવવા તથા હાંકી કઢાવવા માટે પોતે કમર કસી, અને એક યુક્તિ યોજી.પોતે કિલ્લેદાર બેગલર બેગખાન પાસે ગયો, અને બહેરામખાનને હાંકી કઢાવી તેના ભાઇ તેગ બેગખાનને તેની મુતસદ્દીની જગાએ નીમાવવા (પગલા લેવાં) લલચાવવાની વાત તેની નજર આગળ આણી. પહેલા તો બેગલર બેગખાને એ વાત સ્વીકારી નહિ અને તેમ કરવા ના કહી. પરંતુ શાહ વેપારીના ભંભેરવાથી તેની લોભની વૃત્તિ ઉશ્કેરાઈ, તેથી તેણે એવી માગણી કરી કે (એ કામ માટે) સાધન રોજે કરવા તેમજ એ કાર્ય સરજામ પહોંચાડવા માટે રૂપીઆ પચીસ હજાર રોકડા તથા ગીસું ને દારૂગોળો આપવો પડશે શાહ વેપારીએ તેની માગણીઓ સ્વીકારી, તેથી પોતે બહાર આવી, સિપાઇઓની એક ટોળીને નોકરીમા રાખી, રોકડ નાણું તથા બીજી વસ્તુઓને વહાણમાં લાધી, કિલ્લાની જે બારી નદીપર પડે છે તે રસ્તે અંદર દાખલ કરી દીધી. પોતે મુતસદ્દી નીમાયાની સનદની નકલ પોતાને મળી ગઈ છે એવું જાહેર કરી તેગબેગખાને દરબાર કે જે ત્યાંના હાકેમને રહેવાનું સ્થળ (Governmont Houso) છે તેનાપર તોપો ચલાવવા માંડી. શાહ વેપારીએ પણ શહેરમાં મોરચાબંધી કરી તેગબેગખાનની મદદે આવી તોપ બંદૂકની લડાઈ કરવા માંડી. લડાઇ ને મારામારીનો અગ્નિ થોડો વખત સળગતો રહ્યા બાદ ત્યાંના વેપારીઓ ના રહેવાશીઓ કે જેમના જાનમાલનો નાશ થયો હતો તેને લીધે, તથા શાહ વેપારી કે જે તેમનો મુખી અને અગ્રેસર હતો તેની સૂચનાથી, ભેગા મળ્યા અને સૌએ એકમતે ઠરાવ કર્યો કે વર્ત્તમાન સ્થિતિની ખરી હકીકત પૃથ્વિપતિની દરબારમા જાહેર કરવી અને (તેમના તરફથી) જે 'કોઈ

નવા અમલદારને તેની નીમણુકની સનદ આપવામાં આવશે તે નવો અમલ દાર વગર અટકાવે પોતાની જગાનું કામ કરી શકશે ( એમ જણાવવું ), તથા ત્યાંથી જવાબ આવતા સુધી બહેરામખાને લડાઈ કરતાં અટકવું અને પોતે દરબાર ખાલી કરી આલમપનાહ કોટની અંદર આવેલા બેગમ-બાગમાં રહેઠાણ રાખવું. વેપારીઓ અને અગ્રેસરોની બાંહેધરીથી બંને પક્ષ વચ્ચે એ વાતની કબુલતનો ( મહોર બંધી ) દસ્તાવેજ થયો અને ન છૂટકે બહેરામખાનને બાગમાં જવું પડ્યું. તેગબેગખાન દરબારમા રહેવા ગયો અને પોતાના ઓહ્દાનું કામકાજ કરવા તથા મુતસદ્દીગીરી અને હાકેમની ફરજો બજાવવા લાગ્યો. આજ વખતે તાપી નદીમા રેલ આવવાથી અંદર ના વસ્તીવાળા ભાગમાં પાણી ધસી આવ્યું અને ગલીઓ અને બજારોમાં હોડીઓ ફરવા માંડી. પોતાનો જીવ ખોવાની બ્હીકથી ઘણા માણસોએ ઉંચા મકાનોના છાપરાં (અગાસીઓ)પર તથા ઝાડપર ચઢી જઈ આશરો લીધો અને કુરાનના " પછી તે ડૂબી જનારમાનો થયો " એ વાક્યના ભાવાર્થ જેવી ઘણા માણસોના જાનમાલની સ્થિતિ થઇ ગઈ. ત્રણ દીવસ ને રાત આ સ્થિતિ ચાલુ રહી. છાપરા ( અગાસી )-ઓપર તેમજ ઝાડની ડાળીઓપર ચઢી જઇ આશરો લેનારામાથી જે જે બચ્યા હતા તેમાના મુસલમાનોને રોટલી અને હિંદુઓને શેકેલા ચણા બહેરામખાને હોડીઓમા નાખી પહોચાડયા. ત્યારબાદ પાછું બે દીવસ સુધી રેલનુ પાણી આવ્યું પણ આગળના કરતા થોડુ અને તે એક દહાડો ને રાત રહ્યું. હિ. સ. ૧૧૪૧ મા મુબારેઝ ઉલ્મુલ્કે ફિદાઉદ્દીન-ખાનની ફેરફારીમા પેટલાદના અમીન ને ફોજદારની જગાપર જવાનમર્દ-ખાન બાબીને, તરીખાનની ફેરફારીમા કડીના ફોજદારની જગાપર મીર ફખરૂદ્દીનને, તથા મહમદ ઝમાનની ફેરફારીમા ફોજદારે ગર્દની જગાપર હિમતદિલખાનને નીમી, સૌને પોતપોતાને તાલુકે રવાના કર્યા. અમદાવાદના હવેલી પરગણાની જમાબદી કરવા તથા મહેસૂલ ઉઘરાવવાની જવાબદારી હિમતદિલખાનના ઉપર તેની ફોજદારે ગર્દની જવાબદારી ઉપરાત નાંખવામા આવી હતી, તેને મુખીઓ તથા ખેડુતો જોડે બન્યુ નહિ તેથી તેઓ ન્હાસી ગયા અને બીજી જગાએ જઇ રહ્યા, અને જમાબંદી તથા મહેસૂલનુ કામ ઢીલમા પડયું અને મુલતવી રહ્યું. એ હવેલી પરગણું શાહજાદા જહાનશાહબહાદુરની જાગીરનું પરગણું હોવાથી, હઝરત ખુલ્દ મકાન ( ઔરંગજેબ ) ની સલતનતના સમયમાં, લેખકના પિતાને તે ( પરગણા )ની જોડે સંબંધ હતો, અને ત્યાંના ખેડુતો તેમના સહવર્તના[1]

ગરજ રહી હમેશ તેમનો આભાર માનતા હતા મુબારેઝ ઉલ્‌મુલ્કને તે બાબતની જાણ ને ખબર મ્હારે મ્હારેથી થતા, તેણે તેમને આગ્રહ કર્યો કે તેમણે થોડા દહાડા નયનપૂરની ગઢીમા મુકામ રાખી એ મુખીઓ તથા ખેડુતોને બોલાવી મગાવી હિમતદિનખાનની સાથે તેમને સલાહ કરાવી આપવી આ ઉપરથી તેમણે રાત ને દહાડો ત્યા રહી, મુખીઓને બોલાવી મગાવી તેમની જોડે જમાબંદી બાબત વાટાઘાટ કરી છેવટે એક દીવસે જ્યારે માત્ર પહોરના લેખકના પિતા એ પરગણાના મામલા સબધે બનેલી હકીકત જણાવવા તથા જાહેર કરવા આવ્યા હતા, અને જે વાતચીતના અરસામા રાતના લગભગ બે કલાક વીતી ગયા હતા, તે વખતે મુબારેઝ ઉલ્‌મુલ્કે લેખક તથા તેના ભાઈ મહમદ ઈસ્માઈલને બોલાવી મગાવ્યા અને હવેલી પરગણાના ફોજદાર તથા અમીનની જગાનો પોશાક લેખકને તથા કાપડબજાર, સાયર મહાલ, જાનવરના ( હાટ ) બજાર, તથા ટક શાળની નિઝામતના અગની ચોરીની જગાનો પોશાક ( તેના ) ભાઈને આપી રવાના કર્યા બીજે દીવસે અમે હમારા ઓદ્ધા સભાળી લઈ કામે વળગી ગયા એક માસ જેટલી મુદત વીતી ગયા બાદ ( એ ) પરગણાની જમાબંદીનુ કામ જારી થયુ મહીકાંઠાના જિલ્લાનો બંદોબસ્ત કરવાને ઇરાદે મુબારેઝ ઉલ્‌મુલ્ક બહાર નીકળી ચંડોળા તળાવપર મુકામ નાખી પોતાના લશ્કર તથા તોપખાનાના સામાનની થોડા વખત વાટ જોતા રોકાયો અને તે વખતે હવેલી પરગણાને ખાતે ઉઘરાવાતા રૂા દસ હજાર ( ના ઇજાફા )ની માગણી કરી લેખકના પિતાએ જાહેર કર્યુ કે હાલ્લસાલ એ ઈજાફો ખમવાની (એ) પરગણાની શક્તિ હતી નહિ અને જો ( મુબારેઝ ઉલ્‌મુલ્ક ) આગ્રહ ન કરે તો આવતી સાલ ઈજાફાની ઘણી સારી રકમ આવશે પરતુ તે વખતે તેને નાણુ જોઈતુ હતુ તેથી તેણે કહ્યુ કે ફોજદારી ખાતાની ઉપજમાથી તેણે તે રકમ ભરપાઈ કરી લેવી ફોજદારી ખાતાની ઉપજ જોર જુલમથી (નાણા) પડાવી લીધા સિવાય તથા દડ ( નાખી નાણા લીધા ) સિવાય લઈ શકાય તેમ નહતુ, તેથી તેમણે તેમ કરવા ના કહી અને જણાવ્યુ કે લોકોને ત્રાસ આપવાનુ કામ મારાથી થઇ શકશે નહિ હવે રૈયતના અયોગ્ય કાર્યો તથા નાપસદ કામોને લીધે ઈશ્વરેચ્છા એવી થઇ હતી કે રૈયતને સજા થવીજ જોઇએ, તેથી પોતે એ તાલુકાઓની નોકરીનુ રાજીનામુ આપ્યુ, અને આગળના દીવાન મોમિનખાનના સાથીઓમાનો એક નામે ઝબિનખાન કે જેની પ્રકૃતિમા જન્મથીજ સખ્તદિલી અને કઠોરતાનુ ખમીર ( જોવામાં આવતુ ) હતું

તેણે દસને બદલે પંદર( હજાર )નો ઇજારો કબૂલ કરી એ તાલુકા ( નોકરી )ની જવાબદારી સ્વીકારી. તેણે પરગણાના ખેડુતો અને રૈયત તથા પરાંઓનાં રહેવાશીઓપર જાતજાતના જુલમ ને ત્રાસ વર્તાવી જબરાઇથી દંડ તરીકે મ્હોટી રકમો વસૂલ કરી. દાખલા તરીકે, નદી પાર ઉતરવાની જગા અને ઘાટોનો ઇશ્વરને ન ઓળખે એવા ( લુચ્ચા ) માણસોને ઇજારો આપી પૈસા પડાવી લીધા. દર સાલમાં એક બે વખત વેરો લેવાતો હતો જેઃ કોઇ વખત વેપારની આવકને નામે, તો કોઇ વખત માણસોની ગણત્રી અને ઘરની ગણત્રીને નામે લેવામા આવતો. વ્હોરા કોમ સંખ્યામાં ન્હાની છે, પરંતુ તેનો મ્હોટો ભાગ ( પરદેશમા ) વહાણો મારફત (' દરીઆઇ વેપાર ) તથા દેશમા આજુબાજુ વેપાર ખેડતો હોવાથી તેમજ માલદાર હોવાથી, વેરાની જે પણ રકમ, જોરજુલમથી, તેમને માથે પડતી, તે રકમ, ખુશીથી કે નાખુશીથી, તે કોમ ભરી દેતી. એ કોમનો હુસન નામનો એક માણસ જે લોખંડનો વેપારી હતો અને જે પોતાની કોમના માણસોની ચુગલી ખાવાનું તથા તેમની ખાનાખરાબી ( તેમના ઘરબારનો નાશ કરાવવા )નુ કામ કરવામા સંપૂર્ણપણે મચી રહ્યો હતો અને જેના ત્રાસથી એ કોમ કંટાળી ગઇ હતી, તે એક દહાડો રાતને વખતે પોતાના ઘર તરફ જતો હતો તે વખતે અચાનક રસ્તામા તેનુ ખૂન કરવામા આવ્યુ. તેના વારસોનો તે ખૂન બાબતનો વહેમ પોતાની કોમના વડા ( શેઠ )પર ગયો, એટલે મુબારઝ ઉલ્મુલ્ક તે શેઠીઆઓ તથા તેમનામાના મ્હોટા મ્હોટા વેપારીઓને પકડી કેદમા નાખ્યા, અને ( ત્યા ) મારફાડ તથા અત્યાચાર કરી તેમનો ત્રણ લાખ રૂપીઆ દંડ કરી, ક્રૂર અને કઠોર હૃદયના માણસો તે રકમ વસૂલ કરવા માટે નીમ્યા. એ કોમનો એક શેઠીઓ તો કોરડાનો માર ખાતો ખાતો મરી ગયો. રોકડ નાણું આપતા અને પોતાની જણસભાવ, માલમિલકત, ઘરવખરો તથા સર્વસ્વ વેચી એ જવાબદારીમાથી છૂટતા એ કોમ હેરાન હેરાન અને ખરાબ ખરાબ થઈ ગઇ. આજ અરસામા કે જ્યારે હજુ મુબારિઝ ઉલ્મુલ્ક ચંડોળા તળાવપર મુકામ નાખી પડયો હતો ત્યારે પેટલાદનો ફોજદાર જવાનમર્દખાન કે જે મોજે બાલોરપર સવારી લઇ ગયો હતો અને ત્યા જેને તોપ બંદૂકના મારાની લડાઇ લડવી પડી હતી તેને અકસ્માત્ ડાબી જાગપર બંદૂકની ગોળી લાગવાથી ઘાયલ થયાની ખબર આવી. ત્યાંનો હુમલો પુરો થયા બાદ તે પેટલાદ કસ્બે આવ્યો અને તેની ઉંમરનો પ્યાલો હદ ( કાના ) સુધી ભરાઇ ગયેલો

રોવાથી તે થોડા દહાડા રહી ગુજરી ગયો. તેના વડવાઓનો મકબરો કે જે શહેરની ઇદગાહની પાડોશમા આવેલો છે ત્યા દફનાવવા એની લાશને લઈ આવ્યા, અને દફનક્રિયા બાદ એનો મ્હોટો ભાઈ મલાબત મહમદખાન દિલગીરી અને શોકને વશ થઇ પોતાના તખ્તમા આવી બેઠો અને પોતે માતમ કરવા તથા ગ્લાનિ દર્શાવવા માટી રિવાજ મુજબ ત્રણ દીવસ ગુજર્યા બાદ મુબારિઝ ઉલ્મુલ્ક તેની પાસે શોક દર્શાવવા તથા તેને દિલાસો આપવા ગયો અને તેને એક ખિલત (પોશાક), તલવાર, ખંજર અને એક ફરસે (લટ્ટ) ઘોડા તથા સરદાર મહમદખાન ગવરનીને પણ પોશાક ને ઘોડો ઇનામમા આપી બનેને પોતાની સાથે સવારીમા પોતાને તખ્તએ લઇ આવ્યો, અને પોતાના ડેરા તબૂની જોડાજોડ એક તબૂ તેમને રહેવાને માટે નક્કી કરી આપી, થોડા દહાડા તેમને પોતાની પાસે રાખ્યા અને સનાબત મહમદખાનની માગણી મુજબ જાગીરો તથા મનસબ સબંધી નિમણુકપત્રો કરી આપ્યા મરનારના મ્હોટા છોકરા કમાલઉદ્દીનને નામે આઠસોની જાત મનસબ, જવાનમર્દખાનનો ખેતાબ તથા સમી ને મુંજપુરના પરગણા તથા બીજા છોકરા મહમદ અનવરને નામે પાચસોની જાતમનસબ, સફદરખાનનો ખેતાબ તથા તેના બાપના ગુજરવાને લીધે રાધનપોરની ફોજદારીના લેખ કરી આપ્યા, અને પોતે ત્યાથી કૂચ કરી શહેરથી દૂર નવ કોસ આવેલા હવેલી પરગણાના કનીજ ગામે છાવણી નાખી ત્યા થોડા દહાડા મુકામ રાખ્યો બીન આવડતવાળા કારભારીઓને લીધે મુબારિઝ ઉલ્મુલ્કનુ ખાનગી કામ તેને મનપસંદ થતું નહતુ તેથી તે કામકાજ સુધારી આપવા લેખકના પિતાને આગ્રહપૂર્વક મીરસામાનનો પોશાક આપી અને તેના નાયબ તરીકે લેખકને નીમી પોતે આગળ વધ્યો અને નડીઆદ કસ્બામા મુકામ કર્યો પેટલાદ પરગણાના નોકરો તથા અમલદારોના ઉપરિઓ ત્યા આવ્યા હતા એટલે તેમની આમલતની તપાસ કરવા ત્યા મુકામ રાખવામા આવ્યો પેટલાદના ઇજારાનો જુમ્મો જવાનમર્દખાને પોતાને સિર રાખ્યો હતો તેનુ આ અરસામા મરણ થવાથી તેના પેશકાર રાય કિશોરદાસે ઇજારાની રકમ ભરપાઇ કરવાની જવાબદારી પોતે લઇ લીધી અને ત્યાથી રવાના થયો મુબારિઝ ઉલ્મુલ્કે કૂચ પર કૂચ કરી મહી નદીને કિનારે આવી ડેરા ઠોકયા, અને સરદારસિંગ જમીનદારના તાલુકાના ભાદરવા ગામપર હુમલો કર્યો મુસલમાની ફોજે ચારે તરફથી છાપો માર્યો એ જગા ખડબચડી ને પહાડની કઠણવાળી હોવાથી આખો દહાડો તોપ બંદૂકના મારાની લડાઈ ચાલી, અને સાજને વખતે

જ્યારે રાતનો સુલતાન બાદશાહી તખ્તપર બેઠો,
અને તેણે ઉંચેથી નીચે સુધી પૃથ્વી સર કરી,

(ત્યારે) મુબારેઝ ઉલ્મુલ્કે એજ મેદાનમા પોતાનો મોખરેનો તબુ ઉભો કરી ત્યાજ છાવણી નાખી બીજે દીવસે કે જ્યારે ઉગમણના સમ્રાટે પૂર્વના ક્ષિતિજ્પરથી મધ્યાહ્નના પ્રદેશને સર કરવા પોતાનો સોનેરી વાવટો ફરકાવ્યો ત્યારે શરવીર સૈનિકો એ જગાપર છાપો મારવા તથા હુમલા કરવા હિંમતની કમર જોરથી કસી તૈયાર થતા હતા, એટલામા સલાબત મહમદખાન મારફતે જમીનદાર તરફથી સદેશો આવ્યો કે (હુ તમારી) તાબેદારી તથા (તમારૂ) શરણ કબૂલ રાખી પેશકશ આપવા તૈયાર છુ આ ઉપરથી વીસ હજાર રૂપીઆમા તેનો નીકાલ કરવામા આવ્યો વરસાદની મોસમ પાસે આવતી હોવાથી તેમજ તથા ઢોરને માટે એ પ્રદેશમા ચારો ઓછો મળી શકતો હોવાથી, "પાછા ફરવુ એ તારીફ લાયક" છે એ સૂત્રનો પાઠ કરી, પોતે પાછો ફર્યો અને ઉંમેટાના તથા બીજા જે જમીનદારો રસ્તામા આવી જતા હતા તેમની પાસે પેશકશ લેતો લેતો અમદાવાદ આવી પહોચ્યો, અને પોતાની પાસે રજૂ થતા કામકાજ કરવા લાગી ગયો નુરૂદ્દીન મહમદખાનની ફેરબદલીમા ખંભાત બદરના મુતમદ્દીના નાયબની જગા તથા જવાનમર્દખાનના મૃત્યુથી ખાલી પડેલી પેટલાદના ફોજદારની જગા પોતાના સગા સૈયદ નવાજેશખાનને આપી રવાના કર્યો જવાનમર્દખાનના મૃત્યુ બાદ પેટલાદની જવાબદારી રાય કિશોરદાસે પોતાને સિર લીધી હતી તેની પાસથી બાકી ઉઘરાવવાનુ કામ સલાબત મહમદખાનને હવાલે કરવામાં આવ્યુ થોડો વખત ગયા બાદ પણ જે બાકી હતુ તે આપી પોતે છૂટી શકયો નહિ એટલે મુબારેઝ ઉલ્મુલ્કે તેને ભદ્રના કિલ્લામા બોલાવી મગાવી કેદ કર્યો આથી પોતાની લાજ લેવાઈ તથા આબરૂ ગઈ એમ સમજી તેના શોકમા ઝેર ખાઈ તેણે આપઘાત કર્યો સોરઠ જિલ્લામાથી પાછો ફરી કુંઆજી પોતાને વતન જતો હતો તે શહેરથી ૭ કોસ દૂર આવેલા સાણદ ગામે આવી પહોચી (શહેરની) પાડોશમા થઇ પસાર થતો હતો, એટલામા અકસ્માત્ મુબારેઝ ઉલ્મુલ્કના સરકારી હાથીઓ કે જેને શહેરથી ત્રણ કોસ દૂર આવેલા મોજે ગિયાસપૂરની હદમા ચારો લઈ આવવા લઈ જવામા આવ્યા હતા, તેનો મરાઠાઓના ઝડપી સવારોની એક ટૂકડી કે જેને તેમની ભાષામા હૌલ સવાર કહે છે ને જેઓ કુચના અરસામા ચારે તરફ લુટફાટ કરે છે, તેની જોડે ભેટો થયો, અને તેઓ ત્રણ હાથીને પકડી લઇ ગયા આ બનાવની ખબર પડતા મુબારેઝ ઉલ્મુલ્કે જાતે તેમની પૂઠ

દરબારમા રહેતા વકીલોને નવી (નિમણુકની) સનદ મેળવવા લખી જણાવી તે સનદની (શાહ વેપારી) વાટ જોતો હતો પરતુ કહેવામા આવ્યુ છે કે

ઇશ્વરેચ્છા હોય તો શત્રુ પણ શ્રેયનો કારણભૂત થઈ પડે છે

આ બખેડો ઉભો કરવામા શાહ વેપારીની મકસદ અરવામા કિલ્લો ઉભો કરવાની હતી કારણ તેજ તેના મનનુ ધ્યેય થઇ પડયુ હતુ, અને તેણે તે બાધવા માડયો પરતુ કિલ્લેદાર બેગલર બેગખાન અને તેગ બેગખાને તેને તેમ કરતા એમ જણાવી અટકાવ્યો કે જૂના કાળથી આવી પદ્ધતિ નથી, તેમજ આના હજરતનો હુકમ છે કે પૂજ્ય પાદશાહની રજા સિવાય કોઇ પણ માણસ કોટ કે કિલ્લો બાધી શકે નહિ તેમના તરફથી આવી વર્તણુક ચલાવવામા આવશે એવુ શાહ વેપારીએ ધારેલુ નહિ અને તેથી તેના મનને ખોટુ લાગ્યુ હવે હાકેમની (ખુશી) રજામદી સિવાય એ કામ આગળ ચલાવાય એમ નહતુ તેથી પોતે બહેરામખાન જોડે એવી શરતે વાટાઘાટ કરવા માડી કે તેણે એ કિલ્લો બાધવાના કામમા અટકાવ કરવો નહિ તેણે સ્વીકારરૂપી આગળી આખપર મૂકી (ખુશીથી એ વાત સ્વીકારી) શાહ વેપારીએ આ મતલબ બર આણવા માટે લગભગ એશીહજાર રૂપીઆ વાપરી નાખી ટૂક વખતમા એ ઓહ્દાના અધિકારની સનદ મેળવી, અને પોતે કરેલા કરારની શરત મુજબ દશ મહીનાની મુદત બાદ બહેરામખાન ફરી પાછો હાકેમના ઓહ્દાપર કાયમ થયો, અને નિશ્ચિંત મને શાહવેપારીએ અરવાના કિલ્લાનુ બાધકામ આગળ ચલાવવા માડયુ અને તાપી નદીના કિનારે ઉપલાણે, બુરજ ગઢી સાથનો, એક મજબૂત કિલ્લો બાધી તેમા ઘણા બજારોના રસ્તા, શોભીતી ઇમારતો, અને ઉચા શીશમહેલ (દીવાનખાના) બનાવ્યા તેને માટે કિલ્લેદાર, કોટવાળ, અને લશ્કર નીમી નાગની ફેણ જેવી તોપો બુરજોપર ગોઠવી પોતે વિશેષે કરીને ત્યાજ રહેતો કારીગરો તથા બીજાઓ ત્યા આવી વસ્યા અને સુખી થયા, અને ટૂક વખતમા એ (આબાદ જગાની) વસ્તી અદ્‌ભુત વૈભવ ભોગવવા લાગી શાહ વેપારીએ પોતાના વહાણમા આવતો માલ ત્યા ઉતારી લેવાનુ નક્કી કર્યું અને તેથી કાયદેસર દાણ વગેરે (ની રકમ નક્કી કરવા) માટે મુતસદ્દીના નોકરોને ત્યા જઈ યાદીઓ કરવી પડતી આને લીધે દીન પ્રતિદીન સુરત બદરની શોભા ઓછી થતી ચાલી લેખકના પિતાનો વિચાર ઇશ્વરના પવિત્ર ધામ (ઈશ્વર તેની મ્હોટાઈ તથા ઉચ્ચતા વધારે) મક્કાની હજ કરવાનો થઇ આવ્યો હતો તે હવે દઢ થયો કાપડ બજારના અમીનના નાયબ તરીકે લેખકને નીમવા માટે તથા હજ કરવા જવાની રજા મેળવવા માટે પોતે

મકરંબઉલ્ હઝરત વલ્લીખાકાન એહરૂઝખાન કે જેમની મારફત બાદશાહને અરજીઓ તથા વિનંતીઓ કરવામાં આવતી હતી તેને લખ્યુ. તેણે પવિત્ર હજૂરશ્રીને તે બાબત નિવેદન કરી. નાયબના ઓદ્ધાપર લેખકને દાખલ કરવા માટે સુબાના દીવાનપર તથા લેખકના પિતાને કોઈ જાતની અડચણ પડવા ન દેવી તે બાબતના સુરત બંદરના મુતસદ્દીપર ઉચ્ચ હુકમો મેળવી મોકલી દીધા પરંતુ મુબારિઝ ઉલ્મુલ્કે આવતી માલનો વાયદો કરી ( જવાની ) રજા આપી નહિ, અને આવા શુભઉદ્દગારને અમલમાં મૂકતાં અટકાવ્યા. હિ. સ. ૧૧૪૨ મા મુબારિઝ ઉલ્મુલ્કે ઝંબીલખાન કે જે ત્રાસ ને જુલમ કરવામા હદની બહાર ગયો હતો, તથા જેની બદનામીનું પાત્ર ઉચેથી નીચે પડ્યુ હતુ (જે રમવા થઈ ગયો હતો) તેને ખસેડી તોપખાનાના દારોગા શેખ મુજાહેદને તેની જગાએ નીમ્યો અને તેના નાયબ તરીકે તેના એક પુત્ર દલીલુલ્લાને નીમ્યો. શહેર કોટવાળની જગા મહમદ અશરફની ફેન્કાગીમા જમાદાર શેખ મહમદ ફ્રૈઝલને આપવામાં આવી. વરસાદની મોસમ પૂરી થતા અને ખેતરમાનો પાક લણાઈ તથા ઉચકી લેવાયા બાદ, લશ્કર લઇ બહાર નીકળી પડવાનો લાયક સમય આવ્યો એટલે મુબારિઝ ઉલ્મુલ્ક બહાર પડી ગોલવાડ (?) ગોહેલવાડ તરફ ગયો (ત્યા) શીહોરના જમીનદાર બહાદુરસિંગે રજુઆત કરી પેશકશ ભરી દીધી, અને થોડો રસ્તો તેની સાથે જઈ પછી રજા લીધી. દરેક જગાએથી પેશકશ ઉઘરાવતો મુબારિઝ ઉલ્મુલ્ક જૂનાગઢની પાડોશમાં માધુપુર ગામે આવી પહોચ્યો અને તેનાપર હલો કર્યો. એ જગા ઘણી આબાદ હોવાથી ત્યાથી પુષ્કળ લૂંટ મળી. પેટલાદ પરગણાના હિસાબ કિતાબ બાબત આજ અરસામા મુબારિઝ ઉલ્મુલ્ક અને ફિદાઉદ્દીન કે જેને માથે એ ( હિસાબકિતાબ )ની જુમ્મેદારી પૂર્વે હતી અને જે આ વખતે મોમિનખાન દીવાનના ગુજરવા બાદ ખુલ્દમકાન (ઔરંગઝેબ)ના સમયમા જે ખેતાબ (મોમિનખાનનો) તેના બાપને આપવામા આવ્યો હતો તેજ ખેતાબથી સન્માનિત થયો હતો, તેની વચ્ચે અણબનાવ ઉભો થયો અને તેને નોકરીપરથી બરતરફ કરવામા આવ્યો. તે રસ્તામાથી જ જુદો પડી ગયો અને અમદાવાદ આવતો રહ્યો. મુબારિઝ ઉલ્મુલ્કનો હુકમ હતો કે તેણે શહેરમા રહેવું નહિ એટલે તે પાટનગર તરફ જવા ચાલી નીકળ્યો. ટૂંકામા મુબારિઝ ઉલ્મુલ્ક માધુપુરથી કચ્છના જમીનદાર પાસથી પેશકશ ઉઘરાવવા કચ્છ તરફ રવાના થયો. (એ) કચ્છ ગુજરાતની સરહદ અને ઠઠ્ઠાના સુબાની વચમા આવેલું છે. ત્યાનો જમીનદાર ઘણા તાબુત

તથા ગામોનો ધણી અને પુષ્કળ આમદાની (ઉપજ)વાળો છે. ભુજનો મજબૂત કિલ્લો તોપ ને લડાયક સામગ્રીથી ભરેલો હતો. એ પ્રાંતના જમીનદારોનો તે અગ્રેસર હતો. કચ્છી ઘોડા જે આખી દુનીઆમાં પ્રખ્યાત છે તે એ મુલકમાં (પેદા) થાય છે. મુબારિઝ ઉલ્‌મુલ્કની મતલબની ખબર પડી જવાથી કચ્છના જમીનદારે તે પોતાના તાલુકામાં પ્રવેશ કરે તે પૂર્વેજ તેની પાસે પોતાના વકીલો મોકલી દસ લાખ મહમૂદી (સિક્કા) સુધી પેશકશ આપવાનું કબૂલ કર્યું કે જેથી તે જ્યાંથી આવ્યો હોય ત્યાં પાછો ફરે, પણ તેણે એ વાત સ્વીકારી નહિ. કેટલાએક જમીનદારો જેમને એક રીતે તેની જોડે અણબનાવ હતો અને જેઓ તેના બરોબરીઆ હોવાનો દાવો કરતા હતા તેઓએ મુબારિઝ ઉલ્‌મુલ્કને લીલી વાડીઓ બતાવી (આશાઓ આપી) અને તેની પાસે પુષ્કળ પૈસો છે એમ જણાવી તેનું કામ ચતું ભાંગી પાડ્યુ, અને કહ્યું કે થોડો રસ્તો આગળ કાપશો એટલે તમારા મનની મુરાદ બર આવશે. ત્યાંના ખારથી ભરેલા બીયાબાન કે જેને ગુજરાતી ભાષામા રણ કહે છે તે રણનો વિસ્તાર પચીસ કોસ છે, ત્યાં ન મળે પાણી કે ન મળે ચારો,એ (રણ) માણસોનો ભક્ષ કરે છે ને તેમના હોશકોશ ઉડાડી દે છે.

એ ન્હેસ ખીણ અને અપશુકનીઆ જગલનું
હરણ તે રાક્ષસ અને હોમા (શુભ શુકનવાળું) પક્ષી તે ઘુવડ;
તેની જમીન ગંધક કરતા વધારે સૂકી,
તેની હવા નરક કરતા પણ હૃદયને વધારે બાળે તેવી.

એ પ્રદેશમા રહેનાર તથા તેનાથી વાકેફગાર માણસોએ રસ્તાની મુશ્કેલી તથા અગવડો જાહેર કરી છતા પોતે લોભને વશ થએલો હોવાથી પોતાના નિશ્ચયમા અડગ રહ્યોઃ

જ્યારે સ્વાર્થ જોર કરે ત્યારે દુઃખ સુખ જેવું લાગે છે;
બકરાંના ટોળાથી ઉડતી ધૂળ વરૂને અંજન જેવી લાગે છે.

અને દરેક જાતની મુશ્કેલીઓ તે રહેલી સમજ્યો; કારણ દાનાવોએ કહ્યું છે કે,

રંજ (દુઃખ ભોગવ્યા) વિના ન મળે ગંજ (નાણું).

પોતાની તૈયારી ને જરૂર જેટલાં ખાધખોરાકી ને પાણી દરેક માણસે લઈ લીધાં. રાત્રે આસાયેશ માટે તો ભૂરા રંગનો ચંદરવો ઉંચા ગોળ શોભાયમાન આકાશના ઘુમટપર એક છેડેથી બીજા છેડા સુધી

બાંધેલો જ હતો. એ રણ ઉતરી પાર જવાનો નિશ્ચય કરી સવારે તોપો તરફ કૂચ કરવા માટે આટલી તૈયારી છતાં ઘણાઓ તરસથી માર્યા ગયા. હવે જ્યાંથી ભુજનગર તાલુકાના ગામ આવવા માંડયા ત્યાંથી લશ્કરે તે ગામો પર છાપો મારી તેને લુટી લઇ સળગાવી દીધા અને રણની પાસે આવી છાવણી નાખી, અને (ચારે બાજુ) મોરચા બાંધી અનુભવી બહાદુરોને નીમી ત્યાં તોપખાનું ગોઠવી દીધું. બંને પક્ષે ત્રણ દીવસ તોપોનો મારો ચલાવી યુદ્ધની ભઠ્ઠીને ગરમ કરવા માટે જમીનદારે સલાહ કરવા માટે ઘણો વગવસીલો ચલાવ્યો, પરંતુ સામા પક્ષની માગણી પૂરી કરવી અશક્ય હોવાથી કાંઇ ફાયદો થયો નહિ, તેથી ન છૂટકે તેણે પણ આસ-પાસ ને આજુબાજુના ગામો ઉજ્જડ કરી, સળગાવી મુકી સહજ પણ દાણોપાણી કે ઘાસચારો રહેવા દીધા નહિ દરરોજ તેજ (ઝડપી) ઘોડે સ્વારોની ટૂકડીઓને બહાર મોકલી દાણો ને ઘાસ (સામા પક્ષને) મળવાના રસ્તાઓ બંધ કરી દેવા માંડયા. દાણો, ઘાસ, બળતણ અને છાવણીની બીજી જરૂરીઆતો કે જેને હિંદુસ્તાનની ભાષામાં "ધી" કહે છે તે મેળવવા માટે (છાવણીથી) બહુ દૂર જવું પડતું હોવાથી મુબારિઝ ઉલ્મુલ્કે તે કામ માટે એક મજબૂત ટૂકડી તૈયાર કરી. જમીનદારના ઘોડેસ્વારોને તેમની હીલચાલની ઘણે ભાગે ખબર પડી જતી હોવાથી તેઓ ડુંગરી પ્રદેશના સાંકડા રસ્તાઓમાં તેમની જોડે ઝપાઝપી કરતા વખતો વખત આ સામના સબંધે વાતચીત કરવાને બહાને જમીનદાર કપટ કરી (લુચ્ચાઇથી) કામ લબાવતો રહ્યો, અને એ પ્રમાણે લગભગ દોઢ મહીનો ચાલ્યો ગયો અને (પરિણામે) લશ્કરને દાણોપાણી ને ચારો ઘણા ઓછા મળવા માંડયા ને તેની પણ હદ આવી રહી અને દીન પ્રતિદીન સિપાઈઓ તથા જાનવરોની સ્થિતિ બગડતી ચાલી તોપ ખેંચનાર બળદો ને ખચ્ચરોની મ્હોટી સંખ્યા મોતના ખેતરમાં ચરવા ચાલી ગઇ, એટલામાં પૃથ્વીપતિની દરબારમાં રહેતા વકીલોના પત્રોપરથી સુબાના ઓહદામાં ફેરફાર થવાના સમાચાર મળ્યા, તેથી ન છૂટકે પોતાનો ઘેરો ઉઠાવવો પડયો અને રાધનપોર તરફને રસ્તે કે જ્યાં માર્ગમાં રણ ઓછું આવે છે તે રસ્તે પાછા ફરવાનો ઢોલ વગાડયું અને રાધનપોર આવી પહોંચ્યો જવાનમર્દખાનના જે સગા વહાલા ત્યાં રહેતા હતા તેમની પાસે શોક દર્શાવવા તથા તેમને દિલાસો આપવા પોતે જાતે જઈ એ સગામાંથી જે પાછળ રહેલા હતા તેમના મનની શાંતિ કરી પોતે અમદાવાદ આવ્યો એજ સાલની સફરમાસની ઓગણીસમી તારીખે સૈયદ અકી—

ખાન કે જે ત્રણ હજારીની જાતી તથા હજાર સવારની મનસબ અને ગોધરાની ફોજદારી ભોગવતો હતો તે કુદરતી મોતે મરી ગયો. પવિત્ર ઝીલકદ માસની વીસમી તારીખે ઈશ્વરની જોડે ઐક્ય ( યોગ ) પ્રાપ્ત કરેલા ( યોગી )ઓમાં શ્રેષ્ઠ એવા શાહ અલી રઝા સરહિંદી ઈશ્વર શરણને પામ્યા અને પોતાને રહેવાનું મકાન કે જે જહાંદારશાહની સલતનતના સમયમાં તેમને ઉતરવા માટે આપવામાં આવ્યું હતું તે મકાનના ચોકમાં તેમને દાટવામાં આવ્યા.

## વ્હોરા કોમની મ્હોટી જમાતમાંથી કેટલાકનું જામે મસ્જિદમાં માર્યા જવું, અને તે જમાતનો શેખ અબદુલ્લા કે જે ત્રીસ વરસના એકાંત વાસ બાદ સભામાં હાજર રહેવા માટે બહાર નીકળ્યો હતો તેનું પકડાવું

ભુજનગરના ઘેરાને લીધે સિપાઇઓને બહુ મુસ્કેલીઓ વેઠવી પડી હતી તેથી અને વળી તેમના આગલા તથા ચાલુ પગારની રકમ ચઢી ગએલી હોવાથી તેમણે તે મળવા માટે સખત તકાઝો કરી રમખાણ ઉભું કર્યું. સિપાઈઓનો આ દગો શમાવી દેવા મુબારેઝ ઉલ્મુલ્કે, પ્રજા અને રૈયત પાસથી વેરો ઉઘરાવવાની તદબીર કે જે અત્યાર પહેલાં પણ વખતોવખત કારગત નીવડી હતી તે અમલમા મૂકી એક રકમ નક્કી કરી. આ અણગમતા નવા કર તથા નાપસંદ રિવાજની શરૂઆતથીજ વ્હોરા કોમની મ્હોટી જમાત, કે જે સુન્ની જમાતવાળી હતી, તેનાપર હિંદુઓપર નાંખવામાં આવતી રકમનો ત્રીજો ભાગ, નાખવાનું ઠેરવવામા આવેલુ હતુ, તે રકમ વસૂલ કરવાને અમલદારો નીમાઇ ગયા. સૂબાની બદલી થવાની ખબર ખરી હતી તે ઉપરથી,સાહસ કરી, આખી વ્હોરા કોમ ટોળે મળી, પોતાની દુઃખી સ્થિતિ બાબત તથા જે વેરો તેમણે આગળ વખતોવખત ભરી દીધો હતો તે વેરો (આ વખત) આપવાની અશક્તિ દર્શાવતી અરજી કરવા બાબતનું બહારથી ડોળ કરી, અંદરખાનેથી, તેની બદલીની વાત સાચી હોવાથી તથા ચાલુ આવ્યાજ કરતી હોવાથી મુબારેઝ ઉલ્મુલ્ક, પ્રજા બળવો કરી ઉઠશે

એવી બ્હીકથી, વેરા લેવાનો આગ્રહ છોડી દેશે, એવા ખ્યાલથી જમે મસ્જિદમા ભેગી થઇ ગઇ અકસ્માત્, એ જમાતનો શેખ અબદુલ્લા એ નામનો માણસ જેણે મમાગનો ત્યાગ કરી, ફકીરની ફની ને સન્યાસીના કપડા પહેર્યા હતા અને કહે છે કે જેણે ત્રીસ વર્ષ સુધી પોતાના ઘરને ખૂણે એકાતવાસ સેવ્યો હતો અને જેને દુનીયાના માણસો જોડે ભેળા વાનો કે તેમની જોડે સમર્ગમા આવવાનો તિરસ્કાર હતો, તેને પોતાના જાતભાઇઓની ભેળા થવા વિશે ખબર પડતા, તે મેળાવડામા હાજર રહેવુ તેને યોગ્ય અને પ્રશસા લાયક કામ ગણી, આવા શુભકાર્યમાથી દૂર રહેવુ અને તેનાથી વિરક્ત હોવુ તેને પાપ ગણી, એ મેળાવડાને તેણે પોતાની હાજરીથી સન્માનિત કર્યો ત્યા અપનવગગનુ અને યદ્દાતદ્દા બોલવા માડ્યુ અને શ્રોતાઓના કાનને કેટલાક બેવકૂફ શબ્દોરૂપી પ્રકરણનો ઘોષ સભળાવ્યો આટલા બધા વર્ષ એકાતમા ગુજારી એકાએક બહાર પડ નાર આવા શેખના પગલા એ જમાતે ગેબી મદદ અને ઇશ્વિરી ચમત્કાર ગણી, એક બીજુ ટોળુ કે જેને આ મામલા સાથે કાઇ લાગતુ વળગતુ ન હતુ, તે પણ પ્રભુ પ્રિત્યર્થે એ મેળાવડામા શામેલ થયુ અને એ ઢોગી શેખના માલવગરના અને અક્કલહિન વચનોને દૈવી રહસ્ય સમજાવનાર તથા ચમત્કારી હોવાના જાણી તેને મેળાવડાના પ્રમુખપદે બેસાડ્યો અને તેના અનુયાયી (ચેલા) બનવાની કમર પોતાના મનપર કસીને બાધી અને તેના શિષ્ય થવાની ધુસરી પોતાને ખભે નાખી, તેના હુકમને તાબે થયા એ ઢોગી શેખ કે જેણે સતત મધરાત તથા પ્રભાતની પ્રાર્થનાઓ વડે આવો દીવસ આવવાની દુઆ ગુજારી હતી તેણે મુછ પર તાવ દઈ છાતી કાઢી, ઇશ્વિર તરફથી ગેબી લશ્કરની મદદ આવે છે એવા શુભ સમાચાર આપી એ ટોળાને ખોટે રસ્તે દોરવી ભૂતભરેલે માર્ગે ચઢાવવા માડ્યુ. અને પોતે બોલ્યો કે એ બગતરફ થએલો હાકેમ કે જે આ (સઘળી) ઈજા ને નુકસાનનુ કારણ થઇ પડ્યો છે તેને, જો તે શહેર બહાર નીકળી નહિ ગયો હોય તો, હમણાને હમણા (તે ગેબી લશ્કર) પકડી લાવશે જેમનું ઇમાન સાચુ ન હતું તેવા (બેઇમાન), વગરબુદ્ધિના માણસોએ, બળતામા ઘી હોમવા જેવી, આ વાત ખરી માની, અને કફનના બોલતા ટુકડા માફક ઉભા થઈ શોરબકોર કરવા માડ્યો, અને એ કપટી તથા રોગી શેખની બનાવટી વાતો સાચી માની, તેના સુખનોનો સ્વીકાર કરી નીચેના ગીતમા સૂર પૂરવા માડ્યા, અને એક બીજાને જાણે ખુશખબર આપતા હોય તેમ ખબર આપી બોલી ઉઠ્યા કે—

આપણા શેખ ચમત્કાર બતાવે એમ શું આશ્ચર્ય ? આ ઘટનાની શરૂઆતમાજ મુબારેઝઉલ્મુલ્કે સૂબાના દીવાન અબ્દુલ ગની ખાન, સદ્ર અબુલમુફાખેરખાન, કાજી અબ્દુલઅહદખાન, બક્ષી તથા ખબરપત્રી અમાનતદારખાન, અને સમાચારપત્રી હાદીખાન કે જે કબીર અલીખાનની ફેરફારીમાં (તે જગાએ) નીમાયો હતો, તેમને પોતાની પાસે બોલાવી મંગાવી અમાનતદારખાનના ભાઇ શેખ ફતેઉલ્લા જોડે વારંવાર તે નરમ પડે તેવા સંદેશા શેખપર મોકલતો રહ્યો હતો અને તેને કહેવડાવ્યું હતું કે ખાસ તેની મુરવ્વત ખાતર વહોરા કોમપર નાંખેલી દંડની રકમ પોતે માફ કરે છે, અને તેટલા માટે એ કોમનાં માણસોએ નિશ્ચિતપણે પોતાને ઘેર પાછા ફરવું. એક પછી બીજી વાર, બીજી પછી ત્રીજી વાર એમ વારંવાર જેમ જેમ એ ભલાઇ તથા નરમાશ બતાવતો ગયો તેમ તેમ શેખના વિરોધ, કઠોરતા અને મખનાઇ વધતા (બેવડા થતા) ગયા. તેને એવો ખ્યાલ આવ્યો કે તેના બનાવટી સુખનો અસરકારક નીવડયા હતા અને તેની મુરાદનું તીર સ્વીકારને નિશાને પહોંચી ગયું હતુ; આથી તે ફુલાઈ ગયો અને તેના દુષ્ટ આત્માએ તેની પવિત્ર બુદ્ધિપર જય મેળવ્યો અને ગર્વ કરી આખના પલકારાના ઈશારા વડે તથા મૂછ મરડી તે ટોળાને (પોતાના) ચમત્કાર તથા અદ્‌ભૂત કાર્યો (કરી) બતાવ્યા, અને ઠઠ્ઠા કરતું સ્મિત કરી, ભમરપર કરચળીઓ વાળી મ્હોઢામાથી એલફેલ વચનો કાઢી જાણે ભૂંકતો હોય, તેમ કરી, ખાટું મોઢું કરવા (નાખૂશી–તિરસ્કાર બતાવવા) લાગ્યો, અને બેફાયદે ને માલ વગરનો એવો (થોડા શબ્દોવાળો) જવાબ કહેવડાવ્યો કે. તેણે બીજી કોમો પાસથી પણ વેરો ન ઉઘરાવવો. અને શહેર પણ ખાલી કરી જવું. આ ચાલાકી કરવાનુ કારણ એ હતું કે તેથી હિંદુ કોમ પણ તેની સાથે મળી જાય, એટલે તેમનાપર પોતાનો હક્ક સાબિત કરી તેમને પોતાના તાબેદાર અને અનુયાયી બનાવી પોતે એક બંડનું મૂળ તથા નેતા થઇ પડે. આ વાદવિવાદ પૂરો થતા મુબારેઝ ઉલમુલ્કે સવાર અને પાયદળની ટૂકડી અલાયાર બક્ષીને આપી તેને એવો હુકમ કર્યો કે તેણે ગલીઓ તથા લોકોના આવજાવના જાહેર રસ્તા તેમજ એ ટોળાને પેસવાનો દરવાજો બંધ કરી દેવા અને એ ટોળામાથી કોઇને તેમજ બહારના પણ બીજા કોઇને મસ્જિદની અંદર જવા દેવું નહિ. બક્ષી ભદ્રના કિલ્લામાંથી સવાર થઇ નીકળી ત્રણ દરવાજાવાળુ મેદાન પસાર કરી ગયો હતો કે જ્યારે એ ટોળામાંના કેટલાક ઢોર જેવા, બલકે તે કરતા વધારે ખોટે રસ્તે ચઢી ગએલા અજ્ઞાન માણસો, કે જેમણે એ ઢોંગી શેખના નિરર્થક સુખનો

અને ગર્વ તથા મગરૂરી ભરેલા બોલને સાચા ગણી અંતઃકરણમાં સ્થાન આપ્યું હતું અને જે વચનોને પત્થરમાં થતા કોતરકામની માફક પોતાના હૃદયમાં કોતરી રાખ્યા હતા, તેમણે એ ફોજને જોતાંજ જે ગેબી ફોજ આવી પહોંચવાની આગાહી થઈ હતી તે આગાહી સાચી પડે તે ભરોસે ચાલાકી વાપરી, બજારના રસ્તાપર આવેલી દુકાનોના છાપરાપર ચઢી જઇ તેન પર ઈંટ અને નળીઆનો મારો ચલાવવાનું સાહસ કરવા માંડ્યું. તેમને નસીહત આપવાને વિચારે અલાયારે પોતાના સાથીઓને હુકમ કર્યો કે તેમને પકડી બાંધી લેવા. એ પ્રમાણે થોડાક પકડાયા ને જખમી થયા એટલેજ એ ગેબી લશ્કર મદદે આવી પહોંચવાની બીજાઓની આશા નષ્ટ થઇ ગઇ અને તેમણે પોતાના ચમત્કાર બનાવવાની શેખની વાતોને વિસ્મૃતીની અભરાઇપર ચઢાવી દઇ નહાસી જવાનો રસ્તો પકડ્યો.

એક સાદા શહેરી માણસ પાસથી લશ્કરી સિપાઇના શૌર્યની આશા ન રાખ
આગીઆનો ચમકારો આસમાનનો તારો કેમ બની શકે ?

અને જે મોટી સંખ્યા છાપરાઓપર, મસ્જિદના દરવાજાપર અને રસ્તાઓપર (એ ગેબી લશ્કરના આવવાની) વાટ જોતી બેસી રહી હતી, તે પણ પેલા નહાસી છુટનારાઓ ભેગી નહાસી છુટી (બહાર નીકળી ગઇ), અને શેખ જે મહેરાબ (કમાન) આગળ પોતાના ખાસ માણસો લઇ બેસી રહ્યા હતો તેની પાસે તો થોડા (મુઠીભર) જ માણસો રહી ગયા. એવામાં અલાયારે એકદમ અને જોરાથી મસ્જિદના દરવાજાનો કબજો લઇ લેવાનો (નક રને) હુકમ કર્યો અને શેખ તથા તેના સાથીઓને પકડી લેવા સારૂ સાને અંદર મોકલ્યા. તે (અંદર રહી ગએલી) ટોળીએ ઈમાનની ઢાલ માથાપર મૂકી સામે થવા રૂપ હાથ આગળ કર્યો. તેમાંથી કેટલાએક, એ એકાંતવાસી શેખના આગમનને પ્રતાપે નાશના ભોંયરા (કબર)માં એકાંત વાસ ભોગવવા ગયા, અને બાકીના ઘાયલ થયા, મસ્જિદમાં લોહીની નદી વહેવા માંડી. તલવારના ઘાથી બચેલાઓએ મ્હોડામાં ઘાસનું તરણું લઇ છૂટકો મેળવ્યો, અને તે ટોળીના કેટલાક સાતબર અને મુખ્ય મુખ્ય માણસો ભેગો શેખ પણ તકદીરના પંજામાં કેદ પકડાયો અને એના ચમત્કાર અને એની ગેબી (એનું શેખપણું) નષ્ટ થતા શેખની વહેમ વર્ત્તણુંકને લીધે એ કોમનો આપવાનો વેરો બેવડો થયો અને ટુંક વખતમાં તે વસુલ પણ થઈ ગયો.

શાણો માણસ શા માટે એવું કરે છે
કે જેથી હાથના કર્યા હૈયે વાગે ?

તે દીવસથી ટોળે મળી પોતાની સ્થિતિની દાદ ફરીઆદ જાહેર કરવાની ફરી કોઈની હિમત ચાલતી નથી. હિ. સ. ૧૧૪૩ ના પવિત્ર મોહરમ માસની ચૌદમી તારીખે આ બનાવ બન્યો. હુસેનઉદ્દીનની ફેરફારીમાં મુબારેઝ ઉલ્‌મુલ્કે અબ્દુલ અઝીઝખાનને શહેર કોટવાળ બનાવ્યો. ખિલાફત અને પૃથ્વીપતિના દરબારમાથી લેખકને સાતસોની જાત મનસબ, એકસો સવાર તથા હુસેન મહમદખાનના ખેતાબનું માન મળ્યું.

## વીરમગામના દેસાઈ ઉદેકરણનું માર્યા જવું, અભેસિંહની સામે લડવા મુબારેઝ ઉલ્‌મુલ્કનું બહાર પડવું, અને સલાબત મહમદખાને આ નાશવંત દુનીઆનો ત્યાગ કરવો

આ સાલના બનાવોમા વીરમગામના કારભારી ઉદેકરણ દેસાઇનું માર્યા જવું એ છે. એ હકીકતની વીગત એ છે કે ત્યાના કસબાની દૈલત મહમદ ટાંકનો અલી નામે ભાઈ હતો તેને ને એને કોઇ કારણને લીધે દુશ્મનાવટ થઇ હતી, તેથી તેણે લાગ જોઈ એક દહાડો રાતને વખતે જમૈયાનો ઘા કરી તેનુ ખૂન કર્યુ. સલાબત મહમદખાન કે જે એ ગામના ફોજદારનો નાયબ હતો તેણે એ વાત પોતે શહેરમા હતો ત્યા સાભળી. તેથી મુબારેઝ ઉલ્‌મુલ્કની રજા લઈ કસબાતીઓને નસીહત આપવા તથા સજા કરવા સીપાઇઓને ભેગા કરવા સાબરમતીને પેલે કિનારે બાલરી ગામે આવી તેણે મુકામ નાખ્યો. પરતુ ઇશ્વરે એવું ધારેલું તેથી બેજ દીવસ બાદ લગભગ એક પહોર દહાડો ઉગે તેને કાગળાઉ (કોલેરા) થતા જ તે એકાએક ગરણ પામ્યો તેના મરણની ખબર મળતાં પહેલા સંજોગવશાત્ મુબારેઝ ઉલ્‌મુલ્ક જાહેરમા વીરમગામ જવાનું બહાનુ બતાવી, પરંતુ અંદરખાનેથી મહારાજા જે ઝાલોર સુધી આવી પહોંચ્યો હતો તેને અટકાવવા માટે તૈયારી કરવા તથા સરંજામ ભેગો કરવા, એકાએક, કાંઇ પણ કારણ વિના, એકસો (૧૦૦) સવાર થઇ ભદ્રના બાગની જે બારી નદી પર પડે છે તે રસ્તે પોતાના ખાસ માણસોમાથી જે હાજર હતાં તેમાંથી થોડાંકને સાથે લઇ સલાબત મહમદખાનના મુકામપર આવી પહોંચ્યો, અને તેની હાલત નજરોનજર જોઇ આઝમ મોઆઝમ (ની દરગાહ) ના ઘૂમટ પાસે આવી ઉતર્યો અને (એટલામા) તબૂઓ, શામીયાના, અને

સિપાઈઓ એક પછી એક આવી પહોંચ્યા અને ત્યાં મુકામ નાખ્યો. સલાબત મહમદખાન જીવતો હતો કે મરી ગયો હતો તે નક્કી ન થઇ શકતું હોવાથી, મગજે લોહી ચઢી ગયું હશે એવા ખ્યાલથી સાંજને વખતે તેને શહેરમાં લઈ આવ્યા, પરંતુ કાંઈપણ ઉપાય કરી નાજ થઇ શકે એવી તેની હાલત રહી હતી નહિ અને એના મૃત્યુનો સમય આવી લાગેલો હોવાથી (દવાદારૂથી) કાંઇ ફાયદો થયો નહિ મુબારેઝ ઉલ્મુલ્ક થોડા દીવસ મિયાંઈઓ, અસબાબ અને લડાઇના હથીઆર ભેગા કરવામાં ગાળ્યા, એટલામાં ખબર આવી કે શહેરથી પચાસ કોસ દૂર આવેલા પાનણપોર સુધી મહારાજા આવી ગયો હતો, તેથી પોતે કૂચ કરી સાબરમતીને પેલે કિનારે ઉત્તરમાં, શહેરથી બે કોસ દૂર આવેલા કાલી ગામ આગળ જોધપુર જવાના રસ્તાની સામેજ છાવણી નાખી, તથા મહમદ અમીનબેગ અને અતાયાર બક્ષીને બધા મળી ચાર હજાર સવાર અને એટલાજ બંદુકચી, પ્યાદા, આરબ અને બક્ષારીઓમાંથી તથા બીજા પાંચસો સવાર અને એકહજાર પાયદળ આપી, પોતાના છોકરા શાહનવાઝખાન પાસે મોકલ્યા અને શહેરને સાચવવા તથા બચાવવાનું કામ તેમને સોંપ્યું, અને આશરે બેહજાર મણ સીસું, દારૂગોળો તથા તોપખાનાના બીજા જરૂરીઆત સામાન સાથે, લગભગ સાતમેં ન્હાની મ્હોટી તોપો અને આશરે એકહજાર ન્હાની તોપો (Swivel, બળદ કે ઉંટપર લઈ જવાય તેવી) ને છાવણી ફરતી સાંકળથી બાંધી-જોડી દઈ-લડાઈની ઇચ્છા રાખતો પોતે મહારાજાના આવવાની વાટ જોઇ બેઠો. આ વખતે એની જોડે વાતચીત કરવાની જેમને છૂટ હતી તેવા એના કેટલાએક સુબેન્દ્રોએ સવાલ કર્યો કે, એક હાથપર હજૂરશ્રીને લખતા રહેવું કે મને સુબેદારીપરથી છૂટો કરો, હું ચાકરીથી કંટાળી ગયો છું, એવું જાહેર કરતા રહેવું અને બીજા હાથપર હવે જ્યારે તેમના તરફથી નીમાઈને સુબો આવે છે ત્યારે તેની સામા થવાને તેનો વિરોધ કરવા તૈયારી કરવી, એમાં શું આશય રહેલો છે? તેણે જવાબ આપ્યો કે જે હકીકત તમે કહી તે ખરી છે લશ્કરના આગના તથા ચાલુ પગારની રકમ ઘણી વધી ગઈ છે તે આપવાની તથા તેની જવાબદારી માથે લેવાની (મારામાં) શક્તિ રહી નથી વળી હજૂરશ્રીની પાસે રહેનારા રાજ્યસ્થ લોકોએ તેમની પવિત્ર જનાબમાં મારે માટે અયોગ્ય લેખો કહ્યા છે, તેમજ નવો નીમાએલો માણસ તથા તેના સાથીઓ વળી મુસલમાની ધર્મ પાળતા નથી, તેથી જો હું માર્યો જઈશ તો સિપાઇઓના તકાદામાંથી છૂટીશ અને મને શહીદ (ધર્મ માટે પ્રાણ આપનાર)ના મ્હોટા દરજ્જાનું માન મળશે અને

જો પરિણામ એનાથી ઉલટું આવશે તો પણ થોડા ઘણા કાફરોને તો હું મારી નાંખી શકીશજ. વિજય મળવો કે નહિ એ ઈશ્વિરના હાથમાં હોવાથી કદાચ એવું બને કે મ્હારે હવે આ સૂબામા વધારે રહેવાનું ન થાય, તો પણ કાંતો મરવું કે કાતો (મારવું) જીતવું, એ સિવાય બીજું કાંઇ થવું એ વાહીયાત (છે એમ) જાણી તમારે તે માનવું નહિ. કારણ આ બેમાંથી એક પરિણામ આણવા સિવાય મારો કોઇ પણ ત્રીજો મુદ્દો નથી. ગુલામ મોહીયૂદ્દીનખાનના નાયબ તરીકે આ અરસામા મીર ઈસ્માઇલ જૂનાગઢની ફોજદારીપર ગયો અને પોતાની જગા સંભાળી લીધી અને શેરખાન આવતો રહ્યો.

---

## મહારાજા અભેસિંહની સૂબેદારી, સૂબા આગળ તેનું આવી પહોંચવું, નવા નીમાએલા તથા બરતરફ થએલા સૂબેદારો વચ્ચે લડાઈ તથા સલાહ (થવી), મુબારેઝ ઉલ્‌મુલ્કનું રવાના થવું, અબદુલ ગનીખાન તથા તાલેબ અલીખાનની દીવાની અને અબદુલ હુસેનખાનની નાયબગીરી

(કામ કરવાના) દિવ્ય પ્રદેશમા મહાલનાર હજૂરશ્રીના અંતઃકરણમા જે નિશ્ચય થયો હતો, અને જેને લીધે નાણાની ઘણી મ્હોટી રકમો મુબારેઝ ઉલ્‌મુલ્કને આપવામા આવી હતી, તે નિશ્ચય મુબારેઝ ઉલ્‌મુલ્કથી પાર પાડી શકાયો નહિ, અને જોરજુલમથી વેરા ઉઘરાવવાની, દંડ વસૂલ કરવાની, લોકો તથા રૈયતને પકડી કેદ કરવાની ફરીઆદો વારંવાર એ ઈનિમાણી કચેરીમાં આવતી હોવાથી, અને કોઇક બાબતમા તેની અને અમીરઉલ્‌ઉમરા સમસામ ઉદ્દૌલન કે જેના જોગાવર હાથમા રાજ્યકારભારનું તંત્ર હતું તેની વચ્ચે અણબનાવ થવાને લીધે, તેમજ મુબારેઝ ઉલ્‌મુલ્કને જે દરમાયો મળતો હતો તે બંધ થઈ જવાથી તેની વારંવાર અરજીઓ એવી મતલબની આવ્યા કરતી હતી કે તેને સૂબાના ઓદ્દા પરથી છૂટો કરવો, એ સઘળાને લીધે (તેના પ્રત્યે) પવિત્ર હજૂરશ્રીનું મન ફેરવાવી નાખવામાં આવ્યું, અને જોધપૂરના રાજા મહારાજા અભેસિંહ કે જેને અએનમાદ ઉદ્દૌલા જોડે દોસ્તી હતી તેને પોતાની સાથમાં (પક્ષમા) લઇ લેવા માટે

ખિલાફત અને પૃથ્વીપતિના દરબારમાથી ખાસ પોશાક, જવાહેર, તથા એક હાથી અને વાહદી ખજાનામાથી અગ્યાર લાખ રૂપીઆ રસાલા (લશ્કર) ના ખર્ચ માટે આપી, સાથે રસાલો મોકલી, સન્માનિત કર્યો, તેમજ ન્હાની મ્હોટી મળી પચાસ તોપ, તેને લગતો સામાન, તથા નોકરો ને માણસો (તોપચીઓ, ગોલંદાઝો), ઉચ્ચ સરકારથી મુકરર કરી, મુબારેઝ ઉલ્મુલ્કની ફેરબદલીમા તેને અમદાવાદ સુબાના નાઝિમના ઓદ્ધાપર નીમી, જવાની રજા આપવામા આવી મહારાજાની જોડે જતા રસાલાના દીવાનની તથા સુરત બંદરના મુતસદ્દીની જગાએ બહેરામખાનની ફેરબદલીમા મુસ્તશીદ ખાન કે જે વજા કાજીના ઓદ્ધાપરથી બરતરફ થયો હતો તેને નીમવામા આવ્યો રસાલાની બેઝના બક્ષી તથા ખબરપતીનો ઓદ્ધો ( તાકી ) તથા ખંભાત બંદરની મુતસદ્દીગીરી મોમિનખાન કે જે બરતરફ થઇ પાટનગરમા નાસીને રહ્યો હતો તેને ( કૃપાગાહે ) આપવામા આવ્યા, તથા વડોદરા ડભોઈ ને ભરૂચની ફોજદારી સૈયદ ઉઝમત ઉલ્લાખાન બાગાન આપવામા આવી અને એવો હુકમ કરવામા આવ્યો કે સદરહુ મહાલાની ઉપજ મહારાજા જોડે મોકલવામા આવેલા રસાલાના ખરચ માટે આપવા રહેવુ મહમૂદાબાદના જાગીરદાર મુખલેસખાનને જાગીરની વ્યવસ્થા કરવા માટે જવાની રજા મળી સિપાઈઓ ભેગા કરવા તથા લશ્કર તૈયાર કરતા મહારાજા પોતાને વતન ગયો, અને લગભગ વીસહજાર સવારો, મારવાડી અને નાગોર રાજપૂતોની જાતમાથી, ભેગા કરી પોતાના ભાઈ રાજા બખ્તસિંહની જોડે આણી તરફ આવવા નીકળ્યો, અને મજલ કાપતો ને કૂચ કરતા પાલણપોરની પાસેમા આવી પહોંચ્યો ત્યાના ફોજદાર કરીમદાદખાને તેને આવકાર આપ્યો અને પોતે તેની સાથે થઈ ગયો પોતાને દાખલ થતા અટકાવવા તથા પોતાની સામે યુદ્ધમા ઉતરવાને ઇરાદે મુબારેઝ ઉલ્મુલ્કના બહાર પડવાના સમાચાર સાભળી મહારાજાએ છુપી રીતે સરદાર મહમદ ગનીની જે શહેરમા રહેતો હતો તેનાપર પોતાના નાયબ વરીરની ( તેની નિમણુક કરવાની ) સનદ તથા રૂપીઆ વીસહજારની હુંડી મોકલી, લખી જણાવ્યુ કે જો બની શકે તો શહેરનો કબજો લઇ લેવો તેણે ગુજરાતીઓની એક ટૂકડી ભેગી કરી અને યોગ્ય પ્રસંગ ને તક મળવાની રાહ જોતો બેઠો હવે શાહનવાઝખાન, મહમદઅમીન બેગ તથા અલાયારે ફોજ તૈયાર રાખી શહેરનો બચાવ કરતા કોટના દરવાજા ઇંટથી ચણી લીધા હતા, અને કોટના બુરજ ને દીવાલો તે કામના અનુભવી માણસોના હાથમા સોપી દીધા હતા, તેઓ કિલ્લાના બચાવના સાધનો

સાથે રાત ને દીવસ સાવચેતી ને હુશીઆરી વાપરી એક ક્ષણ પણ ગાફેલ કે બેદરકાર રહેતા ન હતા, તેથી સરદાર મહમદખાનને પોતાને કરવાના કાર્ય માટે સાહસ કરવાનો પ્રસંગ મળ્યો નહી. ટૂંકામાં જ્યારે શહેરથી ચાલીસ કોસ દૂર આવેલા સિદ્ધપોર ગામે મહારાજા આવી પહોચ્યો ત્યારે જવાનમર્દખાન અને સફદરખાન કે જેઓ પોતાના કાકા સલાબતમહમદખાન અને મુબારેજ ઉલ્‌મુલ્ક વચ્ચેના સારા સંબંધને લીધે રાધણપોરમાં એક બાજુએ બેસી રહ્યા હતા તેમણે મહારાજાના બળની હકીકત સાભળી કૃતજ્ઞતાને અકૃતજ્ઞતામાં બદલી નાંખી, અને સમય સમજી જઇ ખૂણે બેસી રહેવું અને તેની સાથે વિરોધ કેળવવો તેના કરતાં એ નવા નીમાએલા સૂબા સાથે દોસ્તી કરી વર્તવું વધારે પસંદ કર્યું અને તેને આવકાર આપવાના ઇરાદાથી થોડાં માણસો ભેગા કરી તેઓ મહારાજાને મળી ગયા. વળી લડાયક સિપાઇનો ધંધો કરતા ઘણા ગુજરાતીઓ તથા કસબાતીઓ પણ ઉમેદવારી કરી તે (ટુકડી) મા શામેલ થઈ ગયા. આગળના દીવાન મોમિનખાનનો છોકરો મહમદ બાકરખાન પોતાના કાકા અબ્દુલગનીખાનની રજા લીધા સિવાય પોતાના ત્રણ ચાર ગોઠીયાઓને લઈ કોઇને ખબર આપ્યા સિવાય શહેર બહાર નીકળી આવી મોમિનખાન કે જે મહારાજાની સાથમા હતો તેની પાસે આવી પહોચ્યો. કૂચપર કૂચ કરી મહારાજાએ શહેરથી પાચ કોસ દૂર આવેલા અડાલજ ગામે આવી છાવણી નાખી. બીજે દીવસે સાબરમતીને કિનારે અને (શહેરથી) એક કોસ દૂર આવેલા મોચીર ગામ પાસે આવી દીવસ આથમતા મુબારેજ ઉલ્‌મુલ્કની છાવણીની બાજુ તરફ મોરચાઓ ઉભા કરી ત્યા મુકામ કર્યો. મુબારેજ ઉલ્‌મુલ્કને તે ખબર મળતા તેણે આગે ગોળા નાખે એવી કેટલીક તોપો સાથે એક ટુકડી નક્કી કરી કે જેનુ કામ નદીપાર ઉતરી મહમદ અમીનખાનનો બાગ કે જે મહારાજાની છાવણીની સામે તથા એ છાવણીપર નજર પડે એવી ઉચી જગાએ આવેલો હતો, ત્યા જઈ ત્યાથી તોપનો મારો ચલાવવો, એ હતું. વળી રાત્રે પણ ત્યાજ રોકાઇ ચોકી કરવાનુ (તેને સોપવામા આવ્યુ) હતું. કેટલીએક તોપોનો મારો સામે આવેલી છાવણીપર અસરકારક નીવડ્યો, એટલામા દીવસ પૂરો થયો.

> જમશેદ જેવા પાયાવાળો સૂર્ય આથમ્યો,
> અને એકાએક પૃથ્વીનો પોશાક (કાળો) અંધકારમય કરી નાખ્યો.
> બંને લશ્કર લડાઈના (એ) વિચારમા હતા
> કે કાલે કોનું નસીબ તેને યારી આપશે.

રાત્રીના અંધારામાં બંને પક્ષ તરફથી ચોકીદારો બહાર આવી સાવચેતી અને હુશીઆરી બતાવવા લાગ્યા. નવા નીમાએલા અને બરતરફ થએલા બંને સૂબાઓએ સવાર પડે કેવી રીતે લડાઈ કરવી તેનો વિચાર કરવાને પોતાના વિશ્વાસુ સાથીઓ, સરદારો અને મુખ્ય મુખ્ય અમલદારોની સભા મેળવી આખી રાતનો ઉજાગરો કર્યો. બીજે દીવસે જ્યારે ઉગમણી દિશાના સુલતાને આથમણી તરફ કૂચ કરવા માટે પોતાની સોનેરી પડઘમ વગાડી પ્રભાતના ઝડપી શ્વેત અશ્વપર સવારી કરી ત્યારે મુબારેઝ ઉલ્મુલ્કે લડાઇને માટે તૈયાર થઈ સામી બાજુવાળા લશ્કર ગોઠવી આવી પહોંચે તેની વાટ જોવા માંડી. આગલી રાતે થએલી મસલત મુજબ એ જગાએ ઉભા રહી લડાઇ લડવામાં તથા લશ્કર ગોઠવવામાં મહારાજાએ લાભ જોયો નહિ, અને તેથી ગુજરાનવાસીઓના બનાવેલા રસ્તા મુજબ પોતે જે રસ્તે આવ્યો હતો તે રસ્તે પાછો ફર્યો અને બે ત્રણ કોસ ઉપર ચઢ્યો અને શહેરની પશ્ચિમે જે જગાએ પહેલાં આઝમ મોઆઝમની દરગાહના ઘૂમટની બાજુમા મુબારેઝ ઉલ્મુલ્ક મુકામ નાખી પડ્યો હતો, તે જગાએ દીવસ પૂરો થતા આવી પહોંચ્યો અને ત્યાં ડેરા ઠોકયા. સાબરમતી નદીનો પેલી તરફનો કિનારો કે જેની જમીન ઉંચાણમા આવેલી છે ત્યાં આવેલાં પરાંઓના ઘરની દીવાલો અને ત્યા શહેર કોટની દીવાલ અને નદીનાં પાણી વચ્ચે થોડુંજ છેટું છે અને જ્યાથી તોપના ગોળા ત્યાં પહોંચી શકે છે, તે ( દીવાલો ) નુ રક્ષણ લઈ કોટની અંદરના કિલ્લાની સામે તથા નદી તરફ આવેલા કોટની દીવાલ સામેના પરાના દરવાજા તથા નદીપાર ઉતરી ત્યા જવાના ઘાટને મજબૂત ( કિલ્લેબંદ ) બનાવી, મોરચા બાંધવાનું કામ, તે કામના અનુભવીઓને, મારવાડી પટાવતોને, તથા જવાનમર્દખાન અને સફદરખાન બાબીને સોપવામા આવ્યું, અને તેજ દીવસ પૂરો થતા સુધીમા તો થોડી તોપો ભદ્રના કિલ્લાપર છોડવામાં પણ આવી. બીજી એક ટુકડી શહેરની દક્ષિણ બાજુએથી નદીપાર મોકલી હઝરત શાહ ભીખન ( ઇશ્વર એમની કબર પવિત્ર રાખો ) ની દરગાહની જોડાજોડ તથા બહેરામપુર અને નપનપૂરની ગઢી કે જેમાં ફોજદાર રહેતો હતો ત્યાં આવેલાં પરાંઓનો કબજો લેવો તથા ( શહેરને ) ઘેરો ઘાલવાના વિચારથી ત્યાં મોરચા ઉભા કરવા માટે નીમવામાં આવી. તે દીવસનો બાકી રહેલો ભાગ તથા આખી રાત મોરચાઓની વ્યવસ્થા કરવા તથા તેને મજબૂત બનાવવા તથા તોપોનો મારો ચલાવવામાં બંને પક્ષે વીતાડ્યાં. છેક સાંજ પડતી વખતે મુબારેઝ ઉલ્મુલ્કને આ બાબતની ખાત્રીની ખબર મળી. પણ દીવસ ઉગ્યો

નહોતો તેથી તેજ જગાએ મુકામ કાયમ રાખી સાવચેતી અને દૂરઅંદેશી વાપરી લડાઈના સરસામાન, થોડી ન્હાની તોપ અને દૂર ગોળા ફેંકે એવી તોપ સાથે એક ટૂકડીને પોતાની છાવણીની લગોલગજ આવેલા કાલીના કિલ્લાનો બચાવ કરવા, મોકલી તથા દૂર ગોળા ફેંકે એવી તોપોના તોપચીઓને શાહીબાગની લગોલગ આવેલી મલેક મકસુદ ગુજરાતીની મસ્જિદ કે જે **મીયાં ખાનચિસ્તીને** નામે મશહૂર છે* તેની અગાસીપર મોકલ્યા. બીજે દીવસે

પ્રભાતને વખતે જ્યારે અગ્નિમય સૂર્યે
રાતના ચહેરાપરનો અંધકારમય બુરખો બાળી નાખ્યો,

ત્યારે કૂચ કરી દરીઆખાન ગુજરાતીના ગુંબજની પાસેનુ સપાટ મેદાન કે જે બાગની સામે આવેલુ છે ત્યા મુકામ નાખ્યો અને થોડી વધારાની તોપો, થોડો દારૂગોળો તથા બીજો થોડો સરસામાન, સવાર તથા પ્યાદાની એક ટૂકડી સાથે શહેરમા મોકલ્યા, અને પોતે તે દીવસ ત્યાજ ગાળ્યો. તે આખો દીવસ શહેરના રક્ષણ કરતા કોટ ઉપર તોપોના આગ રૂપી જંગ ચાલુ રહ્યો. આનો લાભ લઈ મહારાજાના માણસોએ પરાઓના દરવાજા તથા રસ્તા ઈટથી ચણી લીધા, અને ઉંડી ખાઇઓ ખોદી નિગતે (આ) બચાવના બાધકામોની પાછળ રહી સાધારણ અને દૂર ગોળા ફેંકતી તોપો વડે લડાઈ લડવા મંડયા. હવે તે બાજૂએ જમીન ઉંચી હતી તેથી તે ( સાધારણ અને દૂર ગોળા ફેંકતી ) તોપોના ગોળા આ બાજૂ અને ખાગ કરીને ભદ્ર ( અર્ક ) ના કિલ્લાપર પડી અસરકારક નીવડતા અને આ બાજૂથી ફેંકાતા ઘણાખરા ગોળા ધૂળની ટેકરીઓ પર પડતા. બીજે દીવસે એટસે બીજા રબી મહીનાની આઠમી તારીખે કે જ્યારે પરોઢની શ્વેતના રાત્રીના અંધકારરૂપી ગર્ત (ખાડા) માથી ક્ષિતિજના કિનારાપર પડી ત્યારે

ચનગનતા આ શ્વેત અશ્વપર બેસી તે બહાર આવ્યો,
અને ચળકતી તલવાર તેના મ્યાનમાથી બહાર કાઢી.

દીવસ ઉગવા બાદ આશરે બે ત્રણ કલાક થયે મુબારેઝઉલ્‌મુલ્કે બહાર પડી લડાઇ કરવા તથા સામે આવેલા મોરચા તોડી પાડવાને ઈરાદે ઘોડેસ્વાર થઈ શહેરના કોટ તરફ પીઠ ફેરવી સાબરમતીની રેતીમા ઘોડો દોડાવ્યો, અને બોલ્યો કે

આપણે જોઇએ કે (આ) ફરતુ આકાશ
પૃથ્વીના નીચાણમાથી કોના માથાને સૂર્યના ઉચાણ સુધી લઈ જાય છે,

* મરણ તેને તે મસ્જિદ પાસે દાટવામાં આવેલો છે.

કરવા જેટલી શક્તિ રહી નહિ તેથી તેઓ તોપો અને મરણ પામેલાઓનાં શબ એમનાં એમ રહેવા દઇ મહારાજા પાસે જઈ પહોચ્યા.

ગુજરાતી અને મારવાડી સિપાઈઓ
તે ભયાનક જગાએથી ન્હાસી ગયા.

જાણે એ લશ્કરને વ્હેંચી ગયો હોય તેવી રીતે મુબારેઝ ઉલ્મુલ્ક તેની પાછળ આવતો હતો. તેણે એ તોપો કબજે કરી લઈ કિલ્લા (અર્ક) માં મોકલી દીધી. આ લડાઈ કે જે ખરી રીતે એક કિલ્લો સર કરવાની લડાઇ કરતાં ઓછી નહતી તેમાં ઘણા બહાદુર અને જાણીતા શૂરવીર મુસલમાનો શહીદ થવાનું માન પામ્યા અને ઘણાઓ જખ્મી પણ થયા. જો કે બાદીજ કે જે પરાઓની વસ્તી અને સામા પક્ષના મોરચાઓની પાડોશમાં નહતું તે રસ્તે, તોપખાનાનો રસાલો તથા લશ્કરી સરંજામ સાથે લઈ સ્હેલાઇથી જઇ શકાત, અને પરાઓની વસ્તીને ડાબે હાથે છોડી, પેલી તરફ કે જ્યા વિસ્તૃત મેદાન આવેલું છે ત્યા, લડાઇનું સ્થાન બનાવી શકાત, અને તેમ થયુ હોત તો આ બધી મહેનત, માણસની હાણ અને વેરણખેરણ બચી જાત. મુબારેઝ ઉલ્મુલ્કને પણ એ રસ્તાની માહિતી હતી, અને એના હિતચિંતકોએ પણ છાપો મારતી વખતે એને એ વિશે જાહેર પણ કર્યુ હતું છતા પણ વિધિએ એવું નિર્માણ કરેલુંજ તેથી તેણે જવાબ આપ્યો કે, ભદ્રના કિલ્લા (અર્ક)મા આવેલા રણવાસપર તોપના ગોળા નાંખવા તે મારું સ્વમાન મને કરવા દે નહિ. ટૂંકામા પરાની વસ્તીના બજારો તથા ગલીઓમા થઈને લશ્કરને જવાનું હોવાથી, તેનાં બંદોબસ્ત ને વ્યવસ્થા તૂટી ગયા હતા, અને બક્ષારીઓ અને બદમાશોએ, લોકોનાં ઘર કે જે તે વખતે આબાદ હતા અને જેમને કદી પણ એવો ખ્યાલ આવેલો નહિ કે તેમની તરફ આવો બનાવ બનશે, તેને લૂંટવા હાથ લંબાવ્યો અને જેને જે મળ્યુ તે લઈ પોતાને ગ્રુતે પડી ગયા. નદીની પેલી બાજુની વસ્તી કે જે શહેરની (વસ્તી) જેટલીજ આબાદ હતી અને જે હામેદખાનના બંડ વખતે મરાઠાઓના હુમલાથી તારાજ થઇ ગઈ હતી, તે આ તારીખ પછી, એટલે બધે દરજ્જે દીવો દેવના વગરના ઉજ્જડ વેરાન જેવી થઇ ગઈ કે (જેને લીધે) હમણા તે આબાદીના ચિહ્ન કે નિશાન સરખાં પણ મળી આવનાં નથી. ટૂંકામા મુબારેઝ ઉલ્મુલ્ક કે જેણે પરાંઓ તરફ પીઠ રાખી હતી તે બહાર મેદાનમા આવ્યો અને પોતાનું લશ્કર ગોઠવી ઉભો. મહારાજા પણ પોતાના સવારો કે જેઓ મ્હોટે ભાગે અચૂક નિશાનથી બંદૂક ફોડનારા હતા તેમને લઇ લડવા બહાર પડ્યો.

અગ્નિરૂપી મહાસાગરમા મોજાં આવવા માંડ્યાં.
એક મોજું બીજાં મોજાને અથડાતું હતું.
બે લશ્કરરૂપી દરીઓ ઉકળવા માડ્યો,
અને લડાયક મગરોએ રાડો પાડવા માંડી.

અને યુદ્ધ તથા લડાઇનો અગ્નિ, પહેલો તો ગડગડાટ કરતી તોપો અને આતશ વરસાવનાં પ્રજ્વલિત બાણોના ચમકારાથી, સળગાવવામાં આવ્યો અને જેમનું આવી બન્યું હતું તેમના પ્રાણરૂપી ખળાવડમાં વીજળી પડે તેમ તે અગ્નિ પડયો. પછી દૂર ગોળા ફેંકતી તોપોના મારાથી કામ ન સરતું હોવાથી બધા મારવાડીઓએ મળી એકસરખા ઉત્સાહથી બંદૂક ચલાવવા માડી. ઈસ્લામના શૂરવીરોએ પણ બહાદુરીના ઘોડા દૂડાવી તેમની જોડે લડવા માડ્યું.

ઘોડાઓના હણહણાટ અને સિપાઈઓથી ઉડતી ધૂળથી
હવા પણ હબશીના ચ્હેરા જેવી કાળી (અંધારી) થઇ ગઇ.
એ ધૂળમા સૂર્ય પણ એટલો બધો ઢંકાઈ ગયો
કે આકાશને સેંકડો બત્તીઓ લઇ તેને શોધવો પડયો.
એકે કહ્યું કે જાણે કયામતનો દીવસ આવેલો લાગે છે,
ને જાણે સરાફીલ ફિરસ્તો તે દીવસનું રણશિંગડું ફૂંકે છે.

મુબારેઝ ઉલ્‌મુ'કના ઘણાખરા બંદૂકચીઓ અને તોપચીઓ પરામાં વેરણખેરણ થઇ ગએલા હોવાથી, તેમાના કેટલાએક હાજર હતા નહિં; (જુના) ગાઝીઓ (મગણીઆ સૈનિકો)એ રણક્ષેત્રને જાફતની મિજલસ સમજી, તોપના ગોળા અને બંદૂકની ગોળીઓને તે મિજલસનો મુખવાસ ગણી, પોતાની સામેના (શત્રુઓ) પર કમાનમાથી તીર છોડવા માડયા અને બંને બાજુના ઘણા માણસ મુઆ અને જખમી થયા. બંને પક્ષના જાણીતા અને નામાંકિત લડવૈયાઓએ પરસ્પર હુમલા કરી એક બીજા જોડે કુસ્તી કરવા માડી (હાથોહાથ આવી ગયા) મહારાજા અને તેનો ભાઈ હિંદુસ્તાનના સેનાપતિ ને સરદારના રિવાજ મુજબ હાથીપર બેઠા હશે, એ ખ્યાલમાં મુબારેઝ ઉલ્‌મુલ્ક રહ્યો હતો, અને તે એ વાતથી અજાણ હતો કે તેઓ આ લડાઇની વખતે સાવચેતી વાપરી, સાવધ રહી, પોતે ઓળખાઈ ન આવે તથા જાહેર ન થઇ જાય, તેટલા માટે બીજા બધા રાજપુતો જેવોજ પોશાક પહેરી ઘોડેસ્વાર થયા હતા, અને તેથી તેણે આધેથી હાથીઓને જોયા, એટલે શત્રુઓ ઘણી મ્હોટી સંખ્યામા હતા તેનો વિચાર ન કરતાં તે મારતે ઘોડે અને વીજળી ને વાયુને વેગે આવી તેના પર હુમલો કર્યો;

અને પહેલેજ ઝપાટે (લશ્કરની) હારોને અસ્તવ્યસ્ત કરી નાખી, હાથીઓ પાસે પહોચી જઇ, તેમને કબજે કરી લીધા. પણ જ્યારે હાથીપર (તે) સવારો પોતે જોયા નહિ ત્યારે બે ત્રણ તીરના કામઠા કે જે અંબાડીમાં (પડેલા) પોતે જોયા તેને યાદગીરી તરીકે ઉપાડી લઇ હાથીને જવા દીધા. અને કોઈ બીજો શિકાર પકડવા તથા તેને તલવાર મારવા તરફ લક્ષ દોડાવ્યું. મારવાડીઓએ પણ પોતાના આખા સમૂહને એક ટોળું બનાવી હુમલા કરવા માડયા, અને પોતાના શૌર્ય ને બહાદૂરી બતાવ્યા. હીમતથી ટકાવનો પાયો મજબૂત કરી મુસલમાનોએ પણ યશ અને કીર્તિ મળે એવા પરાક્રમો એવી રીતે કરી બતાવ્યા કે જેથી લોહીતરસ્યા મગળના ગ્રહે પણ પાયમે આમમાને આશ્ચર્યની આગળી દાત વચ્ચે કરડી, અને વારવાર શત્રુઓના હુમલા એટલા બધા પાછા વાળ્યા કે અદૃષ્ટ પડદામાથી "કેટલીએક ન્હાની ટૂકડીઓએ કેટલીએક મ્હોટી ટૂકડીઓને ખુદાના હુકમથી હરાવી છે," એ કોરાનની પવિત્ર આયતનુ સત્ય પ્રકાશમા આવ્યુ, અને ફતેહ ને વિજયનો વાયુ ઈસ્લામના વાવટાપર ફરકવા માડયો. તેમની સામે ટકી રહેવા જેટલી તાકાત મારવાડીઓમા રહી ન હોવાથી તેઓ પાછા હટયા, અને રણક્ષેત્ર પોતાના હરીફને સોપી દીધુ.

બને તરફ પ્રયાસ તો હદ બહારના થયા,
અને આખરે હિંદુઓની હાર થઇ.

મુબારેઝ ઉલ્મુલ્કે ઘોડાઓને ફેરવવાના બે ત્રણ મેદાન (બે ત્રણ ગાઉ) સુધી એ લોકોને આગળ દોડાવી નમાડયા. એ ઝપાઝપીમા સૈયદ કાયમ પોતાના છોકરા, થોડા સગા ને સાથીઓ સાથે, અને તેવીજ રીતે તગ્નીખાન અફઘાન અને જમાદારોમાથી થોડાઓ શહાદતની પદવી પામ્યા (માર્યા ગયા). બીજા ઘણાઓ કારી જખમોરૂપ કીર્ત્તિ મપાદન કરી તેજવંત ચ્હેરે પ્રકાશમાન થયા. સૈયદ જમાલુદ્દીન અલીખાન, અને તેનો ભાઈ સૈયદ આબેદ અલીખાન એક હાથીના હોદ્દામા સાથે બેઠા હતા, તેમાથી સૈયદ આબેદ અલીખાનને બદૂકની એક ગોળી વાગવાથી તેણે શહાદત (મરણ)ની ગોળી ખાધી, અને તેથી સૈયદ જમાલુદ્દીન અલીખાને હાથી પરજ પોતાના ભાઇને, પોતાના સોબતીઓમાના કેટલાક મુએલા તથા ઘવાયલાઓની સાથે શહેર તરફ રવાના કર્યો અને પોતે અરબ્બી ઘોડાપર સવાર થયો. એ રીતે સૈયદ કાયમ અને તગ્નીખાનને લડાઈના મેદાનમાથી ખમેડયા, અને એટે જયે થઈ તેમણે શહેર તરફ ચાલવા માડયુ. કેટલાએક બેદિલ માણુમોને એ (મુએલા માણુમોના) શબોની જોડે જોડે જવામાં

પોતાને જીવતા રહેવાનું સાધન જણાયાથી એ ભયાનક ખીણ કે જે "તે દીવસે માણસ પોતાના ભાઈથી ન્હાસી જશે," એવા ભયંકર દેખાવના નમૂનારૂપ હતી તેમાંથી તેમ કરી બહાર આવતા ગયા તેમની આવી વર્તણુકથી મુસલમાની લશ્કરની સંખ્યા બેહદ કમી થઇ, અને તેથી અંતલથી આધા કેટલાએક માણસોએ એ વખતે ટાપણુ ટાળી પોતાના પક્ષમાં દેખાતા માણસોની સંખ્યા જાહેર રીતે કમી અને શત્રુની ઘણી, જોતા, એ ખૂનખાર લડાઈના ક્ષેત્ર અને મારામારીના મેદાનમાંથી મુસાફર ઉત્સુક જીવતા બહાર આવી શકે એ બુદ્ધિથી વિચારતા શક્ય વાત હોવાનો સંભવ ન ગણી, તેને માર્યો ગએલો અને મુએલો સમજી તેઓ પણ શહેર તરફ જવા નીકળ્યા આ બનાવ બનવાને લીધે તથા ટુંકી દષ્ટિવાળાઓએ ફેલાવેલી બેવકૂફ વાતોને લીધે એ પાયા વગરની અફવા, કે જે ખોટા સંભવ અને બ્હીકણ માણસોના વહેમી મગજના ખ્યાલનું પરિણામ હતું તે, દીવસના લગભગ ત્રણ પહોર વીત્યા બાદ શહેરમાં પસરવા માંડી મહમદ અમીનબેગ અને અનાયાર કે જેમને શહેર સાચવવા નીમવામાં આવ્યા હતા તેમણે લૂણ હલાલ કરવાને જાન (આપવો પડે તો તે) આપવાનો નિશ્ચય કરી, પોતાની પાસ જેટલું લશ્કર હતું તેટલું લઇ વગર વિલંબે અને ઢીલે ખાનપૂરના દરવાજાને રસ્તે બહાર નીકળી પડયા, અને સાબરમતી નદી ઓળંગતી વખતે જે સવાર અને પ્યાદાઓ પગઓમાં વેરણખેરણ થઈ ગયા હતા તેમના ટોળેટોળા તેમને (આવી) મળ્યા તેમજ કતલ થએલા સૈનિકોની જોડે જનારા, તથા લડાઇ પૂરી થતા પહેલા તેનું પરિણામ ભાળનારા [ લડાઇનું પરિણામ તો આવી ગયું છે, હવે તમે ત્યાં જઇ શું કરશો, એમ કહેનારા ] માણસો પણ તેમને મળ્યા તેમાંના ઘણાખરાએ તેમના શુભેચ્છક હોવાનો દાવો કરી તથા પોતાની બદનામી ધોઇ નાખવાની મતલબથી કહેવા માંડ્યું કે ત્યાં જવું (મોતના પીંજરામાં ગયા જેવું) નકામું છે, કારણ કદાચ (લડાઇનું) કાર્ય તો ખલાસ થઇ ગયું હશે તમારા એ ઇરાદા કરતા શહેરનો તાત્કાલિક બચાવ કરવાનું કામ કે જેમાં આપણા સરદારની આબરૂ રહેલી છે તે વધારે મહત્વનું છે તેમણે એ ખાલી મગજનાઓની વાહીયાત વાતો ન સાંભળતા બને તેટલી ઝડપથી નદી પાર જઈ આગળ ચાલવા માંડ્યું હવે જેઓ ન્હાસી આણી તરફ આવ્યા હતા તેઓ શહેરના દરવાજા સુધી આવી પહોંચ્યા, પણ બારણાં બંધ હોવાથી ત્યાં અટક્યા અને બીજો કાંઇ ઉપાય ન હોવાથી કોટની દીવાલ નીચે રેતીના મેદાનમાં રોકાઇ રહ્યા ટુંકામાં ન્હાસતા મારવાડીઓએ જ્યારે જોયું

કે મુબારેઝ ઉલ્મુલ્ક પાસે માત્ર થોડાજ સૈનિકો—આગરે ચારસે શૂરવીર મરાઠા—બાકી રહી ગએલા હોવા છતા તે પૂરી હિંમતથી લડાઇના મેદાનમાં ઉભો રહ્યો છે, ત્યારે તેઓ લગામ ફેરવી પાછા ફર્યા અને ફરીથી પાછા હીમત અને શૌર્યપૂર્ણ કદમથી આગળ વધી, પોતાની શક્તિ તથા મત્તા ઉપરાતની સખત ઝપાઝપી અને આગળ કરતા પણ વધારે (માણસોને વિખેરતો) ઉગ્ર સંગ્રામ કરવા મડયા દરેક બાજુ તરફથી બંદૂકની ગોળીનો કરના વરસાદ જેવો મારો શરૂ થયો પોતાના સૈનિકોની સંખ્યા થોડી હોવા છતા મુબારેઝ ઉલ્મુલ્કે તેમની સામે ટક્કર ઝીલી, અને અચૂક તીરના સણસણાટથી મારવાડીઓના જીવરૂપી પક્ષીને તેમના શરીરરૂપી પાંજરા (ખોળીઆ)માથી ઉરાડતો ગયો

જ્યારે જ્યારે તેનુ ગરૂડરૂપી તીર ક્રોધથી ઉડતુ
ત્યારે ત્યારે તે બળવાન બાજ પક્ષી જેવુ દેખાતુ
તેનુ ઉડતુ તીર જેના પર પડતુ
તે પણ (ઘોડાના) જિનપરથી તીરની માફક ઉડી જતો
તેનુ તીર દુશ્મનનો નાશ કરતુ
તેનુ કામઠુ તો એક હતુ પણ તે જીવ હજારોનો લેતુ
એ ઝપાઝપીના મેદાનમા તોફાની દરીયા માફક
તીરોના ઉડવાથી હવામા મોજા ઉત્પન્ન થતા હતા

ટૂંકામા આ અરસામા મુબારેઝ ઉલ્મુલ્કના ઝુંડાની નિશાનીવાળો હાથી કે જે અનાયાર (ની માલકી)નો હતો તે દેખાયો અને મહમદ અમીન બેગ અને તે પોતે જે તેને ખાતર પોતાનો જીવ આપવા તૈયાર થએલા તે આવી પહોચ્યા, અને વળી પાછા તાજાજ મરણ પામેલા સૈનિકોના શોકના પડઘમ ને ઢોલ વિલાપ અને માતમના અવાજ કરવા માડયા મારવાડીઓએ (હાથીપરનો ઝુંડો જોઇ) એમ ધાર્યુ કે મુબારેઝ ઉલ્મુલ્ક હવેજ મેદાનમા બહાર પડયો છે, તેથી તેમણે ઘણી કોશેશ કરી અને દારૂણ યુદ્ધ થવા માડયુ

યુદ્ધનો અગ્નિ એવો દારૂણ થયો
કે જાણે દુનીઆનો આખરનો દહાડો આવી પહોચ્યો

બંદૂકની ગોળી વાગવાથી અનાયારખાન આ દુનીઆમાથી પોતાનો સામાન બાધી ચાલતો થયો મુબારેઝ ઉલમુલ્કે શૌર્યભર્યું યુદ્ધ કરી અને રૂસ્તમ (પહેલવાન) જેવુ પરાક્રમ બતાવી ફરી પાછા મારવાડીઓને મારી હઠાવ્યા, અને સરખેજ ગામની પાડોશ સુધી ત્રણ કોસ સુધી નસાડયા૮

અને તેઓ ઇશ્વરના નામથી જેમ મેદાન ન્હામે છે તેમ ન્હામતા ન્હાસતા નુકતા વગરના અક્ષર જેવા જીવ વિનાના થઇ પડયા પરોઢના ફાટવાથી તે (સાંજના) ઝગઝળીઆના અંત સુધી ઝપાઝપી ને મારામારી ચાલુ રહી હતી તેથી સૂર્યના આથમવાની સાથે બંને પક્ષ લડના અટકી ગયા.

જ્યારે આકાશના નિજ મંદિરની બત્તી (ક્ષિતિજની) નીચે ગઈ
ત્યારે ઘોર ગત્રીએ લગામ હાથમા લીધી.

ભય ને ત્રાસ મારવાડીઓના મનમા પેસી ગયા. કેવળ ઇશ્વરની સહાય અને પોતાના સારા નસીબને લીધેજ આવુ બન્યુ, નહિ તો આસમાન જેવી ઉંચી પદવી ભોગવતા બાદશાહની કચેરીનો એક બરતરફ થએલો અદના નોકર જુજ લશ્કર હોવા છતા, મ્હોટા લશ્કર અને યુદ્ધ માટેના સઘળા સરસામાનની જોગવાઈવાળા, હિંદુસ્તાનના રાજાઓના સરદાર અને જમીનદારોમા શ્રેષ્ઠ, એવા નવા નીમાએલા સૂબા સાથે એવી લડાઇ કેમ કરી શકે કે જેની કહાણી (પ્રશંસા) હજુ પણ ચાલુ છે, અને જેમા તે વિજય મેળવે ? આમ હકીકત હોવાથી, જો હઝરત ખુલ્દ મકાન (ઔરંગઝેબ)ના સમયના દસ્તુર મુજબ આકાશ જેનો પાયો છે એવા તખ્તના ફિદીઓ (સેવકો)ની એક ટુકડીને કોઇ એક જમીનદારનો મુલક લઇ લેવા તથા તેને હાકી કાઢવા માટે હુકમ મળ્યો હોત તો તો શુ થાત ? આને લીધે તે ઉચ્ચ દરબારમા ખડે પગે ઉભા રહેનારા જમીનદારોમા ખળભળાટ થઇ ગયો. ટૂંકામા મહારાજા લડાઇનુ મેદાન છોડી ચાલ્યા ગયા હતા, એ ખબર જ્યારે બેદિલ થએલા મારવાડીઓએ પોતાની છાવણીમા પહોચાડી ત્યારે છાવણી (બજાર)ના માણસોના મનમા ઘણી ગભરામણ ને ફિકર પેસી ગયા, તેમની દઢતાના પગ લપસવા માંડયા, અને મારવાડ (અહીંથી) દૂર છે એમ બોલતા બોલતા ભયભીત ને ત્રાસિત મને તેઓ પોતાનો સરસામાન લાદવા (માટે જાનવર મેળવવા) તથા તખુ ઉપાડવા, અને ઘોડા દપટાવવાની ચિંતામા પડી જઈ પોતાની ચીજો બાધવા મંડી પડ્યા ગુજરાતના વતની સિપાઇઓ તથા કસબાતીઓ આસપાસ ને પાડોશના ગામોમા ઠેઠ ધોળકા સુધી ન પહોચ્યા ત્યા સુધી તેમણે (ઘોડાની) લગામ ઢીલી કરી નહિ ઘણાખરાઓએ તો પરામાના ઘરવાળાઓમાથી કોઇ જોડે તેમને આગળનુ પીછાણ યા ઓળખાણ હતું તેનો લાભ લઇ ત્યા આશ્રય શોધી પોતાનો બચાવ સાધ્યો રાત્રે સુતી વખત પઢવાની નિમાજને વખતે મહારાજા લડાઇના મેદાનમાથી પાછો ફરી પોતાની છાવણીએ આવ્યો. ટૂંકામા (તેને લીધે) ભયભીત થએલા મન અને તપી ગએલા દિલ કંઇક અશે

દંડા પડયા અને કેટલાએકો જેઓ પોતાની સલામતી શોધતા છૂપાઇ બેઠા હતા પણ આઘે ચાલ્યા ગયા નહતા, તેઓ અંધારી રાતનો પડદો કે જેણે માણુસોને ઓળખી કાઢવાની કે તેમના શરીરો પારખવાની આંખની શક્તિ હરી લીધી હતી તેનો લાભ લઈ, શરમિંદગી અને લાજ માથે નીચી મુડીએ પોતાને ઠેકાણે આવી લાગ્યા. સૂર્યાસ્ત થતા સુધી મુબારેઝ ઉલ્‌મુ'ક વિજય ઘોષ કરતો લડાઇના મેદાનમા ઉભો રહ્યો,

લડાઇની ધડધમના ભયાનક અવાજ
આનંદઘોષના સંગીતમા બદલાઈ ગયા,

અને પોતાના સાથીઓને એણે કહ્યુ કે આપણા ડેરા તંબૂઓ અહીં મંગાવી અહિંજ પડાવ નાખો. (કારણ)

રાત્રી સગર્ભા છે, સવારે શુ બનશે? (તે જોવાનુ છે).

મહમદઅમીને ઝાહેર કર્યું કે જે વાતનો તમે તમારા મન સાથે નિશ્ચય કર્યો હતો તે વાત ઇશ્વર કૃપાથી અમલમા આવી. સૂબાના ઓદ્ધાપરથી છૂટા થવાનુ તમે હમેશ માગ્યાજ કરતા હતા તે તો તમારે જોઇતો નથી તો પછી જેઓ ઘાયલ થયા છે તેમની સારવાર કરવી તથા જેઓ મરી ગયા છે, તેમની પાછળ રહેનારને દિલાસો આપવો એજ (તમારે માટે) યોગ્ય છે, અને તેથી શહેર તરફ પાછા ફરવુ એ બહેતર અને વધારે સલાહભરેલુ છે, તેથી પોતે પાછો ફર્યો, અને નદી કિનારે ભદ્રના કોટની દિવાલ નીચે આવેલા ચોગાનમા રાતના આશરે ત્રણેક કલાક ગુજર્યાં બાદ (આવી) મુકામ નાખ્યો. આમ જીતા એ સહીસલામત પાછો ફર્યો હોય એ વાત ગુજરાત વાસીઓના માનવામા આવીજ નહિ ખાસકરીને સરદાર મહમદખાન કે જેનાપર નાયબના ઓદ્ધાની સનદ આવી ગઇ હતી અને જેણે ખરચવા માટે મળેલી રકમ બધી વાપરી નાખી, એક ટૂકડી ભેગી કરી પોતાના ઘરમા યોગ્ય તક ને પ્રસગ આવવાની વાટ જોતો બેઠો હતો (તેના માનવામા એ ખબર આવી નહિ). બેવકૂફ માણસો પાસે ખોટી ખબર સત્યની પદવીએ પહોચે છે એટલે આ ખબર સાભળ્યા બાદ તે ચિંતામા પડયો, અને કમર કસી શહેરના દરવાજાપર તૂટી પડી તેને ખોલી નાખવાનો વિચાર કર્યો, અને આ ખબર સાચી હોવાનો જેટલો સભવ છે તેટલોજ ખોટી હોવાનો છે એવા મતના દીર્ઘદ્રષ્ટિવાળા માણસોએ તેને તેમ કરતા અટકાવ્યો પણ તેમની સલાહ એને પસંદ પડી નહિ. લેખકના પિતા તેના પાડોશી હતા તેમજ તેની જોડે આગળનો સંબંધ ધરાવતા હતા તેમની પાસે વારવાર માણસો મોકલી તેમને તે પૂછાવતો હતો કે મુબારેઝ ઉલ્‌મુ'ક જીવતો હતો

કે મરાયો હતો. તેમને જે જે બનાવ બનતા હતા અને જેની તેમને ખબર પડતી હતી તે તે ખબર જવાબમાં કહેવડાવતા હતા અને તેમણે પણ તેને આ ફત્વખનની હિલચાલ કરતા અટકવાનું જણાવ્યુ. પરંતુ તેને તો દુરાગ્રહ ને જિદ્દ હતા તેથી લગભગ મધ્યગત થતાં પાછો પેગામ મોકલ્યો કે એક વખત એમ ધારીને ગણી લઇએ કે મુબારેઝ ઉલ્મુલ્ક જીવતો રહ્યો છે તોપણ તે ઘણો જખમી થએલો હોવાથી બચશે નહિ. તે સાચો રક્ષક (ઇશ્વર) તેને બચાવનાર થઇ રહ્યો હોવાથી તે જખમની અસર ન તો હાથીના મ્હાવતને કે ન તો તેને પોતાને કે ન તો તેની ખિદમતમાં જે ખાસ માણસો હાજર હતા તેમાથી કોઇને થઇ, અને તે તો ઇશ્વરના રક્ષણથી તથા (પોતાને) સદ્‌ભાગ્યે સહીસલામત બચી ગયો હતો; તેથી ન છૂટકે તેના એક વિશ્વાસુ માણસને બોલાવી મગાવી પોતાનું એક માણસ તેની જોડે આપી તેમને ભદ્રના કિલ્લામા મોકલ્યા કે જ્યાંથી કોટની જે દિવાલ મુબારેઝ ઉલ્મુલ્કની છાવણીપર પડતી હતી તેનાપરથી તેને તે માણસ નીચે લઇ ગયો અને તેને બતાવ્યુ કે તે તો એક બહાદુર સિંહની માફક પોતાના તખ્તમા બેઠો બેઠો દીવસમા બની ગએલા બનાવોની પોતાના એક ખાસ માણસ સાથે ચર્ચા કરતો હતો. તે માણસના પાછા ફર્યા બાદ સરદાર મહમદખાને પોતાનો વિચાર માંડી વાળ્યો. બીજે દિવસે જ્યારે રાત્રી રૂપી કાગડો પાતાનો માળો છોડી ઉડી ગયો ત્યારે મહારાજાને મુબારેઝ ઉલ્મુલ્ક તંદુરસ્ત (જીવતો) હોવાની ખબર પડી, અને જ્યારે સોનેરી તાજવાળા પહેલવાને દીવસના રવાલ ચાલતા ઘોડાપર સવાર થઇ પૃથ્વીના મેદાન તરફ ચાલવા માંડયુ ત્યારે આગલા દીવસના સૈનિકો ને લડવૈયાઓ ઉંઘમાંથી જાગ્યા, અને પોતાને લાગેલી શરમ તથા ન થવાના થએલાં કામની લાજ દૂર કરવા તથા જે ખોયુ હતું તેનો બદલો તથા તેનું નુકસાન ભરી લેવા કમર કસી યુદ્ધ માટે તત્પર અને લડાઇ માટે તૈયાર થઈ ગયા.

બધાજ નિર્જીવ અને કમનનીબ થઇ ગયા હતા
પણ તેઓ તેનાથી જીવતા અને પૃથ્વી પ્રકાશમાન કરતા થઇ ગયા.

બીજી બાજૂનો શું ઇરાદો હતો તે સાભળવા મુબારેઝ ઉલ્મુલ્કે પોતાનો કાન તેમના તરફના અવાજ તરફ માંડયો; (જેવામા) એના જાસુસોએ ખબર આપી કે આજે મહારાજા છાપો મારવાનો યા લડાઈ કરવાનો વિચાર રાખતા નથી. આ ઉપરથી રણક્ષેત્રમા માર્યા ગએલા તથા યુદ્ધના મેદાનમા પડી ધૂળ ચાટતા થએલા માણસોના વારસો (સગા સંબધીઓ), બંને પક્ષ

તરફથી, તેમની લાશો ઉંચકી જવા આવ્યા, અને લડાઇના મેદાનપર એક બીજા ભેગા થઈ, કોઇ પણ રીતનો ટંટો ફિસાદ કર્યા સિવાય મળી સંપી દરેક માણસ પોતાનું જે સગું વહાલું નાશના દરીઆમાં ડૂબી ગયું હતું તેને ખૂનખાર ખાઈમાંથી ઉંચકી લઈ રસ્તે પડ્યુ.

---

## મહારાજાએ મુખલેસખાન તથા મોમિનખાનને મુબારેઝ ઉલ્‌મુલ્ક પાસે મોકલવા, તેમની વચ્ચે સુલેહનું નક્કી થવું અને એક બીજા જોડે મુલાકાત, મુબારેઝ ઉલ્‌-મુલ્કનું રવાના થવું, અને મહારાજાના કોટવાળનું શહેરમાં દાખલ થવું

---

મહારાજાએ મારવાડીઓની આખ લડાઇથી ભયગ્રસ્ત જોઈ, તેથી તેના ખેરખ્વાહોની સલાહ મુજબ મહેમદાબાદના જાગીરદાર મુખલેસખાન, અને લશ્કરના ખબરપત્રી ને બક્ષી તથા ખંભાતના મુતસદ્દી મોમિનખાન, કે જેઓ મુબારેઝ ઉલ્‌મુલ્કની કામના હોદ્દા ઉપરાંત, તેની જોડે પૂર્વનો સંબંધ ધરાવતા હતા, તેમને સલાહ કરાવવા બાબતમાં પગલાં લેવા પોતે આગ્રહ કર્યો. મુખલેસખાને મુબારેઝ ઉલ્‌મુલ્કપર પત્ર મોકલી મુલાકાત માટે ઇચ્છા તથા ખાહેશ દર્શાવી તેનો મહેરભાવવાળો જવાબ મળતાં તેજ દીવસે ત્યાં જઇ તેની મુલાકાત લીધી. તેની તસલીમાત (ખેર આફીયત) તથા ખરખબર પૂછવાની મામૂલી (સાધારણ) સભ્યતા અમલમાં મૂકાયા બાદ વાતચીતની ફિરકીના છેડાને મુદ્દાપર લઇ જઈ, પોતાની ઇચ્છા પૂરી કરી, રાતને સમયે રજા લઇ પાછો ફર્યો.

અકલમંદ અને ડાહ્યો માણસ એક બોલથી જે કામ કરે છે
તે સેંકડો બહાદુર સૈન્યો પણ કરી શકતા નથી.

મુખલેસખાનના ભારે શરીર તથા પોતાની વૃદ્ધાવસ્થાને લીધે આવ-જાવ કરવી ને સંદેશા લાવ લઇ જાવ કરવાનું કામ તેને માટે મુશ્કેલ હોવાથી, બીજે દીવસે મોમિનખાન તથા મહારાજાના પટાવતોના સરદાર અમરસિંહે જઇ વાતચીત કરી, એવી શરતે સલાહ કરી કે તેમણે ખરચના એક લાખ રૂપીઆ રોકડા આપવા તથા ભારબરદારી જાનવરો, ઉંટ અને ગાડાંનો

બંદોબસ્ત કરવો. વળી નવા (નીમાએલા) તથા જૂના (બરતરફ થએલા) સૂબાઓએ એક બીજાની મુલાકાત લેવાનો પાયો એવી રીતનો રચવામા આવ્યો કે તેમણે દરેકે પોતાના ડેરા તબૂ નાખેલા હોય તે જગાએથી દૂર એક છનારેદો તબૂ નાખવો, અને પહેલે દહાડે મહારાજા મુબારેઝ ઉલ્‌-મુલ્કને મળે અને બીજે દીવસે મહારાજાની વળતી મુલાકાત મુબારેઝ ઉલ્‌મુલ્ક લે તે મુજબ મુબારેઝ ઉલ્‌મુલ્કે ગાઝીઉદ્દીન હુસેનના બાગ પાસે તબૂ ખડો કરાવ્યો અને મહારાજાએ પોતાની છાવણીની સામે હઝરત શાહ ભીખન (ઇશ્વર તેની કબર પવિત્ર રાખે) ની દરગાહ સામે શામીયાનો ઉભો કર્યો હવે જે દીવસે મહારાજાએ એને મળવા જવા વાયદો કર્યો હતો તે દીવસે કપટ અને અણવિશ્વાસે એનુ અન્તઃકરણ ડગમગાવ્યુ, અને પોતે હતો તેવો તેણે મુબારેઝ ઉલ્‌મુલ્કને ધાર્યો અને ગુન્હા કરતા બદતર (વધારે ખરાબ) કેટલાક બ્હાના બનાવ્યા તે આખો દીવસ તેના વાયદા વિરુદ્ધનો નીકળી ગયો બીજે દીવસે આશરે ત્રણ પહોર વીત્યાબાદ મુબારેઝ ઉલ્‌મુલ્ક ઘોડેસ્વાર થઇ વગર વહેમ ને વગર અદીરો, થોડાજ માણસ લઇ મહારાજાના તબૂ તરફ રવાના થયો, અને મારવાડીઓ સાવચેતીના પગલા તરીકે તેમજ મુસલમાનોને નીહાળવા, તૈયાર બની જઈ, બખ્તરથી મજબૂત થઇ હારબંધ ઉભા રહ્યા

જાણે એ તો રાક્ષસો (સેનાનો) હારબંધ ઉભા રહ્યા છે,
અથવા તો જાણે જમીનમાથી ઝાડની જેમ ઉગી નીકળ્યા છે (એવુ લાગતુ)

મુબારેઝ ઉલ્‌મુલ્ક તબૂની સામેના ચોક (મેદાન) મા આવ્યો, અને મહારાજા તબૂની બ્હાર સુધી તેને આવકાર આપવા આવ્યો, અને તેઓ એકબીજાને ભેટયા, અને નવો તથા નિવૃત્ત થએલો એ બને સૂબા ભાઇઓ માફક એકબીજાની પાસે બેઠા અને તેમણે જુદાઈ અને અનાદરને બદલે હેત ને ઐક્ય સાધ્યા વખત થોડો હતો એટલે પરસ્પર પાઘડીઓ બદલી ભાઈચારાની ગાઠ બાધી એકબીજાને વિદાય આપી તેજ દીવસે પોતાની છાવણી મહમદ અમીનખાનના બાગ પાસે રાખવાનુ નક્કી કરી મુબારેઝ ઉલ્‌મુલ્કે પોતાના સરસામાન તથા કુટુબીઓને ત્યા મોકલી દીધા હતા એટલે તે ત્યા પાછો ફર્યો મહારાજાનો ભાઈ બખ્તસિંહ કે જેને લડાઈના મેદાનમા તીરવાગવાથી આજારી હતો તે એને મળી શક્યો નહિ એમ કહે છે કે મહારાજાએ પોતાના રક્ષણને ખાતર તે દીવસે બખ્તરનો પોશાક પહેર્યો હતો ટૂકામા, વળતે દીવસે, એટલે બીજા રબીં માસની ચાદમી તારીખે, મહા-

રાજાના તરફથી (અને) મુબારેઝ ઉલ્મુલ્કની રજાથી જગદેવ નામના માણસે, મોમિનખાનના કાકાના છોકરા ફિદાઉદ્દીનખાનની સાથે શહેર કોટવાળ તરીકે શહેરમાં આવી પોતાનું કામ કરવા માંડ્યું. બીજે દીવસે નાઝિમના નાયબ તરીકે રતનસિંગ ભંડારી નીમાયો અને તેણે ભદ્રના કિલ્લામાં પ્રવેશ કર્યો. હવે, આગળ જણાવી ગયા મુજબ લેખકના પિતાનો હેજાઝ (હજ કરવા) જવાનો નિશ્ચય કાયમજ હતો, છતાં મુબારેઝ ઉલ્મુ'કે આગ્રહ કરી કહ્યું કે ઉદેપૂર સુધી તો તમે સાથે આવોજ અને પછી ત્યાંથી રૂખસત લેજો. અને અમરસિંહ ઉદાવત કે જેણે સંધિ કરાવવાના કામમા ભાગ લીધો હતો, તેની જોડે લેખકને મહારાજા પાસે મોકલી કહેવડાવ્યું કે કાપડ બજાર ખાતાના અમીન અલીમહમદખાને ઉચ્ચ હજૂર શ્રી પાસેથી ઇશ્વરના પવિત્ર મકાનની જાત્રા (હજ) કરવા જવાની પરવાનગી મેળવી છે, પરંતુ મને ઉદેપૂર સુધી પહોચાડવા આવવા તેમની જરૂર છે. એમના તાલુકા (ખાતા)ના નાયબની જગાએ ખિલાફત તથા પૃથ્વીપતિની કચેરીમાથી એમના પુત્ર નામે હુસેન મહમદખાનને મુકરર કરવામા આવ્યા છે એટલે તેને (તે જગાનુ) કામ કરવા દેવું. લેખક અમરસિંહની જોડે મહારાજાની છાવણીપર ગયો અને મુલાકાત થયા બાદ તેને પોશાક તથા તેની મહેરબાની મળ્યા. ટૂંકામાં કરેલા કરાર મુજબ ભારબરદારી જાનવરો તથા નક્કી કરેલી રકમ પહોંચાડવાની જવાબદારી અમરસિંહે માથે લીધી હતી, તે (મળવા) માટે મુબારેઝ ઉલ્મુલ્ક રોકાયો, તથા ન્હાની મ્હોટી મળી બસે તોતેર તોપો સોપી દીધી. સૂબાના દીવાન અબદુલ ગનીખાને તે તોપોને સરકારી ખાતે દાખલ કરી રસીદ લીધી. હવે આપવામા રૂપીઆ વીસ હજાર બાકી રહેલા હોવાથી અમરસિંહે એવી જવાબદારી માથે લીધી કે પાછળથી તે રકમ તેને પહોચડવામા આવશે, પરતુ તે પહોચાડાઈ નહિ, છતા મુબારેઝે ઉલ્મુ'કે તો ત્યાથી કૂચ શરૂ કરી દીધી અને ઉપડતી વખતે લેખક પોતાના પિતા તથા ભાઇ મહમદ ઇસ્માઇલને વળાવવા તથા મુબારેઝ ઉલ્મુલ્કની રૂખસત લેવા ત્યા ગયો. તે હાથીપર સવાર થઈ ઉભો હતો તેણે ફાતીયા પઢ્યા બાદ લેખકને પાછા ફરવાની રજા આપી અને કહ્યું કે વટવામા આવેલા હઝરત કુતુબઉલ્ આલમ ( ઇશ્વિર તેની કબર પવિત્ર રાખે ) ના રોજામાં તથા મોજે સરખેજમાં આવેલા હઝરત શાહ આલમ તથા શેખ અહમદખટ્ટુ ( ઇશ્વિર તેમની બંનેની કબરો પવિત્ર રાખે) ના રોજામા જ્યારે જ્યારે જવાનો પ્રસંગ આવે ત્યારે ત્યારે મારે તેના પ્રતિનિધિ તરીકે ફાતીયા પઢવા. આ ત્રણે પવિત્ર જગાએ

પર એને અજબ શ્રદ્ધા હતી, કારણ જેટલો વખત પોતાની હકૂમત ચાલી તેટલો વખત દર મહીને વટવાના સૈયદોને રૂા પાચશે અને તેટલીજ રકમ રસૂલાબાદના સૈયદોને તેમજ એ મહાન વ્યક્તિઓના ઓરસોને દીવસે દર માસ હજાર રૂપીઆ, પોતે આપતો. શેખ અહમદખટ્ટુનો કોઈ ઉત્તરાધિકારી ન હોવાથી તેના ઓરસ પર દર માસ રૂપીઆ સાતસેં આપતો, અને (એ) દરગાહોને (વકફમા) આપેના ગામો (ની ઉપજ), તેમજ મ્હોટા મ્હોટા સૈયદો અને પવિત્ર શેખોને નિર્વાહ માટે (નીમી અપેલી) રકમ મળવામા અમલદારો તરફથી કોઇ પણ રીતની હરકત કરવામા આવતી નહિ (સુભાન-અલ્લા ' હે પવિત્ર ઈશ્વર) ' હાલ તેમની કેવી સ્થિતિ ગઈ છે ? નથી તેમને રાત્રે વાળુ કરવા રોટલી મળતી, કે નથી તેઓ એક ગતી પાઈ દેખતા ટૂંકામા કૂચ કરતો કરતો મુબારેઝ ઉલ્મુલ્ક મોડાસા કસબા સુધી જઇ પહોચ્યો એ કસબામા તેનો જમાઈ નવાઝેશખાન કે જે બીમાર પડેલો હતો, તે એનાથી છૂટો પડી પેલી દુનીઆમા ચાલ્યો ગયો એજ કસબામા તને દાટવામા આવ્યો ન છૂટકે ત્યા એક (દીવસ) મુકામ રાખી, ચાલુ કૂચ કરતો પોતે આગળ વધ્યો મહારાજાએ જ્યા પડાવ નાખ્યો હતો ત્યાથી ઉતારી કરી શાહીબાગની પાડોશમા આવ્યો, અને શહેરમા પ્રવેશ કરવાનુ મુહૂર્ત આવે ત્યા સુધી ત્યા મુકામ રાખી સૂબાના દીવાન અબદુલગનીખાન અબુલ મુખાફેર સદ્ર, અબદુલ અહદખાન કાઝી, અમાનતદારખાન બક્ષી અને ખબરપત્રી હાદીખાન સમાચારપત્રી, તથા બીજા નોકરો, મુખ્ય અમલદારો, વ્હોરાજમાતના મુખી, તથા હિંદુ (મહાજનના) શેઠીઆઓની મુલાકાત લીધી થોડા વખત બાદ ધનતેરસને દહાડે કે જે દહાડો હિંદુઓના માનવા મુજબ શુભ દીવસ ગણાય છે, અને જે મજકૂર મહીનાની ૭મી તારીખે આવતો હતો, તે દીવસે મહારાજાએ પોતાના ભાઇને લઇને ઝડી સવારીએ શહેરમા પ્રવેશ કર્યોઅને થોડા કલાક ભદ્રમા રોકાઈ પાછો પોતાને મુકામે ગયો આ અરસામા મુબારેઝઉલમુલ્કના લશ્કરનો એક હાથી રસ્તામા મસ્તી કરીને ન્હાસી અમદાવાદ આવતો રહ્યો મહારાજાના મ્હાવતોએ તેને પકડી લીધો. પાલણપોરના ફોજદાર કરીમ દાદખાન કે જેણે મહારાજાની જોડે રહી સારૂ કામ કરી બતાવ્યુ હતુ તે ઈશ્વરની આજ્ઞાથી મરણ પામ્યો તેના શબને પાલણપોર લઈ જવામા આવ્યુ સનાબત મહમદખાન બાબીના ગુજરી જવા બાદ અને જૂનાગઢના નાયબ ફોજદાર તરીકે મીરઈસ્માઈલના કામે લાગી જવા બાદ, શેરખાન, કે જેને પોતાના બાપના મરણને લીધે, ઘોઘાબારા તથા બીજા મહાલોની જાગીર કે જે હજૂરથી તરફથી પાદશા-

હની પવિત્ર અને ઉચ્ચ માતાના પ્રતિનિધિઓની જાગીર તરીકે, મુકરર કરી આપવામાં આવી હતી, અને જેના નાયબ તરીકે સૈયદ મુર્તઝાખાન નામનો માણસ અમદાવાદ આવ્યો હતો તે (શેરખાન) પોતાની એ જાગીરી બહાલ કરાવવા તથા મહારાજાની મુલાકાત લેવા માણસોની યોગ્ય સંખ્યા લઈ હાજર થયો, અને સરદાર મહમદખાન ગવરનીની ભલામણથી રાજા બખ્તસિંહ મારફત મહારાજાને મળ્યો, અને ત્રણ હાથી, ઘોડા ઘોડા, તોપ તથા રોકડ રકમ અને વસ્તુઓનું નજરાણું કર્યું અને એક હાથી તથા થોડી (રોકડ) રકમ રાજા બખ્તસિંહને આપી પોતાની મનસબનો છઝારો, બહાદુરનો ખેતાબ મેળવવાનું તથા પોતાના બાપના ગુજરવાથી પોતાને મળેલી જાગીરી કાયમ રાખવાનું મંજૂરનામું મેળવ્યું કે જેથી તે (આકાશ જેવી) ઉચ્ચ દરબારમાં રજૂ કરાવી ત્યાં બહાલી મેળવી શકાય. મોમિનખાને ખંભાત બંદરના મુનસદ્દીના નાયબ તરીકે ફિદાઉદખાનને મોકલ્યો અને બારાતી (બંદરની) જગા સાથે ચોરાસી પરગણું જે મહારાજાના તનખાહ તરીકે મુકરર થયું હતું તેના મકતા (ઇજારા)ની જવાબદારી પોતાને માથે લીધી, કે જેથી હકતેથી તે તેને પહોંચાડનો રહે. મહારાજા કે જે કેટલીક જરૂરી ગોઠવણ કરવા માટે થોડા દીવસ શહેર બહાર રહ્યો હતો તેણે શહેરમા દાખલ થઇ જઇ પોતાના ઓહ્દાના માલી અને મુલ્કી કામ કરવા માંડયાં. લેખકના પિતા મુબારેઝઉલ્મુલ્કને ઉદેપૂરની પાડોશ સુધી પહોંચાડી પાછા ફર્યા અને મહારાજાને મળી હેજ્જઝ (હજ)ની સફરે જવા રૂખસત લીધી અને ખંભાતથી વહાણમાં બેસી સુરત બંદરે જઈ તે સાલના રમઝાન મહીનાની પહેલી તારીખે જહાઝપર ચઢી પોતાને જવું હતું ત્યાં જવા રસ્તે પડયા. સુરત બંદરના મુનસદ્દી મુસ્તફીદખાનને ખુશ્કી (જમીન) માર્ગે (મુસાફરી કરતા) મરાઠાઓની બ્હીક લાગતી હોવાથી તે વહાણમાં બેસી ખંભાતથી ભરૂચ આવ્યો, પરંતુ નર્મદા પાર ઉતરવાની હિમત ચાલી નહિ તેથી ત્યાંજ રોકાઈ જઈ, તે જગાની ચોથ મુકરર કરવાનું પીલાજી ગાયકવાડને, તે રાજી થાય તેવું વચન આપી, મુસાફરીનો રસ્તો કાપતો સુરત બંદરને સીમાડે જઈ પહોંચ્યો. બરતરફ થએલો મુનસદ્દી બહેરામખાન ત્યાં તેને અટકાવવા બહાર પડયો અને તેની સામે શહેરના દરવાજા બંધ કર્યા. મુસ્તફીદખાને સિપાઇઓને વ્યવસ્થિત ગોઠવી તોપના મોરચા બાંધવા માંડયા અને દરવાજા (જીતવા)ની આશાએ ત્યાં પડાવ નાખ્યો અને વખતો વખત હુંડીઓ આપી પીલાજી ગાયકવાડ પાસેથી કેટલીક રકમ કરજે કાઢી, તે પૈસા ખરચમાં વાપર્યા. પાટણની ફોજદારી જે રાજા

બખ્તસિંહને આપવામા આવી હતી તેણે ત્યા પોતાના તરફથી નાયબ મોકલ્યો મુબારેઝઉલ્મુલ્કના સોબતીઓમાથી મીરફખરૂદ્દીન એકને ખબર કર્યા સિવાય રસ્તામાથીજ તેનાથી છુટો પડી જઈ પાછો અમદાવાદ આવતો રહ્યો, અને રૂપસિંહ ભંડારી મારફતે મહારાજાને મળી ખટપટ કરી, જૂનાગઢના ફોજદારના નાયબની જગા (પર નીમાઠ) ત્યાની વસુલાત તથા (જાગીરની) આવક ઉઘરાવવાની જવાબદારી માથે લઇ તેણી તરફ રવાના થયો પાલણપોરનો ફોજદાર મહમદ પહાડખાન વલદે કરીમ દાદ ખાન ઝાલોરી મહારાજાના બોલાવ્યા મુજબ આવી તેને મળ્યો, અને તેના બાપ ગુજરી જવાથી તેની જગાએ ફોજદાર નીમાવાનુ મજૂરીનામુ મેળવ્યુ આગના દીવાન મોમિનખાનનો પુત્ર મહમદ બાકરખાન કે જે પોતાના કાકા અબદુલગનીખાન દીવાનના નાયબનુ કામ કરતો હતો તે આ અરસામા તેના મનને કાંઈ ખોટુ લાગવાથી પોતાના કુટુંબ સાથે પાટનગર તરફ જતો હતો તેને મોજે દાવભાડના રાઠીઓએ રસ્તામા લૂટી લીધો અને ઘણી મુશ્કેલીએ તે પાટણ (ગામે) પહોચી શક્યો અને ત્યાથી સામાન વગેરે મેળવી રસ્તે પડ્યો મહારાજાને એક હાથીની ભેટ આપી જવાનમર્દખાન બાબીએ પોતાની મનસબનો ઈજારો તથા વડનગર કસ બાની વતનદારીની મજૂરી મેળવી

---

## શાહૂ રાજાના પ્રધાન બાજીરાવનુ આવવુ અને મહારાજા સાથે મુલાકાત કરવી

અત્યાર પહેલા થોડા વખત પર મુબારેઝઉલ્મુલ્કે કેટલાક કામોનો નીકાલ કરવા માટે શાહૂ રાજાના પ્રધાનને પત્ર લખી તે આણી તરફ આવે એવી ઇચ્છા દર્શાવી હતી પણ તે આવી પહોચે તે પહેલા તો ઉપર જણાવેલા બનાવ બની ગયા હતા અને મુબારેઝઉલ્મુલ્ક તો ચાલતો થઈ ગયો હતો તેથી પોતાના તરફથી ચોથ બાબતનો કરાર નક્કી કરવા અને પાકો કરવા માટે નવા સૂબાની મુલાકાત લેવા બાજીરાવ પોતેજ રસ્તે પડ્યો અને વડોદરાની પાડોશમા આવી પહોચી વિવેકનો રસ્તો પકડી પત્ર લખ્યો વડોદરા ને ભરૂચના ફોજદાર સૈયદ ઉઝમતુલ્લાખાને મહારાજાએ કોલકરારનો પાયો મજબૂત કરવા મોકલ્યો ને તે મહી નદીની નજદીકમા જઈ તેને મળ્યો, અને તેની સાથે કૂચમા દાખલ થઈ ગયો કૂચ પર કૂચ કરી તે ચડાળા તળાવ આગળ આવી પહોચ્યો, અને ત્યા સંખ્યાબધ

સૈનિકો અને ઘણા માણસો સાથે મુકામ નાખ્યો. તેની પાસે મહારાજાના કારભારીઓ, ગીરધરદાસ ભંડારી અને રતનસિંહ ભંડારી વારંવાર સંદેશા લઈ જવા તથા કોલકરારના પાયા મજબૂત કરવા માટે આવજાવ કરતા, અને તેમ કરી, મારવાડીઓની ઢીલ કરવાની ખાસીઅત મુજબ, થોડા દહાડા તો તેણે આમતેમ ઢીલમા કાઢી નાખ્યા. બાદ મહારાજા જોડે મુલાકાત કરાવવાનો બંદોબસ્ત કર્યો; વળી મહારાજા શાહીબાગમા રહેવા ગયા હતા તે બહાને બે ત્રણ દહાડાની ઢીલ થઈ. ચોથે દીવસે સાજે બાજીરાવ આવીને મહારાજાને મળ્યો અને એક બીજા સાથે કોલકરાર કરવામા આવ્યા બાદ તે પાછો ફર્યો. તેમણે એવું નક્કી કર્યું કે વજે (વિજય) રાજ ભંડારીએ મારવાડીઓનુ સૈન્ય લઇ સરદાર મહમદખાન તથા સૈયદ ફયાઝખાન જેઓ ગુજરાતીઓના લશ્કરના રસાલદાર હતા તેમની સાથે બાજીરાવની મદદમા અને તેની જોડે જઈ પીલાજીના માણસોને વડોદરામાથી હાકી કાઢી, વડોદરાને ( તેમનાથી ) મુક્ત કરવુ, અને સૈયદ ઉઝમતુલ્લાખાનને કારભાર સોપી દેવો. એની પોતાની કશી તૈયારી હતી નહિ તેમ એની પાસે કાંઈ (યુદ્ધ) સામગ્રી પણ હતી નહિ એટલે ગુજરાતવાસીઓમાથી કેટલાક હિંદુઓ અને મુસલમાનો, પોતાનામાથી એક વિદ્વાન માણસની નાયબ તરીકે નીમણુક થવાની ઉમેદમા અને (લશ્કરમા) નોકરી મેળવવાની આશાથી, જેમ મીઠાઈપર માખીઓ ભેગી થાય તેમ ભેગા થઈ ગયા, અને મહારાજા તથા બાજીરાવના સૈન્યોને મદદ આપવાને કારણે પોતાની આવક માટે જે ખ્યાલી કલ્પના બાધેલી તેને તેઓએ સાચી ગણી લઇ તે લશ્કરના જરૂરી સાધન તથા ખરચ માટે, વસૂલ ન થઇ શકે તેવી હુંડીઓ લઇ તથા જેની ઉપજ ન આવી શકે એવા તાલૂમ પોતાને નામે લખાવી લઇ, કરજ તરીકે મોટી રકમો આપી અને વજેરાજ અને બાજીરાવની પાછળ પાછળ વડોદરા તરફ જવા નીકળ્યા. આ અરસામા સમાચાર મળ્યા કે ગુલામ મોહીયૂદ્દીનના નાયબ મીરઈસ્માઇલને, મીરફખ્રુદ્દીન જે જૂનાગઢનો ફોજદાર નીમાઇ તે જગા સભાળી લેવા આવતો હતો તેની, ખબર પડવાથી તેની સામે થવા તૈયાર થઈ બહાર નીકળી આવ્યો અને અમરેલીની પાસે બંને પક્ષના લશ્કર આવી ઉભા (અને લડાઇમા) મીરફખ્રુદ્દીન તથા મીરકમરૂદ્દીન કે જેઓ એક બીજાના મિત્ર થના હતા તેમણે શૌર્ય ભરેલા હુમલા કરી વીરતા અને બહાદુરી ( નુ દેવુ ચૂકવી ) દર્શાવી, માર્યા ગયા. ટૂંકમા બાજીરાવ, વજેરાજ, રસાલદારો તથા ઉઝમતુલ્લાખાને, કૂચ પર કૂચ કરી, મહી નદી ઉતરી વડોદરાને ઘેરો ઘાલ્યો. પીલાજીનો

ભાઇ વઝીરમાજી કે જે ત્યાં હતો તેણે બુરજ, કોટ વગેરે મજબૂત કરી રૂસ્તમ અલીખાન સાથની લડાઇના મેદાનમાંથી જે તોપો પકડી હતી તેને ગોઠવી કિલ્લાને સુરક્ષિત કર્યો. મહારાજાએ મોકલેલાં માણસોએ ઘેરો ઘાલવા માંડી મોરચા બાંધ્યા, અને બંને પક્ષ તરફ તોપ બંદૂકના મારાની લડાઇ શરૂ થઇ. આ બનાવ બન્યાને ઝાઝો વખત થયો નહતો એટલામાં એકાએક બાજીરાવના જાસૂસો કે જેને તેણે ખબર લાવવા માટે આસફજાહની ફોજમા રાખ્યા હતા તેમણે ત્વરાની પાંખપર ઉડી આવી સમાચાર કહ્યા કે આસફજાહને તે (બાજીરાવ) અમદાવાદ તરફ ગયો છે એવી ખબર પડતા તેણે તે બાબતને પોતાનું સદ્દભાગ્ય ગણી અને પોતાને જોઇતી તક મળી છે એમ સમજી, છડી સ્વારીએ અને થોડીજ (યુદ્ધ) સામગ્રી લઇ લડાઈ અને યુદ્ધ કરવાને ઇરાદે નર્મદા નદી ઉતરી કૂચ પર કૂચ કરી, છાપો મારવા હમારી પાછળ હમણા આવ્યો જાણવો. આ સમાચાર સાભળી બાજીરાવ ગભરાઈ ગયો ને તે જ ક્ષણે તેણે મહારાજાના સૈન્યને પાછા અમદાવાદ તરફ જવાની રજા આપી,અને વડોદરાનો ઘેરો ઉઠાવી લઈ એકદમ વાયુ ને વીજળી પાસેથી ઉછીની લઇ બને તેટલી ત્વરાથી જેમ વિધાતાનું બાણ કમાનમાથી છૂટે તેમ છૂટી પોતાના દેશ તરફ જવા ચાલતો થયો. આસફજાહ કે જે તે બાજૂથી ઘણી ઉતાવળ અને ઝપટથી આવતો હતો તે સુરત બંદરે આવી પહોંચ્યો ને ત્યાં તેને ખબર પડી કે બાજીરાવ ત્યાંથી થોડેજ દૂર આવેલા જંગલને આડફેટે માર્ગે થઈ દરીઆ કિનારા તરફ ચાલ્યો ગયો છે, એટલે તેણે (આસફજાહે) વગર ઢીલ ને વિલંબે તેની પાછળ પડવા પગ ઉપાડી ચાલવા માડ્યું અને તેના લશ્કરનો કેટલાક સરસામાન અને ઢોરઢાખર પાછળ પડી ગયા હતા, તે એના સિપાઇઓના હાથમા આવ્યાં. શિકાર હાથમાથી ન્હાસી ગયો તેથી તે પાછો ફર્યો અને આરામ લેવા માટે સુરત બંદરથી સાત કોસ દૂર તાપીને કિનારે આવેલા મોજે કોલા-કામરેજમાં થોડો વખત મુકામ રાખ્યો. જૂના (બરતરફ થએલા) અને નવા (નીમાએલા) સૂબા બંને તરફથી નીમાએલા બંદરના મુતસદ્દીઓએ એની સમક્ષ પોતાના મુદ્દા રજૂ કર્યા, મદદની માગણી કરી અને ભેટસોગાતો મોકલી. મુબ્અરીઝખાન કે જે (શહેર) બહાર હતો તેણે તો જાતે જઇ એની મુલાકાત પણ લીધી. વખતને અનુસરી આસફજાહે દરેક પક્ષને આશ્વાસન આપ્યું અને પોતે દક્ષણ તરફ રવાના થયો. પોતાના ભાઇની રજા મળવાથી રાજા બખ્તસિંહ પોતાની જમીનદારીના મહાલ નાગોર તરફ ચાલ્યો ગયો. સૈયદ ઉઝમતુલ્લાખાને જ્યારે પોતાનું કામ પાર પડે

એવું જોયું નહિ એટલે પોતે પાટનગર તરફ જવા રસ્તે પડયો. બાજીરાવ તો પોતાને વતન ચાલ્યો ગયો અને મરાઠાઓ જોડે સુલેહ કર્યા સિવાય (મહારાજાનું) ગાડુ આગળ ચાલે તેમ હતું નહિ. હવે કંથાજી તે અરસામાં આવી ટંટાફિસાદનું મૂળ થઇ પડયો. આગલા–મુબારેઝઉલ્મુલ્કના–વખતની માફક, મહારાજાએ પૂર્વેના રિવાજ પ્રમાણે, ચોથની રકમ નક્કી કરવા, મોમિનખાનને મુકરર કર્યો, અને પેટલાદ પરગણું તેને (મોમિનખાનને) ઈજારે આપવામાં આવ્યું. ધોળકા પરગણું, ભરૂચ, જંબુસર અને મકબૂલાબાદ આસફજાહની જાગીર તરીકે કાયમ (બહાલ) રહ્યાં હતાં તે આગળ જણાવ્યું જ છે. મુબારેઝઉલ્મુલ્ક તરફથી અબદુલ્લાબેગ ભરૂચમાં રહેતો હતો. એ શહેર ઉંચાણમા આવેલુ હોવાથી મરાઠાઓ તે પોતાને કબજે લઈ શક્યા નહતા. હવે જ્યારે મહારાજાના હાથમાં કારભાર આવ્યો ત્યારે તેણે (અબદુલ્લાબેગે) દૂર અંદેશી વાપરી એ હકીકત આસફજાહ પાસે રજૂ કરી (પોતાના નામની) નાયબની સનદની માગણી કરી, અને (તેની તરફથી) તેની સનદ, તથા મનસબની મંજૂરી અને નેક આલમખાનનો ખેતાબ તેને મળ્યા, અને એ બહાને (દસ્તાવેજવડે) પોતે તેનો વસીલાદાર થયો. હિ. સ. ૧૧૪૪ મા મહારાજાએ દીર્ઘદૃષ્ટિ વાપરી આસફજાહ પર મૈત્રી જાહેર કરવા માટે એક પત્ર લખી તે, કુદવત ઉલ્વાસલીન (સતોના સંત) શાહઅલીરઝા સરહિંદીના પુત્ર મહમદશાહ કે જેને આસફજાહ જોડે સારો સંબંધ ને ઓળખાણ હતા, તેને મુસાફરી માટે ભાથા વગેરેનો સામાન તથા જાનવરો આપી, તેની સાથે મોકલ્યો. થોડા વખત બાદ મુસ્તફાખાન નામનો માણસ કે જે પહેલા રૂસ્તમઅલીખાન પાસે હતો, તે, તે પત્રનો મિત્રનાભરેલો જવાબ તથા પોશાક અને કેટલાક મ્હોડેના સન્દેશા લઇને આવ્યો, ને મહારાજાને મળ્યો ને ત્રણ માસ રોકાઇ રવાના થયો. એજ સાલમા બક્ષી તથા ખબરપત્રી અમાનતદારખાન, કે જે હઝારીની જાની મનસબ તથા દોઢસો સવારનું માન ભોગવતો હતો તે ગુજરી ગયો. તે સમાચાર પવિત્ર હજૂરશ્રી પાસે રજૂ થતાં ત્યાથી ગુલામહુસેનખાનને બક્ષીની જગાએ નીમવામા આવ્યો. તેણે પોતાના નાયબ તરીકેની સનદ મહમદ મુજાહેદઉદ્દીનખાનના નામની મોકલી અને તેણે પોતાની જગાનુ કામ કરવા માંડયુ.

---

# ગંગાદાસ શેઠનો અને રેશમ વેચનારાઓનો મહારાજાએ દંડ કરવો, અને તે સાલમાં બનેલા બીજા બનાવો



આજ અરસામાં મહારાજાએ ગંગાદાસ શેઠ તથા રેશમ વેચનારાઓ પાસે એક યુક્તિ વાપરી નવ લાખ રૂપીઆ દંડ તરીકે જોરજુલમથી લીધા. એ ટૂંક હકીકતની વીગત એવી છે કે મુબારેઝ ઉલ્‌મુલ્કના વખતમા ખુશાલચંદને શેઠાઇ પરથી દૂર કરવામાં આવ્યો હતો તેથી તે પાટનગર જતો રહ્યો હતો અને તેની જગાએ ગંગાદાસને કુલ્લ (મહાજનના) શેઠ નીમવામાં આવ્યો હતો. મુબારેઝ ઉલ્‌મુલ્કની હકૂમતમાં બનેલા બનાવોનુ બ્યાન આપતાં આગળ કહી ગયા મુજબ ગંગાદાસ વેરા વસૂલ કરવાનો બાબતમા તથા બીજા કામો કરવામાં તે (મુબારેઝ ઉલ્‌મુલ્ક)ની મરજી અનુસાર વર્તતો હતો. મહારાજા આવે છે, એ વાત ચાલતી હતી તે વખતે તેણે દીર્ઘદૃષ્ટિ વાપરી પોતાનાં માણસોને આગળથી (તેની પાસે) મોકલી, એવી જાતના આશ્વાસનરૂપી લેખની તેની પાસે માગણી કરી કે જેનો પાયો ઉમદા પટાવતોની જામીનદારી—જેને ગુજરાતી ભાષામાં "બાંહેધરી" કહે છે. તેના—પર રચાયો હોય, કે જેથી તેના મનને નિરાંત રહે. મહારાજાએ વખતને માન આપી તથા તેના મનને નિશ્ચિંત બનાવવા તેની ઇચ્છા મુજબનો લેખ પોતાની મ્હોર સાથનો તથા તેને કાંઈ રીતની ઈજા (અડચણ) કરવામા નહિ આવે એવી જુમ્મેદારીવાળો, પટાવતોના સરદાર અભેકરણ વલદે દુર્ગાદાસ રાઠોડની મ્હોર સાથનો, કરી આપ્યો. આ દેશના ચાલુ રિવાજ મુજબની આ બાહેધરીપર વિશ્વાસ હોવાથી ગંગાદાસના મનને નિરાત થઇ. હવે જૂના (બરતરફ થયેલા) અને નવા (નીમાયેલા) સૂબાઓ વચ્ચે થએલા કોલકરારવાળા બનાવો બની ગયા પછી, શહેરના નાણાવટીઓ, વેપારીઓ, તથા રૈયતમાં મુખ્ય માણસોને સાથે લઇને તે મહારાજાને મળ્યો, અને (એ પ્રમાણે) જાહેર રીતે અને મ્હોડામ્હોડ (તેની) અદેરબાની અને કૃપા દૃષ્ટિ મેળવી શેઠાઇના પદપર કાયમ થયો. પરંતુ અંદરખાનેથી એને કેદ કરી એની પાસથી નાણાં કઢાવવાનો રસ્તો લેવા મહારાજા વિચાર કરતો હતો, અને તેથી તેવો પ્રસંગ આવે તેની વાટ જોતો હતો. પોતે તો ઘણી મજબૂત બાહેધરી આપી હતી એટલે કશું કરવા તેની હિંમત ચાલતી નહતી, પણ પોતાના એ વિચાર તથા ધારણા બાબત તેણે

પોતાના ભંડારીઓ તથા ખાસ સલાહકારોની સભા ભરી ચર્ચા કરી. 'મુબારેઝ ઉલ્મુલ્કની જોડે સલાહ કરાવતી વખતે રતનસિંહ ભંડારી અને મોમિનખાન વચ્ચે એક જાતના ખાસ પરિચય અને દોસ્તી બંધાઈ ગયાં હતાં, તેથી અને મુબારેઝ ઉલ્મુલ્કે ગંગાદાસને એક તુર્કી ઘોડો આપ્યો હતો કે જે તેની પાસથી મેળવવાની પોતે ઇચ્છા જણાવી હતી પણ જે તેણે બહાના બતાવી આપેલો નહિ, તેટલા માટે તેના મનમાં ખોટું લાગી ગયું હતું તેથી, ભંડારીએ મોમિનખાનને મહારાજાના મનની છૂપી વાતથી વાકેફ કર્યો, અને તેની સલાહ માગી. તેણે મનમાં એક યુક્તિ રચી અને કહ્યું કે અમીર ઉલ્ ઉમરા સમસામ ઉદ્દૌલાની મ્હોર સાથનાં ઉચ્ચ દરગાહનાં બે ફરમાન તૈયાર કરવા પડશે. એક મુખલેસખાનના નામનું, તેની મતલબ એવી કે મુબારેઝ ઉલ્મુલ્કની હકૂમતમા જુદા જુદા વેરા ઉઘરાવવા તથા અમદાવાદના રહેવાશીઓનો દંડ કરાવવાનુ મૂળ ગંગાદાસ થઇ પડયો હતો, તેથી એને પકડી, સાકળે બાધી, બેડીઓ પહેરાવી બાદશાહની દરબારમા મોકલવો. પણ જો મહારાજાએ બાબતમા નિશ્ચય બતાવે તો તેને સોપી દઈ તેના મ્હોર સિક્કાની રસીદ લઈ હજૂરશ્રીને મોકલવી. બીજું (ફરમાન) મોમિનખાનના નામનું (તૈયાર કરવું), તેમા એવું લખવું કે મુખલેસખાનનાપર હુકમ કાઢવામા આવ્યો છે કે તેણે ગંગાદાસને પકડી કેદ કરવો, તે (કામ)મા તેણે પોતાના માણસો સાથે રાખી તેને મદદ કરવી. આ કામ કરવાના ઇનામ બદલ એવું ઠેરવવામા આવ્યું કે, અહેમદાબાદનુ પરગણું જેનો અડધ ભાગ મુખલેસખાનને જાગીર તરીકે આપવામા આવ્યો હતો, અને બાકીનો અડધ ભાગ, નાઝિમના તાબામાં હતો-કારણ કે બરતરફ સૂબાની પદ્ધતિએ ચાલી મહારાજાએ પણ આખા સૂબાને પોતાના હાથ તળે તથા કબજામા લઇ લીધો હતો-તે (તેમાંથી કાઢી નાંખી-બાદ કરી)) મુખલેસખાનને દરોબસ્ત આપી દેવો. મહારાજાએ એ વાત કબૂલ રાખી. મોમિનખાને હુકમો બનાવી કાઢયા, અને મુખલેસખાનને બધી વ્યવસ્થાથી વાકેફ કરવામા આવ્યો. તેણે એક દીવસ ગંગાદાસને બોલાવી, ફરમાન બતાવી,(કેદ) બેસાડયો. એણે અભયકરણને, જેણે બાંહેધરી આપી હતી તેને, જે બન્યું હતું તેનો સંદેશો મોકલ્યો. અભયકરણની સ્વમાનની લાગણી ગતિમાન થઇ. આ બનાવના અંદરના મર્મથી તે વાકેફ ન હોવાથી પોતાના સાથીઓના લશ્કરને લઇ તે તો લડવા તૈયાર થઈ ગયો. મોમિનખાન પોતાના સાથીઓને લઇને આવ્યો ને મુખલેસખાનની મદદમાં ઉભો રહ્યો. અભયકરણે મહારાજાને સંદેશો મોકલ્યો કે હું ગંગા-

દાગનો જામીન (બાહેધર) છું તેથી ગમે તેમ હોય તોપણ તેને છોડાવવા ખાતર હું મુખલેસખાન જોડે લડીશ તો ખરોજ. મહારાજાએ તેને પોતાની પાસે બોલાવી મગાવ્યો અને દંભ તથા પ્રપંચ કરી, એને બનાવવાને ગંગાદાસને (કેદમાં) બેસાડી રાખવાનું શું કારણ તથા શો મતલબ છે તેની તપાસ કરવાને બન્ને ખાનો પાસે માણસ મોકલ્યું. તેમણે જવાબમાં જે ફરમાનો આવ્યા હતા તેજ મોકલી આપ્યા. કપટ અને ફરેબ કરી મહારાજા અને ભંડારીઓએ એકજ મનના થઈ જઈ, તેની પાસે એવો ખુલાસો કર્યો કે જામીનગીરી યા બાહેધરી તો મહારાજા તરફથી આપવામાં આવેલી, પરંતુ આ સવાલ તો ખિલાફત અને પૃથ્વીપતિની દરબાર જોડે સંબંધ રાખે છે,અને એ મહાન હુકમનો અનાદર કરી શકાય નહિ. બાદશાહી નોકરો ગમે તે વખતે તેમના હુકમ મુજબ એને પકડી શકે. તેમને મારાથી કે કોઇ બીજાથી એક પણ સુખન કહી શકાય નહિ. વળી ખાનગી રીતે પણ તેને મનપસંદ વચનો આપી, તે ગુસ્સે થઇ ગુમબગાડા પાડતો હતો તેમાંથી શાંત કર્યો અને તે પણ લોભમાં ફસાયો.

(ફારસી શબ્દ) તમે (=લોભ) ત્રણ અક્ષરનો બનેલો છે, તે ત્રણે ખાલી (નુક્તા વગરના) છે, તેથી લોભીઆઓનું કાંઇ ( પણ ) શ્રેય થતું નથી, (કારણ અક્ષરો ખાલી છે)

બાહેધરીની બાબત ગુજરાતમાં બડ નોકની ગણાય છે તેથી તે લોકોએ અભયશરણનો ઘણો તિરસ્કાર કર્યો. ટૂંકામાં મહારાજાએ રસીદનો કાગળ પોતાની મહોર સાથે લખી આપ્યો અને તેજ રાત્રે ગંગાદાસને ભદ્રમાં બોલાવી કેદમાં બેસાડ્યો તથા તેના સગાવહાલા અને રેશમના વેપારીઓને પકડી તેમના ઘર કે જે સખ્યાબંધ વસ્તુઓ, જેવી કે રેશમી માલ, ઘરવાખરી, રોકડ નાણું અને બીજી ચીજોથી ભરેલા હતા તે, જપ્ત કરી તેની ચોકી માટે રખેવાળો મોકલ્યા, અને મારીઝૂડી તથા અત્યાચાર કરી ગંગાદાસ પાસેથી બે લાખ, તેના કાકાના છોકરા ખુશાલ પાસેથી ત્રણ લાખ અને બાકી બીજાઓ પાસેથી જેવી જેની શક્તિ તે મુજબ લેવાના નક્કી કરી જુમલે નવ લાખ રૂપીઆ, પુરેપુરી જબરાઇ તથા અવર્ણનીય સખતાઇથી ટૂંક વખતમાં વસૂલ પણ કરી લીધા. આ બનાવનું બનતું શહેરની વસ્તીના જુવાન તથા ઘરડા, જનતાના મોટા સમુદાય તથા સખ્યાબંધ, લોકોના હાલહવાલ થઇ જવાનું કારણ થઈ પડ્યું ખાસ કરીને, રેશમી કાપડના વેપારીઓના સંખ્યાબંધ કારખાનાના નોકરો તથા કારીગરો, જેવા કે ચરખો ફેરવનારાઓ, રંગરેજો, વણકરો, અને એવા

બીજા જુદા જુદા કામ કરનાર સેકડો માણસો (દુખી થઇ ગયા), અને રેશમ અગે મદ પચ (સેકડે પાચ ટકા જકાત લેતા ખાના) ની ઉપજ, બંગાળામા (ઘણી ઓછી થઈ), તેમજ અમદાવાદ કે જ્યા જાતજાતનુ અને વિવિધ પ્રકારનુ તૈયાર થતુ કાપડ, જે પ્રખ્યાતી પામ્યુ હતુ અને મશહુર થયુ હતુ અને જે દેશપરદેશ (જમીન તથા દરીયામાર્ગ) ના વેપારીઓ આજુબાજુ તથા આસપાસના હિંદુસ્તાનના શહેરો તથા (દેશ) સિંધ, તુર્કસ્તાન, યુરોપ, અરબસ્તાન, હબસીઓના મુલક (એબીસીનીયા), ઈરાન ને તુરાન સુધી લઈ જતા હતા, ત્યાની ઉપજને પણ ઘણુ નુકસાન પહોચ્યુ, અને તે વખતેજ, રેશમી કાપડના વેપારીઓનુ જે એક જુદુ સમસ્ત મહાજન હતુ, તેનો અત આવ્યો, અને હવે તો જેને કહાવે તે માણસ છુટક છુટક થોડો વધતો માલ આણે છે અહમદ નામનો એક માણસ જે વહોરાઓની મ્હોટી (સુન્ની) જમાતનો હોઇ તે અરસામા તાજેતે જ જાણીતો થયો હતો અને પોતાની કોમનો વડો (શેખ) નીમાયો હતો તેને મહારાજાએ મ્હોટો (મુલ્લ) રોષ બતાવ્યો હુસન નામનો લોખડનો વેપારી કે જે ન્હાની (શિયા) જમાતનો વહોરો હતો, અને જેનુ ખૂન થયુ હતુ, અને આગળ જણાવ્યા પ્રમાણે જેને માટે તે કોમ પાસે મુબારેઝ ઉલમુલ્કે ત્રણ લાખ રૂપીઆ લીધા હતા તેના વારસોમાના એકે કે જેની પાસે તે ખૂન થએલા માણસનુ લોહીથી ખરડાએલુ પહેરણ હતુ તે મહારાજા પાસે દાદ માગતો આવ્યો હતો એવુ બ્હાનુ ઉભુ કરી, તે કોમને દડી દડની મ્હોટી રકમ વસુલ કરી તેઓ હજુ પહેલા થએલા જુલમાની અસરમાથી તો ઠેકાણે પડયા ન હતા તેમને આ દડની રકમ ગમે તેમ કરી ભરી દેવી પડી એટલે તેઓ પાયમાલ થઈ ગયા અને પોતાનુ વતન છોડી જવુ પસદ કરી આજુબાજુ ને આસપાસ જતા રહ્યા, અને હાલમા તે જમાતનો એક પણ માણસ એવો નથી રહ્યો કે જેની હાલત સારી હોય (વખતે) નામના થોડા માણસ રહ્યા હશે કે જે હતા હોય કે ન હોય તે સરખુ જ કહેવાય સૂબામા કોઈ જાણીતો કે જૂનો મનસબદાર કે ઉચો ઓહ્દેદાર ન રહેલો હોવાથી, મેદાનને ખાલી જોઇ, ઇશ્વરથી અજ્ઞાન એવા ભડારીઓ અને પીશાચ જેવા મારવાડીઓ, જુના (જુલમી) રિવાજો મજબુત કરી અને ચાલુ રિવાજો જારી રાખી, ન્હાના ને મ્હોટા, હિંદુ ને મુસલમાન (સૌને) દડવા અને લૂટવા, અને તેમની પાસેથી (માન ને નાણુ) લઈ લેવા મડી પડયા, અને જોર જુલમના દરવાજા ખુલ્લા થયા ઈસ્લામ (ધર્મ)નુ બજાર મદ થઈ ગયુ, ગાય ઝબે કરવાની

ઓના કરવામાં આવી, મસ્જિદો ઉજ્જડ થઇ ગઇ અને દેવમંદિરોનો હાક વધી ગયો. હોળીના દહાડામાં મુસલમાનોને હેરાન કરવા તથા તેમને હલકા પાડવા તે વખાણવા લાયક અને પ્રશંસનિય કામ ગણાવા માંડયું, અને કોઇની મકદૂર હતી નહિ કે 'આ કેમ' ને 'પેલાનું શું કારણ' એવું પૂછી શકે. મુબારેઝ ઉલ્મુલ્કના જવાને તથા મહારાજાના આવવાને સમયે મધળી પ્રજા ને રૈયત કે જે બદનરફ થએલા સુબાના જુલમ ને અત્યાચારથી કંટાળી ગઇ હતી, તેણે ખુશી અને આનંદ પ્રદર્શિત કર્યા, તેમા ખાસ કરીને હિંદુઓએ, કારણ તેમણે જોયું કે હવે નાઝિમ ને ઓદ્દે તો આપણી જાતનો માણસ છે. મહારાજા અને તેના ભાઈ ને તો રામ લક્ષ્મણ કે જેની પૂજા કરવી જોઇએ એમ તેઓ માને છે તેની ઉપમા આપી, તેઓ ખુશાલીનાં ગાન ગાતા હતા તેમની રહેણી કરણી ને ચાલ ચલણ જ્યારે તેમણે જોયાં ત્યારે તેઓ એ પહેલા લુટારૂ-(મુબારેઝ ઉલમુલ્ક)-મુડદા લૂંટનારપર ઇશ્વરની કૃપા હોજો એ સુત્ર ભણવા બેઠા. ટૂંકામા મુખ્ય મુખ્ય અને ખાનદાની (અશરાફ) માણસોમાના ઘણાખરા, હલકા પડવાની તથા નારાજ થવાની બ્હીક તથા આબરૂ જવાનો ભય લાગવાથી, ત્યા રહેવું આ વાસ કરવો એ મચાલ ભરેલુ નથી એમ સમજી ધીમે ધીમે અને વખત જતા આજુબાજુ ને આસપાસ વેરાઈ ગયા અને સલામતીનો ખુણો પકડયો (લીધો). દીવસે દીવસે રૈયતનો વ્યવહાર મુશ્કેલીઓ ભરેલો થતો ગયોઃ મારવાડીઓએ જબરદસ્તી તથા અત્યાચાર કરી ઘરોમા ઘૂસી જઈ જુલમ કરવા માડયોઃ અને તેમણે કેટલીએ ખાનાખરાબીઓ કરી કે જેનું વર્ણન પણ થઈ શકતુ નથી.

પૃથ્વીને ઉજ્જડ કરવી એવું જ્યારે (ઇશ્વર) ઇચ્છે છે,<br>
ત્યારે તેને જુલ્મી રાજાના પંજા નીચે મૂકે છે.

આમ થવાનું કારણ આપણાં પોતાનાજ દુષ્ટ કાર્યો અને કુકર્મો (સમજવા). આપણાપર દુઃખ પડે છે તેજ આપણાંજ કર્મોનું ફળ છે; (હાથના કર્યા હૈયે વાગે છે). કાપડ બજારનો મહાલ, હઝરત મુહ્દ મકાન (ઔરંગઝેબ)ના સમયથી શરીઅત (ધર્મ)ની જકાત ઉઘરાવવા માટે નક્કી થએલો હતો, હવે હિંદુઓને એમ કરવું મુનાસેબ લાગતું ન હોવાથી, તેમજ મુસલમાન સિવાય કોઇ બીજાને કોઈ પણ વખતે તે મહાલનો કારભાર સોંપાયલો પણ નહિ, અને જો કે હામેદખાનના જવા બાદ નાઝિમોએ એ ઉપજ લઇ લેવા માંડી હતી જના પણ બાદશાહની

દરબારથી જેની નિમણુક થતી તે મુનસદ્દીઓ મામુલી દસ્તૂર અને ઠરેલા કાનુનો મુજબ તે ખાતાનું કામ કર્યા જતા હતા, અને (સનદોમાં) લખ્યા મુજબનો પોતાનો પગાર લેવા જતા હતા. હવે મહારાજાએ તે (ખાતા)નો ઇજારો મારવાડવાસી વાણીઆઓને આપી દીધો. તેમણે મુતસદ્દીઓને ખલેલકર્તા ગણી, અયોગ્ય રીતે માથાં મારવા માંડ્યાં. તે લુચ્ચા સ્વભાવનાઓ જોડે બેસવું અને એવાં હલકાં માણસો જોડે સંસર્ગ રાખવો એ પોતાનાપર ભારે જુલમ થતો હોય એવું મુનસદ્દીઓને લાગવા માડ્યું અને તેથી તેઓ તેમના તરફ ધિક્કાર બતાવી તેમનાથી દૂર થઇ ગયા; અને પોતાના તરફથી લખાપટ્ટી કરનારા કારકુનો મોકલી સંતોષ પામ્યા, ત્યારબાદ તે મહાલનો કારભાર મુતસદ્દીઓના હાથમાથી જતો રહ્યો. મહેસૂલ ભરી દેવાના દાખલા (રસીદો: vouchers) કે જે શહેનશાહતના તમામ ભાગોમાં લઇ જવામા આવે છે, ને જે બાદશાહે નીમેલા મુતસદ્દીઓની મ્હોર વગર મંજૂર રહેતા નથી, તે દાખલાઓપર જો એમની મ્હોર (ન થતી) હોત તો, બીજા મહાલો જેવા કે માયર, ટંકશાળ, ઢોરના અડ્ડા (જાનવરનું હાટ)ના મુનસદ્દીઓની માફક તેમની સત્તા પણ જતી રહી હોત. બાદશાહી (સરકારી) ખાતાઓના ખરચને માટે મુબારેઝ ઉલ્‌મુલ્કે સાયર મહાલને સુબાના દીવાનની જવાબદારી તથા સત્તા નીચે મુકયો હતો, તે (મહાલ)ને રોજના રૂપીઆ પચ્ચીસ (મારવાડીઓ પાસેથી) લેવાની શરતે દીવાનની સત્તા નીચેથી કાઢી લઈ એ વાણીઆઓને ઇજારો આપ્યો, અને બીજાં ઘણા દીવાનીખાતા જે ખરેખરી રીતે દીવાનના કબજામાં હતા તે લઇ લેવામા આવ્યા. આવા ખાતાઓમાનુ એક ખાતુ બૈતઉલ-માલ–નાવારસી (માલ) ખાતું–કે જેનો કારભાર હમેશા એક દારોગો અને સુબાના દીવાનના નીમેલા માણસો કરતા હતા તે શહેરમા કોટવાળ ને પરામા ફોજદારે ગર્દના તાબામા સોપવામા આવ્યુ. આ નવા ધારા ચાલુ થઇ કાયમ થઇ ગયા. બાદશાહ તરફથી નીમાએલા મુનસદ્દીઓની સત્તા ટંકશાળના ખાતાપરથી લઇ લેવામા આવી હતી, તેથી, સોના ને ચાદીમાં તાંબાનો ભેગ કરી સિક્કા પાડવામા આવતા, અને આ ધિક્કારપાત્ર રિવાજને લીધે (તે ખાતાની) ઉપજની રકમ વધી, પણ અમદાવાદની ટંકશાળમાં પડેલી અશરફીઓ (મ્હોરો) અને રૂપીઆ કે જે હમેશા ચોખ્ખા અને પૂરા વજનના ગણાતા હતા, તેની (એ કારણથી) શાખ ઘટી ગઇ, અને શહેર સિવાય બીજે તે ચાલતા નહિ, અને જો કે તેમાનો ભેગ કાઢી નાખ્યો છે તો પણ હજુ સુધી શહેર બહાર કેટલીક જગાએ તો તેની શાખ તેવીજ

ખરાબ છે. મ્હોટા સૈયદો, પૂજનીય શેખો, અને ફકીરોના ઉદરનિર્વાહ માટે જે ગામ અને જમીન આપવામાં આવેલાં તેનાપર ચોથામણ (મણે ચોથો ભાગ) નાંખી તેને માટે જુદા આમીલ અને તહેસીલદાર નીમવામાં આવ્યા, કે જેથી એ આશ્રિત માણસોને માટે એક નામની રકમ સિવાય બીજું કાંઇ બાકી રહેતું નથી, અને તેમનામાંના કેટલાએક તો હજારો જાતની શરમ લાગે એવી રીતે વર્ત્તી અથવા તો લોકો પાસે ત્રાગાં કરી, લાંબા હાથ કરી ભીખ માગી કાંઇક મેળવે છે, અને એ લોકો પણ ઉદરનિર્વાહનાં સાધનને અભાવે તથા ભૂખમરાની પિડાથી દેશેદેશ રખડતા થઇ ગયા છે. આ સમયમાં તોપખાના માટે સીસું, દારૂગોળો તથા બીજી સામગ્રી જે મુબારેઝ ઉલ્મુલ્કે ભેગી કરી હતી અને જેની કીંમત લગભગ વીસહજાર રૂપીઆ જેટલી થતી હતી અને જે તોપખાના સાથે તેણે સૂબાના દીવાનને હવાલે કરી હતી તે મહારાજાએ ધીમે ધીમે જોધપૂર રવાના કરી દીધી. આ અરસામાં ખિલાફત તથા પૃથ્વીપતિની દરબારમાંથી શાહ વેપારી મુલ્લા મહમદઅલીની કોશેશથી સુરત બંદરના મુતસદ્દીની જગાપર બહાલ કરવાની સનદ બહેરામખાનને મળી અને નવો નીમાએલો અમલદાર દૂર થયો. સિબંદી લશ્કરના ખરચના ભાર નીચે આવી મુસ્તફીદખાન કરજદાર થઈ ગયો હતો, અને તેથી વ્યગ્ર મને તે અમદાવાદ પાછો ફર્યો. એજ અરસામાં એનો પુત્ર અબદુલ અહદખાન ગુજરી ગયો હતો તેથી તેની ફેરફારીમાં પોતે શહેર કાજીની પદવીથી વિભૂષિત થયો.



## મારવાડીઓના પ્રપંચથી પીલાજી ગાયકવાડનું માર્યા જવું, વડોદરા તથા મહીની પેલે પારના મહાલો જીતી લેવાને વિચારે મહારાજાનું જવું, સૂબાના દીવાન અબ્દુલ ગનીખાનનું ગુજરી જવું, તેની છોકરીના છોકરા તાલેબઅલીખાનનું હજૂરમાંથી સૂબાના દીવાન નીમાવું, અને દીવાની કામકાજ અબદુલ હુસેનખાને સંભાળી લેવાં



ગુજરેલા સેનાપતિ ખંડેરાવ દાભાડે કે જેને ગુજરાત પ્રાંતની ચોથ સોપાઇ હતી તેની વિધવા ઉમાબાઇએ આ અરસામાં મહી નદીની પેલી

પાસની ચોથ ઉઘરાવવા ઉપરાંત આસપાસનો પણ ચોથો ભાગ ઉઘરાવવા માટે કંથાજીની ફેરફારીમાં પીલાજી ગાયકવાડને મુકરર કરી રવાના કર્યો હતો. તે મ્હોટું લશ્કર લઇ એ (ચોથ) ઉઘરાવવા આવ્યો અને ઠાસરા તાલુકામાં આવેલા હાકોર ગામે આવી પહોંચ્યો. આ હકીકત સાંભળી મહારાજા તેની સામે થવા તથા તેની જોડે લડવા લશ્કર અને તોપખાનું તૈયાર કરી બહાર પડયો, અને ઉપર ઉપરથી પીલાજીને પોતાના સંદેશા ને પેગામ પહોંચાડવા તથા સલાહ કરવાની વાત કરવાને (બહાને) કેટલાએક મારવાડીઓને તેની પાસે મોકલ્યા, અને અંદરખાનેથી તેમનામાંના બે ત્રણ માણસ કે જેઓ પ્રપંચ કરી શકે તેવા હતા—અને એ જાતમાં એવાં કર્મ કરનારાં માણસો મળી આવે છે—તેમને મનપસંદ વચનો આપી તથા સોગંદ-વડે તે વચનો દૃઢ કરી, તેમના મનને સંતોષી કહ્યું કે તેની મુલાકાત લેતી વખતે જો તક મળે તો તેનું કાટલું કાઢી નાખવું. એ મોકલેલાં માણસોએ એ વાત સ્વીકારી અને તેને જઈ મળ્યા, અને ખુશામદ કરી મીઠી જીભે તેને ડાહ્યા ડાહ્યા વચનો અને પ્રપંચયુક્ત શબ્દો સંભળાવી, દગા ભરેલી વાતો કહી. બે ત્રણ દીવસ એજ કામમા કાઢયા અને રાતની વખતે કે જ્યારે તેમને પાછા ફરવાની રજા આપવાનો સમય નક્કી કર્યો હતો ત્યારે બહાર આવતી વખતે તેમાનો એક પાછો ફર્યો અને કાઇક કહેવાનું બ્હાનું કાઢી તેના કાનમા વાત કરવા માડી, અને બરછીના બે કારી જખમ કરી એક પછી એક મોતના પેગામ તેના કાનમા પહોચાડયા. દક્ષણીઓએ ખૂન થએલા માણસ (પીલાજી)ની સોબતમા એ ખૂનીને પણ પહોચાડયો અને પીલાજીના શબને ઉપાડી લઇ તેને તેજ વખતે તેઓ ન્હાસભાગ કરવા મંડી ગયા અને મહી નદીને પેલેપાર સાવળી કસબા પાસ તેને અગ્નિદાહ કર્યો. મહારાજાને આ ખબર પડતાની સાથેજ તેણે જોયુ કે વિધિનો પાસો ધાર્યા મુજબ પડયો છે, એટલે ઘણી ઝડપે તેણે કૂચ કરી. રસ્તામાં ખબર સાભળી કે સૂબાનો દીવાન અબદુલગનીખાન કે જે કેટલોક વખત થયા બીમાર ચાલતો હતો તે પહેલા જમાદી માસની પહેલી તારીખે ઇશ્વરે-ચ્છાને આધીન થઇ મરણ પામ્યો હતો. પોતે તેનો સગો થતો હોવાથી મોમિ-નખાન મહારાજાની રજા મેળવી તથા (તેના) બાપના ગુજરવાથી તેના છોકરા અબદુલહુસેનને માટે માતમ (શોક)ની ખિલત તથા દીવાનની જગાપરની નીમણુકનો હુકમ લઇ, અમદાવાદ આવ્યો, અને મોતને અંગે કરવાની ક્રિયાઓ કરી, તથા ચાર દીવસ ત્યાં રોકાઈ પાછો ફરી મહારાજાને આવી મળ્યો. ટૂકામા કૂચ પર કૂચ કરી મહી નદી ઉતરી

મહારાજા વડોદરા જિલ્લામા આવી પહોચ્યો દક્ષણીઓના મનમા ભય અને બ્હીક પેઠી ગયા હતા તેથી તેમણે વડોદરા અને બીજા પરગણા ખાલી કરી ડભોઇના કિલ્લો કે જે એક સુરક્ષિત જગા છે તેનો આશરો લીધો મહારાજાએ જીવરાજ ભંડારીને (ધામ) દાણો, ખોરાક, સીસુ, અને દારૂગોળો કબજે લેવા તથા વડોદરાના પૈસા (માલ)દાર માણસોને દંડ કરી લેવા માટે નીમ્યો. તેણે તેમનાપર ખોટા તહોમત મૂકી તથા મરાઠાઓ તેમની પાસે અનામત મૂકી ગયા છે તથા તેમને નાણુ સોપી ગયા છે એવા ખોટા આરોપ મૂકી તેમનો દંડ કર્યો મહારાજાને ડભોઇનો કિલ્લો સર કરવાનુ સાહસ ખેડવાનુ મન થઇ આવ્યુ હજૂરથી તરફથી નીમાએલા મનસબદારો તથા સૂબાના મુખ્ય મુખ્ય અમલદારોની જાગીરો પાછી આપા વવા માટે એ અરસામા, મહારાજાના નામનો હુજૂરશ્રીનો પરવાનો અને અમીરઉલ્ ઉમરાની મ્હોર સાથના હુકમો લઇ, ગ્હીમ્આરસરખાન સઝાનર પાટનગરથી અમદાવાદ આવી પહોચ્યો, અને સૂબેદારના નાયબ રતનસીંગ ભંડારીને મળ્યો ભંડારીને મહારાજાએ તેડાવ્યો હોવાથી તે તેની પાસે જતા હતો એટલે પોતે પણ તેની સાથે રવાના થયો ને મહારાજાને મળ્યો મોસમની અનુકૂળતાને સંજોગે એક વહાણ જે આણી તરફ આવતુ હતુ, તેમા લેખકના પિતા, હજ તથા યાત્રાને અર્થે કરવાની ક્રિયાએ કરી સાડાપાચ માસના અરસા પછી એજ વરસના સફર મહીનામા હેજાઝની મુસાફરીએથી પાછા ફર્યા અને સુરત બંદરના મુતસદ્દીઓને માહેર માફે જે ઝઘડો ચાલતો હતો તેને લીધે થોડો વખત તેમને ત્યા રોકાવુ પડયુ હતુ તેઓ આ અરસામા વહાણને રસ્તે ખંભાત બંદરે આ યા ટૂકામા ડભોઇનો કિલ્લો સર કરવામા ધણીએ હિમત બતાવી પરતુ પુષ્કળ વરસાદ તથા અનાજની અછતને લીધ મહારાજાનું કાઈ વળ્યુ નહિ અને ઘણા જાનવરોનું નુકસાન વેઠી એ નામના મુકામ બાદ બેહલૂપૂર કે જે વડોદરા ને ડભોઈની વચ્ચે ધાર (ઢાઢર) નદીને કિનારે આવેલુ છે તે ગામ આગળથી પાછા ફરવાનુ ઢોલ વગાડ્યુ અને પોતે પોતાના મન સાથે નક્કી કર્યુ કે મોજે પાદરાનો મુકદમ (મુખી) હતો કે જે પૈસાદાર હોવાને લીધે વડોદરા પરગણાનો ભરભાગી થઇ પડયો હતો ને જે મ્હોટા મ્હોટા પટા વતો, મોમિનખાનના સરદાર મહમદખાન ગવરની, શેરખાન અને જવાન મર્દખાનબાબી તથા સૈયદ ફ્યાઝખાનની બાહેધરીથી આવી લશ્કર (છાવણી) મા જ રહેતો હતો તેને પકડયો બે અઠવાડીઆ સુધી લાગલાગટ જોરથી વરસાદ પડયા કરતો હોવાથી અને તે ઉપરાત નદીઓમા આવેલા પૂર

અને કાદવ કીચડને લીધે રાહરસ્તા બંધ થઇ ગએલા હોવાથી દાણાના દુકાળને લીધે રૂપીઆનું પાકો અડધો શેર પણ અનાજ ન મળતું હોવાથી તેમજ ઘાસ તો એટલે દરજ્જે મળતું બંધ થઇ ગયું હતું કે ઘોડાઓને ઝાડનાં પાંદડાં ખાઈ રહેવું પડતું, અને જેને લીધે ઘણા તો પેલી દુનીઆના ગૌચરમા ચરવા પહોંચી ગયા હતા, એ બધાને લીધે પાછું ફરવું તે પણ ગુંચવાડાનું કારણ થઇ પડયુંઃ સબબ રસ્તામાં નાળામાં પૂર આવી ગયાં હતાં અને જેઓ ઉતાવળ કરી રસ્તે પડી ગયા તેમનામાંની મ્હોટી સંખ્યામાંનાં માણસો તથા જાનવરોનો પ્રાણરૂપી અસબાબ આફતરૂપી તોફાનમા નાશ પામ્યો અને ઘણા ભારબરદારી જાનવરો, શક્તિને અભાવે, કાદવ કીચડમાં ખૂંચી ગયાં. બીજે દીવસે મહારાજાએ કૂચ કરી દલા મુકાદમને કેદ કરી લેવાને વિચારે પોતાના સાથમા લઇ લીધો અને પોતે વડોદરાનો કિલ્લો જોવાને બહાને અંદર પેઠો અને સિપાઇ-ઓને તેમજ અજાણ્યા માણસોને અંદર આવવાની મના કરી. બાહેધરી આપનારા (જામીનો)ના બહાર રહેવાને લીધે દલાને રજ વિનાની મીઠાઈ અને માખી વગરના (ચોખ્ખા) મધ (એટલે કાંટા વગરનો ગુલાબ) સમજી સાંજને છેડે માણસપર માણસ તેને તેડવા મોકલ્યા. તે આ બાબત વહે-માઈ ગયો અને તેથી વેગમા પવનથી પણ ચઢી જાય એવી એક ઝડપી ઘોડીપર સવાર થઇ, દરવાજાપરના રખેવાળોના અટકાવ છતા, ઘોડી કુદાવી છૂટો થઈ એકે તડાકે પોતાને ઘેર જઈ પહોચ્યો, અને બીજે દહાડે મહારાજાને લખી જણાવ્યું કે જો સરદાર મહમદખાનને વડોદરાના ફોજદા-રનો નાયબ નીમવામા આવે તો તેને તે કામ કરવા દેશે, નહિ તો નહિ (કરવા દે). ન છૂટકે તેને ફોજદાર નીમ્યો અને સરદાર મહમદખાનની મરજી મુજબ શેરખાન બાબીને હકૂમતમા અડધો અડધ સત્તા આપી પોતે અમદાવાદ તરફ કૂચ કરી. મહીકાંઠાના કોળીયોની જમાત કે જે પીલાજીના ખૂનથી તથા વડોદરા જીતાયાથી એક જાતની ખોટી બ્હીકને વશ થઈ તેને તાબે થઇ ગઈ હતી, તેણે જ્યારે જોયુ કે ડભોઈનો કિલ્લો તેનાથી જીતાયો નહિ, તેમજ દલા મુકાદમ જોડે તેણે વચનભંગ કર્યો હતો, એટલે તેમણે (કોળીઓએ) પાછા ફરતી વખતે એને ત્રાસ આપવા માડયો; અને રાતે રાતે તેના તંબૂઓપર છાપા મારી, માણસોને જખમી કરવા તથા ઘોડા અને હથીઆર ઉપાડી જવા માડયા; તે એટલે સુધી કે આવી રીતની ઝપાઝપીમા, એક રાતે જવાનમર્દખાન બાબીના તંબૂ પાસે ઝપાઝપી થતા, તેનો નોકર જમાદાર મહમદ શરીફ દોકર

મગયો, અને જે બંદોબસ્ત પોતાની મેળેજ થઇ ગયો હતો તે ગફલતી અને વ્યવસ્થાના અભાવને લીધે નષ્ટ થયો. ટૂંકમાં, મહી નદી ઉતરી મહારાજાએ ઇચ્છા દર્શાવી કે, પેટલાદ પરગણાને રસ્તેતે પરગણાને લગના રસ્તામાં જે જે ગામ તથા (નદી ઉતાર) ઘાટ આવે ત્યાં થઈને અમદાવાદ જવું. એ પરગણાનો ઇજારો મોમિનખાન પાસે હતો એટલે એ રીતની પાયમાલી તેને ગમી નહિ, અને એ કારણે તેણે (પોતાને આપવાની) રકમમાંથી કાંઈક રકમ ઓછી કરવા તથા હિસાબમાં મજરે આપવાની માગણી કરી. આથી મહારાજાને ખોટું લાગ્યું, અને તેણે સરદાર મહમદખાનના પેશકાર શંકદાસને તેના હરીફ તરીકે ઉભો કર્યો. તેણે જે શરતે મોમિનખાનને ઇજારો મળ્યો હતો એ શરતે પોતાના ગોર તરફથી ઇજારો લેવાની જવાબદારી લઇ લીધી. અને પેટલાદની હદમાંથી મહારાજાને કૂચ કરાવી. મોમિનખાનને ખંભાત જવાની રજા મળ્યાથી તે ત્યાં ગયો, અને મહારાજા કૂચ કરી વાત્રક નદીને કિનારે આવેલા, મહમદ બાબીની વનનદારીના મહાલ ખેડાની સામે થોડો વખત પડાવ નાખી પેશકશના રૂપીઆ વીસ હજાર તેનાપર નક્કી કરી અમદાવાદ આવી પહોચ્યો, સરદાર મહમદખાન વડોદરે હતો તેથી તેના ભાઇ મહમદ અશરફ ગવરનીને શંકરદાસના તેડાવ્યાથી અમદાવાદથી પેટલાદ જવું પડ્યું હાદીખાનની બદલીમાં સૂબાના સમાચારપત્રીની જગાએ ગુલામ મહમદખાન હજૂરમાંથી નીમાઈ આવ્યો. અબદુલગની ખાનના ગુજરી જવાથી તેના દોહીત્ર તાલેબ અલીખાન કે જે હજરત પાસે હતો તેને ખિલાફત ને પૃથ્વીપતિની દરબારમાંથી સૂબાના દીવાનનો હોદ્દો આપવામાં આવ્યો. તેણે પોતાના મામા અબદુલ હુસેનખાનપર પોતાના નાયબ તરીકે (કામ કરવા)ની સનદ મોકલી. પરંતુ તેણે દીવાનીખાતાનાં કામ તાલેબ અલીખાનને નામે તથા તેની મ્હોરથી ન કરતાં પોતાને નામે કરવા માંડ્યાં, અને તેમના પાસેના સગપણને લીધે તેને તેમ કરતાં કોઈએ અટકાવ્યો નહિ; પરંતુ રોજની રૂપીઆ પચ્ચીસ આપવાની રકમ જે સાયર મહાલની ઉપજને બદલે મુકરર કરવામાં આવી હતી તે આપવી ભંડારીએ મોકૂફ કરી.

## દુકાળ અને મરકીનું ફેલાવું

આજ સાલમાં સખત દુકાળ પડ્યો હવા ઝેરી થઈ ગઈ અને (તેને લીધે) માણસો મૃત્યુને મોતને પામ્યા. તે ઉપરાંત મારવાડીઓએ બદ-

મારી કરી નિંદ્ય વર્તણુક ચલાવી. અનાજના ભાવનું પલ્લું દીવસે દીવસે ઉંચું થતું ગયું, અને ઉંચ ને નીચ લાખો માણસો, એ ત્રણ દીવસના તાવમાં—કે જે તાવમાં નંગના કાનરા આગળ (મરકીની) ગાંઠ નીકળતી હતી તેવાતાવમાં—પરલોકવાસી થઈ ગયાં. તેમને ચાદર ઓઢાડવાની કે કફન પહેરાવવા જેટલી પણ કોઈને ફુરસત ન હતી, અને લાશને અંગે એક કામ કરનારો કે નોકર શોધ્યો જડતો નહિ, અને મૃત્યુ રૂપી ભોંયરામાં પેસનારા (મરણ પામનારા)ઓની મ્હોટી સંખ્યા કે જેમની પાછળ કોઈ વારસ યા મદદગાર રહ્યું ન હોય તેવાઓની લાશોને દરરોજ ગલી અને બજારમાંથી ખેંચી લાવી સાબરમતીની રેતીમાં ફેંકી દેવામાં આવતી, જ્યા તેને કાગડા કૂતરા ખાતા. એ લાશને એક જનાઝા (ઠાઠડી)મા મૂકી ( ચારને બદલે ) બે માણસને ખભે ઉંચકી જતા, લેખકે નજરે જોયા છે આખી માણસ જાતનાં વિલાપ અને આક્રંદ આકાશના ઘુમટ સુધી પહોચ્યા. આજુબાજુ ને આસપાસના ગામડા ને કસબાઓમા દુકાળીઆઓના ટોળે ટોળા ઘર બ્હાર છોડી હાથમા ભિક્ષાપાત્ર લઈ પોતાના ન્હાના ને મ્હોટા છોકરા ને છૈયાં, દીકરા (પુરૂષ) ને દીકરી (સ્ત્રી)ને લઈ વેચવા માટે શહેર તરફ આવતા.

લીલું સૂકું (જે મળે તે) મેળવવા માણસોના પેટ કોશેશ કરતા,
જેવી રીતે ભિક્ષુકની ઝોળી એક ઘેરથી બીજે ઘર (ફરે છે તેમ).
ભૂખ્યા પેટે ઉનપર પોતાની આખ ચ્હોટાડી
(કારણ) ઉન માસનું પાડોશી હોય છે (તેથી).

રસ્તાઓ ને બજારોમા તેમની ઠઠ જામતી, અને એક ને બે રૂપીઆમા તેઓ પોતાના છોકરા વેચી દેતા. આ દૈવી કોપનો લાભ લઈ મારવાડીઓએ માત્ર (એક) રોટલા(ની ભીખ) આપી ઘણી ઉચ અને મુસલમાન સ્ત્રીઓ અને તેમના બાળકોને ગુલામ બનાવ્યા, ( ગુલામીનું દોરડું તેમની ગરદને બાધ્યુ ), અને તેમને ગાયનુ છાણુ ખવડાવી અને તેમના માથાપર થોડા જવના દાણા બાળી, પોતાના ધર્મ પ્રમાણે શુદ્ધિ કરી તેમની પાસે મુસલમાની ધર્મનો ત્યાગ કરાવી, (તેમના) કાફલાના કાફલા મારવાડ રવાના કરી દીધા, અને સર્વથા બોલવા લાગ્યા કે ઔરંગઝેબ (ખુલ્દમકાન)ના સમયમા જોધપુરથી (હમારા લોકોને) કેદી કરી લઇ જઇ મુસલમાની ધર્મમા વટલાવવામા આવ્યા હતા તેનો આ બદલો. પોતે જે પુષ્કળ માલમતા ને અસબાબ ભેગા કર્યા હતા તે લઇને મહારાજાએ શેરસિંગ પટાવત તથા ચતુરા મહેતાને મારવાડ મોકલી દીધા.

---

# સુરત બદરના મુત્સદ્દી બહેરામખાન અને શાહ વેપારી મુલ્લા મહમદઅલી વચ્ચે ટટાના અગ્નિનું સળગવું, કિલ્લેદાર બેગલર બેગખાનના ભાઇ તેગબેગખાનને હકૂમતનુ સોંપાવુ, અને બહેરામખાનનું ભાવનગર જવુ

શાહ વેપારી મુલ્લા મહમદઅલીની કોશેશ, તજવીજ અને નાણાના સાધનથી મુરતઝીદખાનની બદલીમા આગળની માફક સુરત બદરના મુતસદ્દીના હોદ્દાપર જેવો બહેરામખાન બહાલ થઈ ગયો કે તરતજ તેણે પોતાનુ કામકાજ તથા પોતાના હોદ્દાની ફરજો અદા કરવાનુ શરૂ કરી દીધુ મીર અબદુલ રહીમ નામના માણસને પોતાનો નાયબ નીમ્યો આગળ જણાવ્યા મુજબ શાહ વેપારીએ મોજે અહવામા (કિલ્લાની)રચના કરી હતી અને પોતે ત્યા રહેવા ગયો હતો, અને તેમ કર્યા બાદ એવો બદોબસ્ત કર્યો હતો કે જે કોઇ માણસ ત્યા (તેનુ) રક્ષણ માગતો જાય તેને ત્યાથી પાછો બહાર કાઢવા કોઈની મગદૂર હતી નહિ દીવસે દીવસે ત્યાની શોભા વધતી ગઇ અને સુરત બદરની સુરત (મુખમુદ્રા) પર જરાએ તેજ રહ્યુ નહિ ખરી રીતે તો ત્યા તેણે પોતાનુ એક જુદુ બદરજ જમાવ્યુ, અને મુતસદ્દી જાણે પોતાનો બેસાડેલો, હાથ તળેનો નોકર હોય એમ ગણી, મગરૂરી અને અહતાને વશ થઈ, વહાણો મારફતે આયાત થતા ઘણાખરા નગદી ને માલ, મુતસદ્દીને ખબર આપ્યા કે તેની રજા લીધા સિવાય, પોતે ઉતારી લેતો આમ થોડા વખત ચાલ્યુ આગતી મહેરબાનીઓનો વિચાર કરી પોતાનાથી સહેવાયુ ત્યા સુધી તો બહેરામખાને (એ વાતના) આખ આડા કાન કર્યા પરતુ મામલો (મધ્યમતાની પણ) હદ બહાર જ્યારે ગયો અને (બંદરની) ઉપજમા ઘણુ નુકમાન થવા માડ્યુ, ત્યારે પોતાના નાયબની સૂચના ને સલાહ મુજબ થોડા માણસોને અહવાની ફોજદારીમા નીમી તેમને ત્યાની મહેસૂલ વસૂલ કરવાનુ કહ્યુ, અને શાહ વેપારીને સદેશો (કહેવડાવી) મોકલ્યો કે તેણે સુરત બદરમા આવી પોતાના જૂના ઘરમા રહેવુ વખત વિચારી જઇ તેણે તે પ્રમાણે કર્યુ અને આટલો વખત તેને જાણ કર્યા સિવાય જે માલ ઉતાર્યો હતો તેની મહેસૂલ સબધી વાતચીત શરૂ થઇ, અને કેટલોક વાદવિવાદ

એમા બાદ, સનદ મેળવવામાં થએલા ખરચની રકમ મજરે આપવા બાબત **શાહ** વેપારીએ માગણી કરી. છતાં તે (માગણી) પર ધ્યાન ન આપતાં એક લાખ રૂપીઆ તેણે આપવા એવો પોતે ફેસલો આપ્યો. **મીર અબદુલ રહીમ** નાયબની લોભવૃત્તિ ચલાયમાન થવાથી તેણે (બીજી) દસહજારની રકમ નાયબ તરીકેની હકસાઈની માગી. એક તો પહેલેથી **શાહ** વેપારી પોતાની માગણી રકમ કાઢતો હતો (ને જે તેને મજરે મળી ન હતી), અને ઉલટું તેણે વધારાની રકમ આપવી એવો ફેંસલો થયો હતો તેથી અને વળી અઠવામાં ફોજદાર નીમાવાથી અને શહેરમાં તેને પાછો રહેવા આણવાથી એક રીતે સુરત બંદરમાં પોતાની આબરૂને હાની ને ઇજ્જતને નુકસાન થએલું તે સમજતો હતો, તેથી તેણે **મીર** (અબદુલ રહીમ) ની માગણી ન સ્વિકારતાં તેમ કરવાનું નકાર્યું અને ના કહી, અને **બહેરામ** ખાનને ખસેડવા તથા કાઢી મૂકાવવા કમર કસી, અને પોતાના મન સાથે એક તદબીર ગોઠવી. **સૈયદ અલીવાએઝી** કે જે (શહેરમા) ટંટાફિસાદનું મૂળ હતો તથા જેના મુરીદો (શિષ્યો)ની સખ્યા મ્હોટી હતી, તેનાપર એક દહાડો રાતની વખતે રૂપીઆ બે હજાર ભેટ તરીકે મોકલી પોતાની ઇચ્છાથી તેને વાકેફ કર્યો. એ રોકડ રકમ જેવી પોતાની પાસે આવેલી **સૈયદે** પોતાની આંખો એ જોઈ તેવીજ તેણે ઘણી ખુશીથી હા કહી, સવાર પડવાનો વાયદો કર્યો. અને કહ્યું કે "શું સવાર નઝદીક નથી." **શાહ** વેપારીની પોતાની પાસે બે ત્રણ હજાર માણસો પાયદળ હતા તેને તૈયાર કરી બીજે દહાડે કે ત્યારે ક્ષિતિજના રતનમાથી પ્રભાતરૂપી દુધ ઉભરાવા માડયું, ત્યારે **સૈયદ** ઇદરૂસના ગાદીવારસ **સૈયદ** ઝેનના મઠ આગળ પોતે આવ્યો અને **સૈયદ અલીવાએઝી** કે જે આખી રાત નીચેની મતલબનો સુર કાઢતો હતો

> કે એ રાત[1] તું જો કયામતના દહાડા જેવી (લાખી) ન હોય
> તો શા માટે તું જલદી પૂરી થતી નથી ?

તે પણ તરત ત્યા આવી પહોચ્યો. **શાહ** વેપારીના માણસોએ કાજી અને મુફતીને ત્યાં હાજર કર્યા. વળી **અહમદ ચલપી** અને બીજા વેપારીઓ પણ તેમને બોલાવ્યા હતા તે મુજબ ત્યા આવી ભેગા થયા. એ મેળાવડાના સદ્ર (પ્રમુખ) ની જગાએ **સૈયદ અલીવાએઝી** હતો, તેણે ત્યાં ભેગી થએલી મંડળી ગોઠવાઈ ગયા બાદ, (આતશમા પડતા) રાઇના દાણા માફક ઉછળી સભાની મધ્યમાં આવી, મીણબત્તી (ના પ્રકાશ) માફક, એ અંજુમનને દીપાવવા માંડી, અને કાજી તથા મુફતીને મંમોધી બોલ્યો કે આ

કઈ જાતની મુસલમાની કહેવાય અને કયા (શરે) ધર્મ અને ધર્મપુસ્તક ના પ્રમાણથી આ વાત કાયદેસર ગણાય કે અગર એક શાહ વેપારીની ઘણી મ્હોટી રકમ બહેરામખાન પાસે માગની નીકળે છતાં હાલને સમયે (હમણા) ઉલટો બહેરામખાન તેની પાસે, કાંઇપણ આધારવિના બીજી વધારાની રકમ માગે છે? વળી શાહ વેપારી કે જેની મારફત હજારો માણસોને રોજીના સાધન મળે છે, અને જેના તરફથી દર સાલ મ્હોટી રકમ દસોંદ (કમાણીના દસમા ભાગ) તરીકે બાદશાહી સરકારને ભરવામાં આવે છે, જેનું જીવન વર્ત્તમાન સમયમાં આશીર્વાદ જેવું છે, તેને ઉખેડી નાખવા બહેરામખાન ઇરાદો રાખે છે. આ ઉપરાંત પણ બીજી કેટલીએક અકલી અને ગેરઅકલી દલીલો તેણે પોતાની વાએઝમાં વાપરી પ્રદર્શિત કરી બતાવી.

સૂરીએ જાળ પાથરી અને ડબ્બાનું ઢાંકણું ઉઘાડી નાંખ્યું,
અને જાદુગર જેવા આસમાનને (પણ) ઠગવા લાગ્યો.

અને (એ સભામા) એવો ઠરાવ કરવામાં આવ્યો કે કાજીએ એક જાહેરાત (નોટીસ) લખવી. પછી તે આખાં ટોળાંએ મહ આગળથી નીકળી એક સરઘસ રૂપે જે મસ્જિદ શાહ વેપારીએ બનાવી હતી અને જે તેના ઘર પાસે આવી હતી ત્યાં જઈ કાજીના માણસ જોડે તે જાહેરાત (તેના પર) મોકલી. વાએઝી જેવા ગુરૂના કહેવા પ્રમાણે વર્ત્તનારા સામાન્ય લોકો અને બદમાશોના ટોળેટોળા ખૂણે ખોચરે અને દરેક બાજુથી આવી હાજર થઇ ગયા. બહેરામખાનને જ્યારે એ જાહેરાત પહોંચી ત્યારે, શું બનાવ બન્યો હતો તેની ખબર ન હોવાથી તે ગુંચવાયો (દુઃખી થયો). મીર અબદુલ રહીમ કે જેના દુષ્ટ લોભને લીધે આ બનાવ બનવા પામ્યો હતો તેને જાહેરાતના મજકૂરની ખબર પડતાંજ વગર ઢીલે લશ્કર તૈયાર કરી, તે (ફોજ)ને એ દગાખોરોને બાંધી પકડી લાવવાનો હુકમ કર્યો. કાજીનો જે માણસ ત્યાં આવ્યો હતો તેણે જે જોયું ને સાંભળ્યું હતું તે જોઇ સાંભળી પાછે પગલે ત્યા આવી સઘળા લોકોની રૂબરૂ કહી બતાવ્યું, એટલે શાહ વેપારીએ પણ પોતાનાં માણસોને હુકમ આપી દીધો કે (મારા) ઘરની આસપાસ આવેલા રસ્તાઓ બંધ કરી દઇ, જે રસ્તે સામાવાળાઓ આવવાના હતા તે રસ્તાઓને કબ્જે લઇ લેવો. અને પક્ષ વચ્ચે બંદૂકની ગોળીઓ વડે લડાઇ ચાલી અને યુદ્ધરૂપી ઘંટીએ ફરવા માંડયું. આવી રીતે (લડતાં) પાંચ રાત ને દીવસ પૂરા થયા અને એ અરસામાં તો બહેરામખાનની બાજૂવાળાઓની ફતેહ થઇ. (આવું પરિણામ જોઇ) શાહ વેપારી

એ પોતાની મતલબ પાર પાડવા તથા કામ આગળ વધારવા માટે કિલ્લે-દારની મદદ ને સહાયની જરૂર છે એમ વિચાર કરી બેગલરબેગખાન પાસે પોતાના વિશ્વાસુ માણસો મોકલી મદદ ને સહાય માગ્યાં. આગળ બની ગએલા બનાવો કે જે વખતે શાહ વેપારીએ પોતાનું વચન પાળ્યું નહતું તેને લીધે એનું મન તેના પ્રત્યે નાગફણીની ધૂળથી રગદોળાએલું હતું તેથી

જે વફાદારી અને મુરવત વિનાનો હોય છે,
તેની જોડે દોસ્તી કરવીએ મૂર્ખાઇ છે.

એ પંક્તિઓ બોલી (ઉત્તરમાં) એવું કહાવ્યું કે હાલ તરત મારી પાસે લશ્કર હાજર નથી. વળી ખાધખોરાકી અને કિલ્લાના બચાવના સાધનો (દારૂગોળો) પણ વપરાઈ ગયા છે, એટલે (મને) માફ કરવું. ફરી પાછો સંદેશો આવ્યો કે જે જે ચીજની જરૂર હોય તે તે ચીજ તૈયાર કરી પહોચાડી દઈશ. (આ ઉપરથી) બેગલરબેગખાને એવી ઇચ્છા દર્શાવી કે શાહ વેપારીએ જાતે મળવુ, કે જેથી રૂબરૂમા પોતાના મનની વાત જાહેર કરે. તે મુજબ તે આવ્યો અને એવી વાતચીત થઇ તથા એવા કોલકરાર થયા કે બહેરામખાનને દૂર કર્યા બાદ તેગબેગખાન મુતસદ્દી થાય અને તે બાબતની સનદ મેળવવાની જુમ્મેદારી શાહ વેપારીની રહે. આ કરાર કસમ અને સોગંદથી અને વચમા કોરાન લાવી પાકો કરવામાં આવ્યો. વળી એવો કરાર થયો કે કિલ્લાના ઉપરના ભાગપરથી બંને પક્ષના મોરચામાથી કોનો કયો છે તે પારખી શકાતું ન હોવાથી શાહ વેપારીએ પોતાના મોરચાઓપર સફેદ વાવટા ઉભા કરવા કે જેથી જાણીતા અને અજાણ્યા, મિત્ર અને શત્રુ ઓળખી શકાય. વગર ઢીલ કે વિલંબે કિલ્લાની બહાર આથી શાહ વેપારીએ બસેં તોપચીઓ, ખાધ ખોરાકી, સીસું ને દારૂગોળો અને રોકડા રૂપીઆ વીસહજાર, હોડીઓ મારફતે કિલ્લા-માં પહોચાડી દીધા, અને અજગર જેવા મ્હોડાની તોપોએ બહેરામખાનના મોરચા, કે જે કિલ્લા તરફ હતા તેના પર અગ્નિ વરસાવવો અને ગોળા છોડવા શરૂ કરી, આંખના પલકારામા, તોડી પાડયા. આમ થતું જોઈ એધારી લડત કરવી પડશે એમ બહેરામખાનને લાગ્યું એટલે તેણે કિલ્લાની સામેજ મોરચા અને ઉંચા માચડા બાંધી તેનાપર તોપો ગોઠવી દીધી અને બંને બાજૂ–આગળ ને પાછળ–લડત લડવા માંડી; આમ ને આમ લગ-ભગ એક માસ પૂરો થયો. આ હુલ્લડમા જુવાન ને વૃદ્ધ,ગરીબ ને પૈસાદાર, ઘણાં માણસો જાન માલ વગરના થઈ પડયા. બહેરામખાન પાસે જૂનાં ને નવાં મળી લગભગ દશહજાર માણસનુ લશ્કર હતું, પરંતુ દૈવી કારખાના

તરફથી એ જમાએથી એનો દાણો પાણી ઉઠાડી લેવામા આવ્યો હતો અને ઇશ્વરેચ્છા એવી થઈ હતી કે તેણે એ ઓદ્ધા પરથી બરતરફ થવું, તેથી તે (લશ્કર)માના કેટલાક ભય ને બ્હીકના માર્યા, ને કેટલાક અતિશય લોભને વશ થઈ તેમના નામીચા માથાઓએ ખોટી આશા આપી હતી તેને લીધે, તથા એ લડત લબાતી હતી તે જોઇ, અને કિલ્લેદાર તથા વેપારીઓ એક થઈ ગએલા હોવાથી, બહેરામખાન અંગે તેનું પરિણામ ખરાબ આવશે એમ ધારી, તેના પક્ષમાથી ખસી ગયા, અને શાહ વેપારીને જઈ મળ્યા, અને લડાઇ અને યુદ્ધમા તેના ભાગીદાર બની તેની જોડે મૈત્રી બનાવવા તથા આગળ વધવામા ઘણો પ્રયાસ કરવા માડયા.

આ દગાખોર મિત્રો જેને તુ જુએ છે તેઓ,
મીઠાઇની આસપાસ બમણુતી માખો છે.
જ્યાસુધી ખાવાનુ હશે ત્યા સુધી ચૂસ્યા કરશે, ને
મધમાખની જેમ તારી આસપાસ બમણતા રહેશે.
પણ જે વખતે ગામ ઉજ્જડ થાય છે
અને ખીસુ સારગીની તુમડીના જેવું ખાલી થાય છે,
(તે વખતે) સોબત અને મૈત્રી (બંને) છોડી દે છે,
(અને તે એવી રીતે) કે જાણે કોઈ દહાડો મિત્રના હતીજ નહિ.

લોકોના ટોળાઓએ પણ કાઇક પીરવાએઝીની સલાહ મુજબ ને કાંઇક ખુશામદ કરવાને ચારે તરફ દંગા ઉઠાવવા માડયા. બહેરામખાનની જોડે તેના જાની દોસ્તોમાથી થોડા રહ્યા હતા તેમણે એની જાતી બહાદુરી ને વીરતા લક્ષમા રાખી, અને તેથી તેઓ લડના કે યુદ્ધ કરતા અટકયા નહિ; એટલામા શાહ વેપારીની માગણી અનુસાર દેવજી નાકબીર મરાઠો દસહજાર સવાર લઈને તેની મદદે આવી પહોચ્યો; અને બહારથી દરવાજાઓ મારફત જે આવજાવ થતી હતી તથા ધામદાણો આવતો હતો, તે બંધ કર્યા. આ એક વધારાનુ કારણ થઇ પડયુ. અને ખાધ ખોરાકીની તંગીને લીધે બહેરામખાન મુશ્કેલીમા આવી પડયો તેથી સલાહની વાતચીતનો પાયો નાખી, એવું ઠરાવવામા આવ્યુ કે બહેરામખાને દરબાર ખાલી કરી મુલ્લાની વાડીમા જઈ રહેવું. આને લીધે પોતાના સગાવહાલાંઓને કામગાર અલીખાનના ઘરમા રાખી પોતે ત્યા (મુલ્લાની વાડીમા) ગયો અને જમાદાર સૈયદ નુરલ્લા તથા જમાદાર સૈયદ વલી, પોતાના સોબતીઓને લઇ આડવે ગયા અને યુદ્ધનો અગ્નિ શાત પડયો. બહેરામખાનના સગાવહાલાં જ્યારે મુકામ બદલી બીજે જતા હતા ત્યારે તેમના રસ્તામા અહમદ

ગલાપીનું ઘર આવતું હતું. તેણે ત્રણ ચાર રથ કે જેમાં નવાબમોએ કહેલું કે રોકડ (નાણું) ભરેલું છે, તેમાં સીસું ને દારૂગોળો ભરી લઇ જાય છે એવું બહાનું બતાવી રસ્તામાથી પકડી લઇ પોતાને કબજે કરી લીધા. ટૂંકામાં કરેલા કોલકરાર મુજબ તેગ બેગખાન દરબારમાં દાખલ થયો. શાહવેપારીએ દેવજી મરાઠાને પોતાને મદદ કરવા બદલ જે રકમ આપવાનું નક્કી કર્યું હતું તે આપ્યા ઉપરાંત ગરદાગેને પોશાક તથા બીજી બક્ષેસો આપી રાજી કરી જવાની રજા આપી. દુષ્ટખોર માણસોની સૂચના તથા શીખવણીથી સિપાઇ વર્ગ તથા તમામ રૈયત અને ગામડા વાસીઓએ પોતાના પગાર તથા દેવાની ઉઘરાણી એવી મખનાઇથી કરવા માંડી કે તેની ગેરઆબરૂ થવાની હદ સુધી મામલો આવી ગયો. વળી જ્યારે પોતાની સત્તા ચાલતી હતી ત્યારે બહેરામખાનના કેટલાક કારભારીઓ તથા મિત્રોએ બજારના માણસો (દુકાનદારો)પર જુલમ કરી વસ્તુઓ ઉપાડી ગયા હતા. તેમને (દુકાનદારોને)જ હાથે હવે તેઓ તેવીજ આફતમાં ગિરફતાર થયા. બહેરામખાનને બ્હીક લાગી કે વખતે તેના શત્રુઓની શીખવણથી તેની આબરૂ લેવામા આવે યા તેને કેદ પકડવામા આવે તેથી તે પોતાના મામા મોહસેનખાનની સલાહ મુજબ રાતને વખતે કે જ્યારે અંધકારરૂપી દીવાલ દશ્ય વસ્તુઓ અને માણસની આખ વચ્ચે પડદાનું કામ કરે છે, ત્યારે વેશ બદલી શહેરમા દાખલ થઇ છૂપાઇ ગયો. બીજે દીવસે ઘોડાના તબેલા, હાથી, જીવત ને નિર્જીવ, સઘળો સામાન તેગબેગખાનના કબજામાં આવી ગયો. સનદ મેળવવા માટે થએલો ખરચ વસુલ કરવાનું બહાનું બનાવી તે પેટે એ સામાનમાંથી જે જોઈએ તે લઇ, શાહવેપારીએ, તે અડધી કીંમતે ખરીદી વાળ્યો.

ફરતા જમાનાની એ રીતજ છે

કે જ્યારે બક્ષે છે ત્યારે મહેરથી બક્ષે છે, ને લઇ લે છે ત્યારે કેર કરી લઈ લે છે.

બહેરામખાન શહેરમા ત્રણ ચાર દીવસ છૂપી રીતે રહ્યો, પણ ત્યાં વધારે વાર રોકાવાનું એને સલાહ ભરેલુ ન લાગવાથી, કિલ્લાના ચોકીદારોમાંના એકની જોડે મળી જઇ, મધરાતે, મોહસેનખાનને જોડે એક દોરડાના ગાળાની મદદથી બહાર પડયો અને અદવા પહોચી ગયો અને સૈયદ નુરૂલ્લા ને સૈયદ વલી જે ત્યા હતા તેને પોતાના મળતીઆ સમજી એ બાબતની ખબર કરી. તેમણે એને અંદર લીધો અને ત્યા છૂપાવી રાખ્યો.

પણ બહાર વાત ઉડી કે બહેરામખાન તો અટવામા છે તેથી તેગ બેગખાને ત્યા લશ્કર મોકલી તેને હુકમ કર્યો કે સૈયદ નુરૂલ્લા અને સૈયદ વલીને ત્યાથી બહાર કાઢે, અને જો બહેરામખાન હાથમા આવે તો તેને (પોતાની પાસ) લઈ આવે. અટવાના કિલ્લાપર તોપખાનાનો સામાન તૈયાર હતો એટલે સૈયદ નુરૂલ્લા ને સૈયદ વલી સામે થયા ને તોપ ને બંદૂકના માગની લડાઈ શરૂ થઈ. સંજોગવશાત્ શાહવેપારીએ હુલ્લડ મચાવ્યું તેની શરૂઆતમાજ તેની ખબર બહેરામખાને અમીર બુરહાન ઉલ્મુલ્ક કે જે તે વખતે હુજૂરની પાસે હતો તેને આપી હતી, અને ત્યાથી વેપારીવર્ગ સમસ્તપર અને શાહવેપારીપર ખાસ બુરહાન ઉલ્મુલ્કનો પત્ર આવ્યો હતો, જેની મતલબ એ હતી કે એ હુલ્લડને પરિણામે બહેરામખાનને કાંઇ ઇજા થશે યા તેનો વાંકો વાળ થશે તો તેનો બદલો તેમની પાસે લેવામા આવશે. એ કાગળ લઇને આવનાર કાસદો કાગળ સાથે શાહવેપારીના હાથમા પકડાઇ ગયા. કાગળમા લખેલી હકીકત જે ધમકી અને ખોફથી ભરેલી હતી તે જાણી એ બ્હી ગયો, અને પરિણામ માઠું આવશે એમ ધારી ફિકર ચિંતાના સમુદ્રમા ડુબી ગયો. એને કોઈ રીતે ખબર પડી ગઈ હતી કે બહેરામખાન અટવામા છુપાઇ રહ્યો છે; તેથી સૈયદ નુરૂલ્લા ને સૈયદ વલીને એક વિશ્વાસુ માણસ માર્ફત દિલાસો આપી કહેવડાવ્યુ કે યુદ્ધસામગ્રી તથા લડાઈ માટેના હથીઆર તૈયાર અને ભેગા કરેલા છે, માટે ખાતર જમા રાખી શૌર્ય બતાવી, સામે લડતા અટકવુ નહિ, કારણ ફરી પાછો બહેરામખાનને એના અધિકારની ગાદી પર હું બેસાડીશ તેમને આથી ઉત્તેજન મળ્યુ અને તે કરારની આશામાં આગળના કરતા પણ વધારે પ્રયાસ કરી કોશેશ કરવા મંડી ગયા, અને એક રાત્રે બંને સરદારોએ થોડા નામીચા જુવાન સૈનિકોને લઈ (રાત્રીનો હુમલો કરી) તેગબેગખાનના લશ્કરપર છાપો માર્યો, અને થોડા માણસોને મારી નાંખી થોડાને જખમી કર્યા. આ ઝપાઝપીમા અકસ્માત્ તેગબેગખાનના લશ્કરનો સરદાર સાકરરામ બક્ષી માર્યો ગયો, અને તેના તખ્તે છાવણી લૂંટી વિજય પ્રાપ્ત કરી તેઓ પાછા ફર્યા. પરતુ સૈયદ વલી કે જેની તરવાર ચૂકથી તેના ઘૂંટણની ઢાંકણીપર વાગી તેનાથી તે જખમી થયો.



# શાહવેપારી મુલ્લા મહમદઅલીનું તેગબેગખાનને હાથે કેદ પકડાવું, બહેરામખાનનું ઘોઘે અને શીહોર જવું, અને સુલતાનોના રક્ષકની દરબારમાં હુલ્લડની હકીકતનું રજુ થવું, સુરત બંદરની મુતસદ્દીગીરીપર મોમિનખાનનું અને ખંભાત બંદરની મુતસદ્દીગીરીપર તેગબેગખાનની નીમણુકો થવી અને તેમાંથી એકનું પણ અમલમાં ન આવવું

---

આ લડાઈ લડવા માટે શાહવેપારી મુલ્લા મહમદઅલી સવાર અને પ્યાદા મળી લગભગ દસહજાર માણસનું લશ્કર ભેગું કરી શક્યો હતો અને બહેરામખાનને દૂર કરી શક્યો હતો, એટલે ગર્વ ને મદ કે જે હલકા માણસોની નિદ્રામાં નિત્ય ખાસીયત છે, તેનો ધુવો એના મગજના મહેલમાં ચઢી ગયો, અને દીર્ઘદષ્ટિરૂપી બુદ્ધિની આંખનું તેજ હરી લઇ, તેના વડવાઓના ચાલતા આવેલા રિવાજ–આચાર વિચારના માર્ગમાંથી એને દૂર ફેંકી દીધો. જ્યારે મોટાઇ અને દોરદમામના સાધન પોતાની પાસે ભેગા થએલા તૈયાર જોયા ત્યારે "ખરેખર માણસ હદ બહાર જાય છે, જ્યારે કે તે પોતાને તવંગર જુએ છે," એ કોરાનનું લખાણ સાચું પડયું, અને ઉમરાવોની માફક તેણે પણ બક્ષી, અરજી રજૂ કરનાર અમલદાર, ચોબદાર, નીમી અરજીઓ સાંભળવી શરૂ કરી

એક કાગડાએ પહાડી તીતરની ચાલ શીખવા માંડી,

(પરિણામે) તે ચાલ તેને આવડી નહિ અને પોતાની (ચાલ) ભૂલી ગયો

વળી એના મનમાં એવો પણ વિચાર આવ્યો કે પોતાના છોકરાઓમાંના એકને ઉચ્ચ બાદશાહની સેવા (નોકરી) માં ગોઠવી આપે પોતાનો સૌથી ન્હાનો છોકરો ફખરૂદ્દીન કે જેનામાં જાતી અક્કલ હતી અને જેની રીતભાત મનને ગમે તેવી હતી તેનાપર પોતાની નજર કરી તે વખતે સામ્રાજ્યનો કારભાર મુકર્રબહઝરત વલ્‌ખાલેકહોફેઝ ખિદમતગાર કરતો હતો તેને પોતે એવો પત્ર લખ્યો કે ત્રણ હજારની મનસબ તથા ફખરૂદ્દીનખાનના ખેતાબ સાથેની સુરતબંદરના મુતસદ્દીના હોદ્દાપરની નિમણુંકની સનદ, કે જેમાં નીમાનાર અમલદારનું નામ ખાલી હોય તેવી તથા પવિત્ર પાદશાહ તરફનું ફરમાન, એવી મતલબનું કે, શાહ વેપારી જે શખ્સને તે

ઓદ્દા માટે યોગ્ય ને લાયક ગણે, અને જેનાથી તે રાજી હોય, તેનું નામ તે ખાલી રાખેલી જગામાં લખી તેને હકૂમત સોંપે, એવી સનદ તથા એવું ફરમાન મેળવવાં. એ (કામ) ને અંગે જે ખરચ થાય તે ખરચ માટે સાઠહજાર રૂપીઆની હુંડીઓ મોકલી. પરંતુ વિધિ એ યુક્તિની વિરુદ્ધ હોવાથી, એ કાગળ લઈ જનાર કાસદો કાગળો સાથે ભરૂચની પાડોશમાં તેગબેગખાનના માણસોને હાથે પકડાઈ ગયા અને કાગળો એને મળ્યા. એ કાગળોના મજકૂરની ખબર પડતા, નસીબ યારી આપે છે, એમ સમજી, કામ પાકું કરવા માટે એ કાસદોને પોતે એવી જગ્યાએ રોકી રાખ્યા કે જેની બીજાને ખબર પડે એવો સંભવ હતો નહિ. આગળ જણાવ્યા પ્રમાણે એક વખત તેને ઓદ્દે બેસાડી, તેનું મન ઉઠી ગયું ત્યારે પાછો બહેરામખાનને તે જગાએ બેસાડયો, તેથી જ્યા સુધી શાહ વેપારી હયાત હશે ત્યાં સુધી એ ઓદ્દાપર રહી નિરાતે સત્તા ભોગવી શકાય એ વાત અક્કલ નાકબૂલ કરે એવી છે, એમ ધારી સંપૂર્ણ રીતે ડહાપણ અને દૂરઅંદેશી વાપરી, પાણી પહેલા પાળ બાધવાનો વિચાર મન સાથે કરી, ઉપર ઉપરથી તેનો મોભ્ભો જાળવવા, તથા તેની જોડે સારી રીતે વર્તવા તથા તેનું મન સંપાદન કરવા ખૂબ પ્રયત્ન કરવા માંડયા. છેવટે પહેલા રબીમાસમાં સઘળા પ્રાણીઓમાં શ્રેષ્ઠ એવા પયગંબર સાહેબના–ઈશ્વર તેમના કુટુંબપર મહેર રાખે અને તેમને સલામત રાખે–શુભ અને માગલીક જન્મ દીવસનો હંગામ આવી પહોચ્યો, તે વખતે બારમી તારીખે તે હઝરતના નામની પ્રસાદીના ભોજનની તૈયારી કરી (તેને જમવાનું નોતરૂં દીધુ).

હમારા મહેમાન તરીકે હમારા ઝુંપડામાં તમે પધારો,

તો હમારાપર મહેરબાની થશે અને હમને માન આપ્યુ ગણાશે.

તેણે હા કહી, પણ તેને ખબર ન હતી,

કે અંતે આ કંજૂસ (આકાશ) પોતાના મહેમાનનું ખૂન કરે છે.

હવે આમંત્રેલે દીવસે, તેણે એક (ખોટી) ગપ ચલાવી કે મરાઠાઓએ દેખા દીધી છે અને તેથી (દેખીતી રીતે) તેમની સામે થવા પોતાના લશ્કરને તૈયાર અને હાજર રાખ્યુ. વળી બખ્તર પહેરેલા કેટલાંક માણસોને અગાશીપરના એક ઓરડામાં છૂપા હુમલા માટે યોગ્ય પ્રસંગની વાટ જોતા બેસાડયા. આપેલા વચન મુજબ શાહ વેપારીએ પોતાને ઘેરથી ઘોડેસ્વાર થઈ જવાનો ઈરાદો કર્યો, પરતુ તેના હિતચિંતક અને દૂરઅંદેશીવાળા માણસોને આ લશ્કરી તૈયારી જોઈ મનમાં શંકા પેદા થઇ હતી અને

તેમને ઘણો ભય લાગતાં તેમણે તે હકીકત એને જાહેર કરી, અને ઘોડેસ્વાર થઇને જવાનું માંડી વાળવું એવી વિનતી કરી. પરંતુ એના નસીબની આંખની આડે આવી વિધાતાના હાથે એને ખરા રસ્તાનો વ્હેરો જોતાં અટકાવ્યો હતો, એટલે ગર્વને વશ થઇ તેમનું કહેવું માન્યું નહિ, અને પોતાનાં કેટલાંએક ખાસ માણસોને લઈ પોતાનુંજ મોત શોધવા (પોતાનેજ પગે કબરસ્તાન તરફ જવા) ચાલી નીકળ્યો.

શિકાર પોતેજ પોતાનું મોત આવી પહોંચતાં શિકારી તરફ જાય છે.

તેગબેગખાને શિકારને પોતાની જાળમાં ફસેલો જોઈ, આનંદી ચ્હેરે સંપૂર્ણ નિયમથી પોતાના એ પ્રિય મહેમાનને માન તથા મ્હોટાઈ આપી મ્હોંને સ્મિતથી છલ્લાછલ ભરીનાંખી, ઘણા ઉલ્લાસથી "ભલે પધાર્યા" "ભલે પધાર્યા"એમ બોલતાં બોલતા પોતાના હૃદયની માફક પોતાના પડખામાં જગા આપી, અને બીજાં સઘળા માણસો પોતાને લાયક તથા મોબ્બાસરની જગાએ ગોઠવાઈ ગયા અને જમવા બેસવાની તૈયારી થવાનો વખત આવી પહોંચ્યો ત્યાં સુધી એ બંને વચ્ચે બહુ પ્રેમપૂર્વક વાતચીત ચાલી. તેગબેગખાને કપટપૂર્વક એવું બ્હાનું બતાવ્યું કે અહીં ઘણા માણસો ભેગા થઈ ગયા હોવાથી હું અને શાહ વેપારી જુદા જઇ જમીશું! એમ કહી તેનો હાથ પકડી પોતે ઉઠયો અને અગાસીપર આવ્યો. બીજાઓ તે ખાસ મહેફિલ (બેઠક) મા આવી શકયા નહિ. જમી રહ્યા બાદ તેગબેગખાને તેણે લખેલા પત્રો તથા હુંડીઓ તેના હાથમા આપ્યા અને કહ્યું કે (સોગંદ લેતી વખત) જે કોરાન આપણી વચમા તેં આણ્યુ હતુ તેજ કોરાને આ પત્રો ને હુંડીઓ પકડાવ્યા છે, માટે તે વાચ, અને સાવચેતીની આંખે જો. એ જોઇ શાહ વેપારીથી કાંઇ જવાબ અપાયો નહિ, અને ઘણી ગભરામણ (થવા) થી પોતાનું શરમિંદગી ભરેલું માથું નીચું રાખી, ચૂપ રહેવુંજ તેણે પસંદ કર્યું.

રખે કોઇ માણસને પોતાના ખોટા કામથી શરમાવું પડે.

આ તકનો લાભ લઈ છરમાંડવીનો જમીનદાર દુર્જનસિંગ,કે જે છુપાઈ બેઠેલી ટોળીમાંનો એક હતો તેણે ઓરડાના દરવાજામાંથી હાથ ઉચો કરી શાહ વેપારીની કમરમાં જે હીરાજડીત ખંજર હતું તે લઈ લીધું, અને આવીને તેની પાસે બેઠો, અને બીજાઓએ તેની આસપાસ કુંડાળું કરી દીધું. શાહ વેપારી શરીરે નબળા બાંધાનો તથા કાઠીએ ઠીંગણો હતો, એટલે વિધાતા રૂપી બાજપક્ષીના પંજામાં એક ચકલી માફક સપડાઇ ગયો અને એ પાંજરારૂપી ઓરડામાં પૂરાયો.

આ પુરાણા મહેલનો કાયદોજ એવો છે.
કે કોઇ વખત એ તારે માટે સાંકડો થઇ જાય છે તો
કોઈ વખત પહોળો રહે છે.

એના સાથીઓને સખતાઇ તથા જોરજુલમથી દરબારમાંથી બહાર કાઢ્યા ને તેમાના કોઇનાપર ઇશ્વરની એટલી પણ મહેર થઈ નહિ કે તેની (પોતાના શેઠની) વાટ જુએ, તેથી નિરાશ થઈ પશ્ચાતાપ કરતા તૂટેલી ગરદને (નીચી મુંડીએ) તેઓ બહાર નીકળી આવ્યા, અને દરેક જણ પોતાને ફાવે તે રસ્તે ચાલ્યો ગયો. શાહ વેપારીનાં ઘર ને વખારોપર તેગબેગખાને ચોકીદારો ગોઠવી દઇ, તેનાપર જાતીની મ્હોર મારી દીધી અને જાતજાતના માલ ને અસબાબ ઉપરાત લગભગ એંશીલાખ રૂપીઆ રોકડા કબજે કર્યા.

આસમાન તો પોતાનું આપેલું પાછું લે છે,
(કેવળ) ઇશ્વરનું નામજ શાશ્વત રહે છે.

બે ત્રણ દીવસ બાદ શાહ વેપારીને એક ડોળીમા નાંખી કિલ્લામા મોકલ્યો. પોતાના વડવાઓની રીતભાત છોડી પોતે જુદી રીતે વર્ત્યો હતો એટલે તેમણે લાંબી મુદતમાં જે જે ભેગું કર્યું હતું તે તે તેણે ખોઈનાખ્યું.

જે પોતાના અંદાજાસર ચાલે છે
તે ઉંચે ચઢવાને શક્તિમાન થાય છે.
માણસ જ્યારે પોતાની શક્તિ ને મકદૂર સમજે છે
ત્યારે તેને પોતાનાં કામનો પસ્તાવો કરવો પડતો નથી.
ઘણી આશાઓ મનમા જ રહી જાય છે,
ઘણી ઉમેદોના પગ કાદવમા ખૂંચી જાય છે.

તેગબેગખાન પોતાની આવી મારી યોજના માટે શાબાશી લઇ સુભાગ્યના હાર તથા સત્તાની સંપૂર્ણતા સાથે હકૂમતની ગાદીપર બેઠો. એને નસીબે યારી આપી તે બનાવોમાનો એક એ હતો કે તે (શાહ વેપારી) ના કારખાના(ખાતા)ની છૂપી વાતો જાણનારામાથી કેટલાએક કૃતઘ્ની અને નિમકહરામ માણસોએ, પોતાની આબરૂ જાળવવા તથા તેને પ્રતાપે પોતે જે કમાયા હતા તે સઘળું બચાવવા, અને તેગબેગખાનને સારૂ લગાડવા, તેનો ખજાનો ક્યાં હતો તે બતાવવા બહાર પડયા. શાહ વેપારી કેદ પકડાવાને લીધે સૈયદ હુશેનઅલી ને સૈયદ વલીઉલ્લા ભગ્નહૃદય થઈ ગયા, અને બહુ નિરાશ થઈ જઇ, પોતાનાં કરેલાં કામનું શું પરિણામ આવશે તેની ચિંતામાં પડી ગયા, એટલામાં તેગબેગખાનનો સંદેશો આવ્યો કે જો શાહ વેપારીની શિખવણીથી

તેમણે દંગો ઉઠાવ્યો હોયતો તે તો હવે કેદ પકડાયો છે. જો ખરેખર તેમની ઈચ્છા (તેગબેગખાનની) નોકરીમાં દાખલ થવાની હોય તો તેમણે એની પાસે આવવું, જો ઇચ્છા ન હોય તો (ન આવવું અને) જ્યાં તેમને જવું હોય ત્યાં જવા તેઓ મુખત્યાર છે, કોઈ તેમને અટકાવશે નહિ. સૈયદ વલીએ પોતાને જવાને માટે કેટલાંક વહાણુની માગણી કરી અને બહેરામખાનને તેના ભાઇઓ સાથે છૂપી રીતે ઘોઘે પહોંચાડી પોતે ભાવનગર જઇ રહ્યો.

સૈયદ નુરૂલ્લા નોકરીમાં દાખલ થવાનું સ્વીકારી, તેગબેગખાનને મળ્યો. અઠવા હવે વિરોધીઓથી ખાલી થઇ ગયુ હતું, તેથી તેગબેગખાને ત્યાનો અસબાબ-નિર્જીવ ને જીવતો-તથા તોપખાનું કબજે કરી લીધા અને તેટલેથીજ બસ ન કરતાં ત્યાના કોટ તથા ઇમારતોના ઈંટ, પત્થર ને લાકડાને ખોદી કઢાવી વેચી નાખ્યા અને જેથી તેના નામ નિશાન પણ પાછળ રહેવા પામે નહિ એવી રીતે જમીનદોસ્ત કરી નાખ્યાં: "માટે હે આંખવાળાઓ તેઓનો દાખલો લ્યો." બહેરામખાનના મિત્રોમાનો એક હાજી રખી કે જે સદાએ સારી રીતે વર્તતો આવ્યો હતો અને જે બંદરના એક ખૂણામા સલામતી માટે એકાત રહેતો હતો, તેને તેગબેગખાને પોતાના મિત્ર તથા દોસ્ત થવાનો આગ્રહ કર્યો, પણ તેણે તેમ કરવાની ના કહી અને સમયનો વિચાર કરતા પોતે વધારે વખત ત્યા રહેવું સલાહ ભરેલું ન સમજતો હોવાથી, કહ્યુ કે, જો તમે રજા આપો તો બહેરામખાનનાં કુટુંબીઓને તેની પાસે પહોચાડી દઉં. વાધો ન ઉઠાવતા તેગબેગખાને તેને તેમ કરવાની રજા આપી. તેણે તેમને વહાણમા લઈ જઇ ત્યાં પહોચાડયાં. સદરહુ બનાવોની ખબર સરકારી કાગળો લખનારાઓ તથા વેપારીઓ મારફત વારંવાર અને ચાલુ પવિત્ર અને ઉચ્ચ બાદશાહ પાસ રજૂ થતી રહેલી હોવાથી એ બખેડો દૂર કરવા માટે એવો હુકમ કરવામા આવ્યો કે સુરત બંદરના મુનસદ્દીનુ માન મોમિનખાન આપવું અને તેની ફેરફારીમાં ખંભાત બંદરના હાકેમનુ માન તેગબેગખાનને આપવું. તે મુજબ મોમિનખાનને એક કીમતી પોશાક તથા એક હાથણી ભેટ આપવાની મહેરબાની થઈ અને તે તેને પહોચાડવા વકીલના હવાલામા આપવામાં આવ્યા અને ઓહ્દાની સનદ કાસદો મારફતે જે વખતે તે (મોમિનખાન) મહારાજા સાથે દભોઇ તરફ જતો હતો તે વખતે રસ્તામા મળી. તેણે બંસીધર નામના માણસને સનદની નકલ આપી રવાના કર્યો, અને સૈયદ નુરૂલ્લા જોડેનો પોતાનો પૂર્વેનો સંબંધ ધ્યાનમા રાખી તેને કામપર દાખલ કરા-

વવા લખી જણાવ્યું એ વાત પ્રસિદ્ધ કરી તે બહાને સૈયદ નુરૂલ્લાએ સિપાઈઓ ભેગા કરી પોતાને કામપર દાખલ કરવા માટે માગણી કરી. તેગબેગખાને પહેલા તો નરમાશ ને મીઠાશથી તેમ કરવાની ના કહી, પણ તેણે તે પ્રતિબંધ કબુલ ન રાખ્યો એટલે પરિણામે લડાઇ ને ઝઘડો થયા, અને બને પક્ષના થોડા માણસો ઘાયલ થયા. સૈયદ નુરૂ'ના પોતાની જવાબદારી અદા કરી શક્યો નહિ એટલે ચાલી નીકળ્યો. તેગબેગખાનના હાથમાં પુષ્કળ નાણું આવેલું હોઈ ઉંચો જાતજાતનો માન આપી તથા પૈસા વહેંચી હુઝુરશ્રી પાસે રહેનાર ઉંચા અમલદારોને ગરજ કરી પોતાના નામની સનદ તથા બહાદુરનો ખેતાબ મેળવી, પોતે પૂર્ણ સત્તા ધારણ કરી બેઠો અને પોતાના ભાઇ સફદર મહમદખાનને પોતાનો નાયબ નીમી, માલી ને મુલ્કી ખાતાનો કારભાર તેને સોંપી દઇ, પોતે રાત ને દહાડો માત્ર મોજમઝા અને મહેલ ચણાવવામાં ગુજારવા લાગ્યો. આ બનાવો હિ. સ. ૧૧૪૫ ની શરૂઆતમાં બન્યા. એજ સાલના પહેલા જમાદી માસની દસમી તારીખે વડોદરામાં મહમદખાન ગવર્ની કુદરતી મોતે મરણ પામ્યો, અને છેવટ લાશને અમદાવાદ લઇ જવાની હોવાથી થોડાક વખત ત્યાં દાટયો. એજ મહીનાની વીસમી તારીખે સૂબાના સદર અબુલ મુફાખરખાને પણ પરલોક ગમન કર્યું. વડોદરાના ફોજદારની જગાનો સત્તાવાર હુકમ મહારાજાએ શેરખાન બાબીના નામનો મોકલ્યો, એવી રીતનો કે તેણે ખાતર જમા રાખી ખબરદાર રહેવું. શાહ અલીરઝા-સરહિંદીના પુત્ર શેખમહમદશાહે પોતાના બાપની કબરપર એક ઘુમટ ચણાવવાનું શરૂ કર્યું.

---

## શાહૂ રાજાના મરહૂમ સેનાપતિ ખંડેરાવ દાભાડેની વિધવા ઉમાબાઈનું આવવું, અમદાવાદને ઘેરો ઘાલવો, મહારાજાએ સલાહ કરવી અને કેટલાંક પરાંઓપર હુમલો કરવો

---

રાજા શાહૂનો સેનાપતિ ખંડેરાવ દાભાડે કે જે કુલ મરાઠાઓના બક્ષી (ઉપરી) તરીકે ઓળખાતો હતો તેની વિધવા ઉમાબાઇ પોતાના ધણીના ગુજરવાબાદ, પોતાનો પુત્ર જે તેના બાપના ગુજરી જવા બાદ

સેનાપતિ નીમાયો હતો અને જેને ગુજરાતમાથી ચોથ ઉઘરાવવાનું કામ સોંપવામાં આવ્યુ હતું અને જે ન્હાની ઉંમરનો હતો, એટલે પોતે જાતેજ તે કામ કરતી હતી, તે અગર જો કે પોતાનો એ પુત્ર હવે ઉંમર લાયકનો (જુવાન વયનો) થયો હતો, તો પણ તેનામાં જાતી હુશીઆરી (પાણી) ન હોવાથી, પોતે જાતેજ સરદારીનું, નોકરો પાસેથી નોકરી લેવાનું, તેમજ હાથી કે ઘોડાપર સવારી કરી લશ્કર લઈ લડવાનું કામ કરતી હતી, તે (બાઇ)ને મારવાડીઓએ કપટથી પીલાજીને મારી નાખ્યાની ખબર પડવાથી, તે સાપની જેમ (પોતાના મન સાથે) વળ ખાવા લાગી, અને તેનું વેર લેવા તેણે કસીને કમર બાધી, અને મરાઠાઓને ગુજરાતમા આવવાની મોસમ આવતા ત્રીસ ચાળીસ હજાર સવાર તથા માર્યા ગએલા પીલાજીના છોકરાઓ, કંથાજી અને દામાજીગવ, કે જે એના (હાથ તળે) નોકર હતા, તેમને લઇ ઉકળતે મને અને યુદ્ધનાદ કરતી અમદાવાદ તરફ આવવા નીકળી અને શહેરથી ત્રણ કોસ દૂર સાબરમતીને કાઠે આવેલા મોજે ફૈઝાબાદ ઉર્ફે શાહવાડી આગળ પડાવ નાખ્યો, અને આસપાસ, ચારે બાજુ, હવેલી પરગણાના ગામો તથા પરાઓપર હુમલા કરી લૂંટફાટ કરવાનો લશ્કરને હુકમ આપ્યો. મહારાજાના બોલાવ્યાથી મોમિનખાન ને જવાનમર્દખાન રાતોરાત પોતાના સાથીઓ સાથે આવી પહોચ્યા. તેમને શાહીબાગ તરફ, તે તે બાજુ આવેલા પરાઓનુ રક્ષણ કરવા મોકલ્યા, અને બીજી બાજુએ આવેલી આમપાસ તથા આજુ બાજુની જગાઓને બચાવવા પઠાવતો તથા ભંડારીઓ સાથે મારવાડી સૈન્યને મોકલ્યું, અને (એ રીતે) પોતે લડાઈ તથા યુદ્ધ કરવા તૈયાર થયો. ગજા બખ્તસિંહ કે જે નાગોર ગયો હતો તે આજ વખતે એક વ્યવસ્થિત લશ્કર સાથે આવી પહોચી પોતાના ભાઈને મળ્યો. પૂર્વે જણાવી ગયા મુજબ શેઠ ખુશાલચદ ઝવેરી કે જે મુબારિઝ ઉલ્મુલ્કના સમયમા પાટનગર જઇને વસ્યો હતો, તેણે પોતાની નગરશેઠાઈ સંબધે અમીર ઉલ્ઉમરા સમસામઉદ્દૌલાની મહોર સાથેનો જે પરવાનો મેળવ્યો હતો, તે પણ તેની (બખ્તસિંહની) સાથેજ આવી પહોચ્યો, અને તેણે મહારાજાને મળી પરવાનો બતાવ્યો.

મહારાજાના નામપર લખેલા પરવાનાની નકલ

(એવી કે) અમીરાત તથા સત્તાના દરજ્જાદાર, પ્રશસનિય ભવિષ્યવાળા સરદાર, દબદબા ને બહાદુરીના ઓદ્ધાવાળા, ઉચ્ચ ગજકુંવરોમા ઉત્તમ, હિંદુસ્તાનના રાજાઓમા શ્રેષ્ઠતમ રાજાપર પ્રભુની કૃપા હોજો. શાંતીદાસના પુત્ર ખુશાલચંદને (આ) ઉચ્ચ દરબાર તરફથી અમદાવાદના નગર-

શેઠ નીમવામાં આવ્યા છે, અને ખિલત તથા મોતીનાં કાનના કુંડળથી તેની યશસ્વી કાયાને વિભૂષિત કરવામા આવી છે, તેને ત્યાં (અમદાવાદ) જવાની આજ્ઞા આપવામા આવી છે. (તેથી) ત્યાં આવી પહોંચવા બાદ કારભારીઓને હુકમ કરી દેવો કે તેના (ઓદ્ધાને લગતા) કામકાજ તેને કરવા દેવાં કે જેથી રૈયતનું ભલું (થાય), શહેરની આબાદી (જળવાય) અને આખી વસ્તી સુખમા રહે, એવી રીતે વર્તવું મસ્લાહ ભરેલું ગણી, તેમ કરવા તરફ પોતાનું લક્ષ દોડાવે, કે જેથી લોકો નિરાંતે પોતાનો કામધંધો કરવામા મશગૂલ રહે. હુઝૂરને ગાદીએ આવ્યાના પંદરમા વરસના બીજા રબી મામની પાચમી તારીખે (આ પરવાનો) લખ્યો. આગલા રિવાજ મુજબ, મહારાજાએ તેને પોશાક આપી હિંદુ કોમના શેઠના ઓદ્ધાનુ કામ કરવા નીમ્યો. ટૂંકામા બંડ ને ફિસાદનું માથું ઉડાવી, દક્ષણીઓએ લૂંટફાટ કરવા હાથ લબાવ્યા એક વ્યવસ્થિત ફોજ સાથે સૂબાનો નાયબ રતનસિંહ ભંડારી, મરાઠાઓ દેખા દે, તેની મવારથી આજ સુધી વાટ જોતો, સાબરમતીના ભાઠા (રેતાળ પ્રદેશ)મા ગાઝીઉદ્દીન હુસેનના બાગ તથા બહેરામપૂર લગોલગ ઉભો હતો. ગુજરાતી અને મારવાડી સવાર અને પાયદળની એક ટૂકડી સાથે, જીવરાજ ભંડારી, કે જે કેટલાક મહાલોની જોરતલબી તેને સોપવામા આવી હતી તે ઉઘરાવવા માટે બની તેટલી કોશેશ કરી, બહાદુરી અને શૌર્યનો ગર્વ રાખતો હતો, તેનો આ બખેડા અંગે, મહારાજાએ રાજપૂરની પાસે આવેલા ચારતોડામા પડાવ નખાવી તેના પર તે બાજૂના પરગણાઓનુ રક્ષણ કરવાની જવાબદારી નાખી હતી, લડાઇ કરવા તથા મરાઠાઓને મારી હઠાવવા માટે તૈયાર તથા તત્પર થઈ, તે પણ સાવચેતી અને સાવધાનતાથી "મરાઠાઓ આવ્યા, આવ્યા" એ ખબર સાભળવા કાન માંડી બેઠો હતો એક દીવસ એવો અકસ્માત બન્યો કે દક્ષણી સવારોની એક ટૂકડી કે જેને તેમની ભાષામા હીલ સવાર કહે છે તેના આવવાનું ધૂળનુ વાદળ જોતાજ, (અને) તેને કોઇ વેળા મરાઠાઓ જોડે લડાઈમા ઉતરવાનો પ્રસંગ ન પડેલો હોવાથી, વગર હીલ ને વગર વિચારે પોતે તેમની સામે થવા અને તેમને હાંકી કાઢવા આગળ દોડી ગયો. હવે તેઓ તો પોતાના લડાઈ કરવાના ચાલતા આવેલા રિવાજ મુજબ લડાઈના મેદાનમાથી નહાસી જવા તથા શત્રુને પોતાની પાછળ ખેંચી (તેમના પર હુમલા કરવા) પોતાનો લાગ સાધતા રહ્યા. આ નહાસભાગને જીવરાજે પોતાની ફતેહ અને તેમનો પરાજય સમજી, સાવચેતી અને સાવધાનની લગામ હાથમાથી તદન છોડી દઇ, મારતે ઘોડે તેમની પૂઠ પકડી,

અને અહંકારને વશ થઇ વધારે વિચાર ન કરતા હદથી જુદા પગ ઉઠાવ્યો, એટલામા જોયું

તો ધુમાડાના જેવું એક કાળું વાદળું ચઢી આવ્યું,

કે જે એટલું ઘાડું હતું કે ત્યાથી બહાર જવાની કોઈની મકદૂર ન હતી.

પહાડરૂપી લશ્કર યુદ્ધ કરવાના વિચારથી હાલી ઉઠ્યું,

(અને) તેમા યુદ્ધાકાંક્ષિત હજારોહજાર ચિત્તામમાન યોદ્ધાઓ હતા. આ સ્થિતિ જોઈ તેના (મગજમાથી) હોશકોશ એવા ઉડી ગયા કે પોતેજ દક્ષણીઓએ ખીછાવેલી જાળ (ના કુંડાળા)મા કૂદી પડયો. તેઓ તેનાપર ચારે તરફથી કીડીઓ ને તીડના ટોળા માફક તૂટી પડયા, અને તેને બીજી મદદ કે સીસું કે દારૂગોળો મળી શકે તે રસ્તા બધ કરી દઈ ટૂંક ઝપાઝપી કરી તેનું કામ પૂરૂ કરી દીધુ (મારી નાખ્યો). એ બહાદુર સૈનિકોમાથી થોડા મરાયા ને કેટલાક જખમી થયા, અને માર્યા ગએલા તથા તથા જખમી થએલા સિપાઇઓના ઘોડા તથા હથીઆર, તેમજ ન્હાની મ્હોટી તોપો, વાવટા અને નગારા મરાઠાઓના હાથમા ગયા. એ લડાઇના મેદાન પાસે રતનસિંહ ભંડારી એક મ્હોટુ લશ્કર લઇ પડયો હતો, તેને આ લડાઇની ખબર પડવા છતા, તેમજ તેની મદદે જવાનો તેનાપર મહારાજાનો તાકીદ હુકમ થયેલો હોવા છતા, પોતે પહેલેથીજ જીવરાજની અદેખાઈ કરતો હોવાને લીધે, વિલંબ કરી, ચોખ્ખી રીતે (હુકમ માનવા) આખ આડા કાન કર્યા માથે પાણી ફરી વળ્યા બાદ અને કામ હાથથી ગયા બાદ મોમિનખાન તથા જવાનમર્દખાનને,તેમણે મકકમપણું ન છોડના (શત્રુની) બગાબર ખબર લેવી એવુ કહેવડાવી, પોતે બહેરામપુર તરફ ચાલ્યો ગયો. શાહીબાગથી હજરત શાહ આલમ (ઇશ્વિર તેમની કબર પવિત્ર રાખો)! નું પરૂં, કે જે લાખો પરો છે, ત્યા, દીવસ આથમવાને બે કલાક રહેલા એવે વખતે તેઓ આવી પહોચ્યા કે જે વખતે દક્ષણીઓ લુટ કરવામા રોકાઈ ગયા હતા, તેથી એ પરાની ચારે દીવાલો કબજે લઈ તેમણે ત્યાથી તોપ તથા બાણુ છોડવા અને યુદ્ધઘોષ કરવા માડયા. મીર અબુલકાસમ અને બીજા થોડાઓ કે જેમને યમનુ તેડું આવવાનો વાર હતી તેઓ એ લડાઇમા ઘાયલ થયા, એટલે તેમને લઇ રાતની વખતે તેઓ પાછા ફર્યા અને રતનસિંહ ભદ્રના કિલ્લાની દીવાલની નીચેના પોતાના તંબૂમા આવ્યો. મરાઠાઓના હુમલાનો બખેડો ચાલતો હતો તે વખતે પરામાં તથા પાસેના ગામડાઓમા વસતી સઘળી રૈયત અને ત્યાના કુસ્લે રહેવાશીઓ, કે જેમની

હામેદખાનના બળવા વખતે પુરતી ખબર્ગીને પાયમાલી થઇ હતી,તે ઉપરથી ધડો લઈ, પોતાના કુટુંબ, માનમતા ને અસબાબ લઇ, શહેરનું રક્ષણ કરતા કિલ્લામા જવાથી પોતાનુ (પણ રક્ષણ થશે) એવો વિચાર કરી,ત્યા આવતા હતા, છત્રરાજ, કે જેને પોતાની બહાદુરી તથા શક્તિનો ગર્વ હતો, તેણે આવે વખતે તેમને તેમ કરતા અટકાવ્યા અને જોરજુલમ વાપરી એવુ કર્યું કે એક પણ માણસ શહેરમા પેસી શકે નહિ તેમને જ્યાર તેના માર્યા જવાની ખબર પડી એટલે તેમણે ભય ને ત્રાસને વશ થઇ, ગભરાટમા પડી, માન મનાથી ભરેલા પોતાના ઘરબાર છોડી, ગભરાયલા ગભરાયલા, એ કાન ને એક નાક લઈ, પોતાના કુટુંબનો હાથ પકડી, શહેરમા આવવા માડયુ બીજે દહાડે સવારે કે જ્યારે સોનેરી ટોપવાળા ઘોડેસ્વારે અધકારને લૂટવા હાથ લબાવી, જમાના (પૃથ્વી)ના મેદાનને માફસુક અને પવિત્ર બનાવ્યુ ત્યારે દક્ષણીઓ કે જે આગના દહાડાનો હુમલો જોઈ ગભરાઈ ગયા હતા, તેમણે તે બાજૂના પગમા રહેતા વસ્તીના મકાન ઘર બાર અને દુકાનો લૂટી લેવા હાથ લબાવ્યા

જુલમી દક્ષણીઓ તૂટી પડયા
અને તે બાજૂની દરેક દિશાએ તેમણે લૂટફાટ કરવા માડી
ઘરમા જે કાઇ હતું તે લૂટી લીધુ,
શુ મુસલમાન કે શુ હિંદુ કોમનુ
ત્યારપછી વેર લેવા આગ લગાડી
(એટલે તેમા) લીલુ ને સૂકુ બધુજ સાથે બળી ગયુ

ખાસ કરીને રસૂલાબાદનુ પડે કે જ્યા હજરત શાહ આલમ (ઇશ્વર તેમની કબર પવિત્ર રાખો), ના પુત્ર પૌત્રાદી એટલે કે શાહી વશના સૈયદોનો વાસ હતો અને જ્યા ચિત્તાકર્ષક મકાનો ને લીલી હરીઆળી જેવી વાડીઓ હતી અને જ્યા તે દરગાહના મનાઝ તથા મોઅબો જાળવના મોઈ પણ કશી રીતની અટકચાળી કરતુ નહિ, તેનાપર ઇશ્વરથી અજાન એવા એ મગરાઓએ એક સામટા તૂટી પડી લૂટફાટ કરવા હાથ લબાવ્યો પોતાની આબરૂ જાળવવા તેમની સામે થવુજ જોઇએ, એવુ યોગ્ય જાણી મ્હોટા મ્હોટા સૈયદો તેમને હાંકી કાઢવા બહાર પડયા પરતુ દક્ષણીઓની સંખ્યા ઘણી હોવાને લીધે તેઓ ફાવ્યા નહિ, અને કેટલાએક માર્યા ગયા અને કેટલાએક જખમી થયા છતા તેઓ ખોડગતા ખોડગતા પોતાની પડદાનશીન સ્ત્રીઓના હાથ પકડી, ન્હાના રડતા બાળકોને લઇ, પડતા

આખડતા શહેર તરફ જવા નીકળ્યા, અને તેમના ઘરબાર તથા દરગાહનો સામાન અને આજ મ્હોટી પુસ્તકશાળા હતી તેનો નાશ થઈ ગયો. કહેવાની મતલબ એ છે કે એક આખું આદવાડીઉં દીવસે દક્ષણીઓ અને રાત્રે કોળીઓ (મકાનો) ખોદી નાખવા, (માલમતા) લૂટી જવી, અને (ઘરોને) આગ લગાડવી, એ ત્રણ કામ કરતા એક ક્ષણ પણ વગરરોકાએલા કે વિલંબ કરતા રહ્યા નહિ, અને તેના માલિકોને નિગશાની ભૂમીપર નાખી દઇ કબાબ જેમ ભુજી નાખ્યા તેજ વખતથી રસૂલાબાદનુ પર તથા એ દરગાહ જોડે તાલૂકો (સંબંધ) રાખતા બીજાં પરાઓ દીવાદેવના વગરના વેરાન જેવા થઇ ગયા અને મરાઠાઓની સત્તા કે જે પીલાજીના ખૂન બાદ સ્હેજ મંદી પામી હતી તેને પાછો નવો રગ ચઢયો. હવે જીવરાજના લસ્કરનો નાશ થવાથી તેમનુ મન નિશ્ચિત થયુ હતુ, તેથી તેઓ રતનસિંહ ભંડારી કે જે સાબરમતીના ભાઠામા ગાઝીઉદ્દીનકુમેનના બાગની પાસે મુકામ નાખી પડયો હતો ત્યા આવી તેની સામે થઈ ગયા અને બને બાજુ તરફથી શરવીર લડાયક જુવાનો બહાર પડી લઢવા મડયા. પરતુ સામેજ આવેલા ખાનજહાન દરવાજાના કોટના બુરજોપરથી તોપના ગોળા છોડવામા આવશે એવી બ્હીકથી તેનાપર તૂટી પડવાની તથા એક સામટા થઇ હુમલો લઈ જવાની તેમની હિંમત ચાલી નહિ ખરાબી ઘણી થની હતી અને તેને લીધે મારવાડીઓમા મરાઠાઓ જોડે લડાઇ કર્યા કરવાની શક્તિનો અભાવ જોઈ, તથા પોતે દૂરથી તમાશો જોયા કર્યા સિવાય બીજુ કાઇ કરી શકે તેમ હતુ નહિ, એટલે પછી પોતાના હિતચિંતકોના મત મુજબ તેમની (મરાઠાઓની) જોડે સલાહ કરવાનુ નક્કી કર્યુ અને અભય કરણ પટાવત તથા જવાનમર્દખાનને ઉમાબાઇ પાસે મોકલી સલાહ કરવા માટે પગલા લેવા માડયા

હીચકારા પુરૂષ કરતા બહાદુર સ્ત્રી સારી,
આખલા કરતા સિંહણ સારી

તેઓ ત્યા ત્રણ દીવસ રોકાયા અને વાતચીત કર્યા બાદ અમાનત માલ જેને ખંડણી કહે છે તેના રૂપીઆ એસીહજાર આપવા તથા સૂબાની ચોથ તથા સરદેશમુખી ચાલુ રાખવાની શરતે સલાહ કરી લસ્કરનો ખરચ ઘણો થતો હોવાને લીધે ઉમાબાઈ સિપાઇઓના પગારના ભાર નીચે દબાઇ ગઇ હતી, તેણે આ પ્રમાણે નક્કી થએલુ નાણુ પહોંચાડવા માટે જવાનમર્દખાનને માથે જવાબદારી નાખી ને પોતે વડોદરા તરફ કૂચ કરી ગઈ. મહારાજાએ વીરમગામ પરગણાપર તનખો નાખી ત્યાની ફોજદારીપર

જવાનમર્દખાનને નીમ્યો કે જે ત્યાથી મહેસુલ ઉઘરાવી ( ખંડણીની રકમ) તેને પહોચાડે. તેણે કટકે કટકે (રકમ) મોકલી, પરંતુ વીસહજાર રૂપીઆ બાકી રહ્યા હતા તે ન મોકલતા પોતેજ રાખી લીધા. ટૂંકામાં કુચપર કુચ કરતી ઉમાબાઇ જ્યારે વડોદરાની હદમાં જઈ પહોચી ત્યારે ત્યાંના નાયબ-ફોજદાર શેરખાને કોટકિલ્લા મજબૂત બનાવી તેની સામે થવા ને લડવા તૈયારી કરી. ઉમાબાઇ કે જેણે હમણાજ મહારાજા જોડે સલાહ કરી હતી તેણે એને ઠરો પાડી પોતાને મળવા બોલાવ્યો અને દામાજી ગાયકવાડ તરફના ચોથના મક્રાસ ( ઉઘરાત) દારને તેની જોડે મોકલી તેમને જવાની રજા આપી પોતે પોતાને વતન પાછી ફરી. સરદાર મહમદખાન કે જેની લાશ થોડા વખત માટેજ દાટવામા આવી હતી, તેને દફનાવવા માટે તેનાં માણસો વડોદરેથી અમદાવાદ લઇ આવ્યા અને મહારાજાની પરવાનગી લઇ કિલ્લામા આવેલા તેના ઘરની જોડેના તબેલામા દાટી. આજ સાલમાં કૃપાનિધાન અને ઔદાર્યપૂર્ણ દરબારમાથી, મહારાજા માટે હજૂરથી તરફથી, એક પાદશાહી ફરમાન, કાપડના ખાસ ૭ પોશાક (તાકા)ની ખિલત, રત્નજડીત સરપેચ ને કલગી અને એક હાથી, તથા મોમિનખાન માટે એક કીમતી ખિલત કે જે ખાજા અસદુલ્લાખાન ગુર્જબરદાર જોડે મોકલવામા આવ્યા હતા તે આવી પહોચ્યા. મોમિનખાનને પોતાની સાથે રાખી મહારાજાએ ધારા મુજબ ભેરો ને આવકાર આપી તથા મસ્યનાથી સ્વિકારી, ઘોડેસ્વાર થઈ એ માનભરેલો પોશાક પહેરી, વિવેકસર ઉચ્ચ દરબાર તરફ મ્હોડું (આદાબ) કરી સલામ ભરી. મોમિનખાને પણ ખિલત પહેરી પોતાની નમન્તાઇ દાખવી. યોગ્ય વખત પછી મોમિનખાન અને જવાનમર્દ-ખાન રૂખસત લઈ પોત પોતાના તાલુકા તરફ ચાલતા થયા. હઝરત ખુદ-મકાન ( ઔરંગઝેબ )ની છાવણીના મોહતસબ ( હિસાબી કામદાર ) મીર ગાઝી ઉદ્દીન વલદે નિઝામ ઉદ્દીનખાન કે જે પૈસાદાર માણસ હતો, તેને રહીમ ચાવરખાનની ચુગલી પરથી મહારાજાના માણસોએ કેદ પકડી કોટવાળીના ચબૂતરામા પૂરી રાખ્યો; (અને) દંડની મ્હોટી રકમ આપી ત્યારે તે છૂટયો. મનસબદારોની જાગીરો પાછી અપાવવા માટે રહીમ ચાવરખાન આવેલો હતો તેને મહારાજાની સરકાર તરફથી રોજનું ભથ્થું મળતુ હતુ, પરંતુ તેની વર્ત્તણુકને લીધે લોકોની ઘણી ખાનાખરાબી થઈ: તેમા વિશેષે કરીને તેણે શેખ ઉલ્ ઈસલામખાનના કુટુંબીઓની અને સગાવહાલાની ખરાબી કરી, હમેશ સુધીનું કાળું મ્હોડું વ્હોરી લીધુ. ઈશ્વર ખરેખર વેરની વસુલાત લેનાર હોવાથી તેણે આ દુનીઆમાજ તેના કર્તુકનો તેને બદલો

આપ્યો, કારણ તેની ઉંમરની આખરમા તો તેને રાત્રે ખાવા રોટલો પણ મળતો ન હતો અને તેવીજ અવસ્થામા એ મોતના ભોંયરા તરફ ગયો, અને પેલી દુનીઆમાં દુ:ખરૂપી સજાનો ભંડાર તેને માટે ( ઈશ્વરે ) ભરી રાખ્યો.

